શ્રી. વિજયરાય વૈદ્યનાં લખેલાં

## બીજાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ | પ્રભાતના રંગ | (૧૯૨૭) | ૨—૪—૦ |
| ૨ | એક ક્રાંતિકારની આત્મકથા ભા. ૧ | (૧૯૩૨) | ૧—૪—૦ |
| ૩ | અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | (૧૯૩૨) | ૨—૦—૦ |
| ૪ | એક ક્રાંતિકારની આત્મકથા ભા. ૨ | (૧૯૩૩) | ૧—૪—૦ |
| ૫ | ખુશ્કી અને તરી | (૧૯૩૩) | ૧—૦—૦ |
| ૬ | દૃષ્ટિપરિવર્તન | (૧૯૩૪) | ૧—૪—૦ |

# સાહિત્યદર્શન

કર્તા અને પ્રકાશક


વિજયરાય વૈદ્ય

ભાવનગર



સોલ એજન્ટસ

આર. આર. શેઠની કું.

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,

કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ

બે

રસજ્ઞ અને સુવિદ્ય મિત્રો

વિ૰ ર૰ ત્રિ૰ તથા વિ૰ મ૰ ભ૰

એમને સસ્નેહ અર્પણ

# પ્રસ્તાવના

"અવસ્થા વસ્તૂનિ પ્રથયતિ ચ સંકોચયતિ ચ." ભર્તૃહરિએ તેમ ન કહ્યું હોત તો પણ મારે કહેવું પડત. અનેક ઊલટીસૂલટી અવસ્થાઓ અનુભવ્યાને પરિણામે–પ્રિયા પિંગલાને મૈયા પિંગલા કહેવા સુધીની સર્વ અવસ્થાઓ અનુભવ્યાને પરિણામે–તેમનાથી એ બોલાઇ ગયું. સુતીવ્ર સંવેદનનો એ પ્રતાપ. જીવનક્ષેત્રના જુદા પ્રદેશમાં જ, અલબત્ત, પણ અવસ્થાના વૈપરીત્યે મારી જે દશા કરી છે, તેનાં સંવેદનની તીવ્રતાએ પણ મારી પાસે બોલાવ્યું હોત કે અવસ્થા જ વસ્તુને પાથરે છે અને સંકોચે છે.

એ અવસ્થા છે એક શબ્દ સંબંધી અને એ શબ્દ છે 'સાહિત્ય.' એ શબ્દનો જે પથરાયલો અર્થ અત્યારે આપણે ત્યાં બહુસંમત છે તે આ ગ્રંથના નામમાં વાપર્યો છે અને જે સંકોચાયલો છે તે આ ગ્રંથનાં અમુક (મુખ્યત્વે, પહેલાં બે) લખાણોમાં માન્ય રાખ્યો છે. આ પણ, "હતવિધિલસિતાનાં હી વિચિત્રો વિપાકઃ"–નો જ દાખલો; કેમ કે, વીરરસે ઝળકતાં યુદ્ધો 'સાહિત્ય'નો વધુ સાચો (યાને સંકુચિત મનાયલો) અર્થ સ્થાપિત ને પ્રચલિત કરવાના પ્રયાસમાં કર્યા પછી, મને ઓછો સાચો લાગેલો અર્થ વિધિએ ગ્રંથનામમાં મારી પાસે સ્વીકારાવ્યો છે.

એ સ્વીકાર મૂળે તો થએલો તેત્રીસપૂર્વાધવાળી 'કૌમુદી'માંની લેખમાળાને અંગે. ત્યાં 'સાહિત્યદર્શન' હતું એ અહીં 'વાઙ્મયવિચાર' બન્યું છે. આ ફેરફાર કરવા હું સ્વતંત્ર હતો; અને વિષય ગ્રંથરૂપ ધરવાનો થયો એટલે, તેની વિચારણામાં જે શાસ્ત્રીયતા પૂરેપૂરી આવશ્યક, એને માટે જરૂરી પણ હતો. એટલો જ સ્વતંત્ર જો હું ગ્રંથનું નામ ઠરાવવાની બાબતમાં હોત, તો આને 'વાઙ્મયદર્શન' કહીને જ

ઓળખાવત; પણ એવી ઓળખનાં એકથી વધુ જે ભયસ્થાનો મને બતાવવામાં આવ્યાં, તેનાથી ભયગ્રસ્ત એવો હું, ગ્રંથવિક્રયવિશારદ મિત્રોની ઇચ્છાને વશ થઇ,[1] આને અનિચ્છાએ 'સાહિત્યદર્શન' કહેવાવા દઉં છું.

આટલી કથા તો નામને લગતા એક, અને પ્રમાણમાં ઓછા દુર્ભાગી, વૈચિત્ર્યની થઇ. વધુ દુર્ભાગી વૈચિત્ર્ય તો હજી હવે કથવાનું છે.

'સાહિત્યદર્શન' પદનો પહેલો અને સૌથી દેખીતો અર્થ તો એ જ કે એ નામવાળા ગ્રંથમાં એક યા બીજા પ્રકારની સાહિત્ય-કૃતિઓનું દર્શન–કૃતિના રસનો પરિચય; કૃતિના શાસ્ત્રતત્ત્વનું નિરૂપણ–વાચકને કરાવવામાં આવ્યું હોય. આ ગ્રંથમાં તેવું એક પણ લખાણ નથી. તેથી, 'સાહિત્ય'ને સુવિશાળ બલ્કે સામાન્ય અર્થમાં સમજ્યા પછી પણ વાચકે જે આશા રાખવાની તે એવી કે આ ગ્રંથમાં સાહિત્યના ભિન્નભિન્ન વર્ગો અને એ વર્ગોનાં લક્ષણોનું; સાહિત્ય-વિકાસની છૂટક અછડતી ઇતિહાસરેખાનું; તેનાં કેટલાંક પ્રેરકબળો પ્રવાહો અને તડકાછાંયાનું; તેને અંગેની અમુક પ્રવૃત્તિનું, અમુક પ્રસંગોનું; કે છેવટ, તેને સેવવાની કોઇક યોજનાનું દર્શન પોતાને થવાનું છે. આથી વિશેષ આશા રાખનાર પસ્તાશે; આટલી આશાએ આગળ વધનાર સંતોખાશે—ઓછો કે વધુ, પણ તે કૈંકે સંતોખાશે.

જેમની આશા એ રીતે પુરાશે તેમનામાંના જુદાજુદા વાચકને જુદાજુદા અનુભવ આ નિબંધો વાંચીને થશે. વિદ્યાર્થીઓને તથા બીજા તરુણ વાચકોને આમાંનું બધું લખાણ પહેલી વાર જ નજરે

૧. એ વાત માર્ચ ૧૯૩૪ની. ત્યાર પછી ત્રણચાર મહિને એક નિશાળિયો લખાણસંગ્રહ 'સાહિત્યદર્શન' નામ ધરી બહાર આવ્યો છે; છાપે પણ ચઢયો છે. કાળને ચોપડે પણ ચઢશે ? નહિ ચઢે ? કાળચોપડે ચઢવાની બાબતમાં તે ગ્રંથ આ ગ્રંથ સાથે સ્પર્ધા કરશે ? ભલે કરો. એને અમરતા ઇચ્છું છું; આનાં આવરદા તો નીવડે એ ખરાં.

ચઢતું લાગશે; અને જેઓ ગયાં દસપંદર વરસના માસિકવાઙ્મયના સંપર્કમાં હશે તેમને ઘણુંખરું લખાણ પરિચિત લાગશે. પરિચિત, પણ વાસીકુસી નહિ. ગ્રંથમાંના વિષયોમાં તમને રસ છે એટલી ખાતરી જો એક વાર તમે તમારા મનમાં કરી લેશો, તો પછી, ૧૯૩૩વાળા નિબંધ કરતાં ૧૯૨૦વાળો બહુ જુદો પડતો કે ખાસ ઓછો આકર્ષક નહિ લાગે. આ સુપરિણામ માટે કર્તા પોતે જશ લઇ શકે તેનાથી પણ વધુ અંશે તો, જે વિષય વસ્તુસ્થિતિ કે પ્રસંગમાંથી નિબંધ ઉદ્‌ભવ્યો હોય, તે લઇ શકેઃ જેમ કે, પહેલા બે નિબંધો. એમાં છે તેવી તત્ત્વચર્ચા એ વિષયોની ગુજરાતીમાં નથી કે નજીવી છે, એ વસ્તુસ્થિતિને જ ખરી રીતે એ નિબંધનું ઉત્પત્તિકારણ તથા આકર્ષણ થાય તો તેનું કારણ માનવું ઘટે. મતલબ, ભૂલે લખાણ થયું હોય માસિકાકાર માટે, પણ ગ્રંથાકાર માટેની કે એને મળતી મનોવૃત્તિથી અને એવી શૈલીમાં, એવી પદ્ધતિએ. તેથી ગયાં પંદરેક વર્ષનાં મારાં આ પ્રકારનાં ઓછામાં ઓછાં ચોત્રીસપાંત્રીસ લખાણોમાંથી અડધભાગનાં અહીં એકઠાં થવા દીધાં છે. બીજાં એટલાંનો સંગ્રહ, દૈવ જો સાનુકૂળ હશે તો, આ રીતે આવતે જ વર્ષે કરી દેવો છે. તેમાં કેટલુંક તદ્દન તાજું ને તરફડતું ઉમેરવાની પણ અભિવાંછના તો છે.

નિબંધોનો વગરવિવેકે ખડકલો કરવાને બદલે, ઓછાવધતા વિષયસામ્યાનુસાર, તેના ગુચ્છ પાડ્યા છે. ગુચ્છોનાં વળી નામ પણ પાડ્યાં છે, જેમાંનું એક તો જોઇએ એટલું સમુચિત મને પોતાને નથી લાગ્યું —છપાઈ ચૂકયા પછી. એ નામ કયું તે વિચક્ષણ વાચકો શોધી લેશે; અને અવિચક્ષણો માટે તો ઔચિત્યાનૌચિત્યના ભેદો ગળી ગયા હોઇ, એ ગુચ્છને અભેદદૃષ્ટિએ નિહાળશે તેઓ.

રીતસરનાં સત્તર લખાણો પછી એક ગેરરીતનું મૂક્યું છે: 'ઇતિહાસ અને ભૂગોળ.' એનું એવું નામ કેમ પાડ્યું? પ્રશ્નનો ઉત્તર

હું આપું એ તો બાહ્ય પ્રમાણ; પણ, વાઙ્મયની બધી જ અપૂર્વ રચનાઓની જેમ આંતર પ્રમાણોનું અધિકારી એ હોવાથી, મારે તો એ વિશે મૌન સેવવું જ ઉત્તમ.

એ લખાણમાંની ક્ષમ્ય અને અક્ષમ્ય ધૃષ્ટતાઓ, જાણે ઓછી હોય તેમ, ગ્રંથછેડે સાલવારી અને વર્ણાનુક્રમણી પણ છાપી છે. આ બે વસ્તુઓને ધૃષ્ટતાના નમૂના એટલા માટે માન્યા છે કે એ સાધનોનો ઉપયોગ કરીને ગ્રંથને વાપરવા જેટલું મહત્ત્વ એને આપનારા પણ આ દુનિયામાં હશે યા તો જાગશે, એવું કર્તાએ માની લીધું દેખાય છે. વર્ણાનુક્રમણી તો ખુદ 'મનોમુકુર', 'પ્રયોગમાલા' કે 'કાવ્યસાહિત્ય-મીમાંસા'માં પણ નથી. જે વસ્તુની જરૂર આપણા એવા માનનીય શાસ્ત્રકારોને પણ ન લાગી, તેને એક 'ઉધરતા' શાસ્ત્રકારની કૃતિમાં દાખલ કરવી એ છે એવડું મોટું પાપ, જેનું પ્રાયશ્ચિત્ત આપણાં સૌથી પુરાણાં શાસ્ત્રોમાં પણ નહિ જડે. કેવું દુર્દૈવ !

આ પ્રકારનો આ મારો પહેલો ગ્રંથ, તેથી વર્ણાનુક્રમણી પણ પહેલી જ વાર કરવા બેઠેલો. ભિણા અનુભવને પ્રતાપે, મેં ધાર્યા કરતાં એ લાંબી અને (એ ચાલતી હતી ત્યારના ઉપાધિગ્રસ્ત જીવનને વિચારમાં લેતાં) ઝાઝો સમય ખાનારી નિવડી. પરિણામે, અગત્યના પારિભાષિક શબ્દો તો બધા જ તેમાં સમાવવાનો પ્રયાસ કર્યો છે, પણ વિશેષ નામો કેટલાંક જાણીને છોડી દેવાં પડ્યાં. એ રીતે, લેવાં જોઇએ એવા ગુણવાળાં કેટલાંક પર્ણ છોડવાનાં થયાં. એમ કરતાં ભેદક નિયમ મુખ્યત્વે વયોભેદનો રાખ્યો છે; એટલે, ગુણીમાં પૂજાસ્થાન તો ગુણ જ, લિંગ કે વય નહિ, એ શિક્ષાસૂત્રનો અનિચ્છાએ ભંગ થઇ ગયો છે.

પણ, ગુણોનો અદ્રષ્ટા કે નગુણો હોવાની મારી ખ્યાતિને એ અનિવાર્ય હોય તેનાથી વધુ પ્રસરવા દેવી નથી; એટલે સમાપ્તિ ગુણકીર્તનથી જ કરીશ.

આ ગ્રંથના અર્પણવિષય ગણાવાનો હક, જુદેજુદી રીતે પણ એકસરખો, બે મિત્રોનો છેઃ પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીને ગારો પહેલો વિવેચનગ્રંથ અર્પણ થવો ઘટે, કેમ કે સમવયસ્ક વિવેચકોમાં એમને જ મેં સાહિત્યનું સુરેખ તેટલું જ સુભગ દર્શન કરનાર અને કરાવનાર તરીકે સૌથી પહેલા ઓળખ્યા; અને ભાઇ વિશ્વનાથ ભટ્ટ એટલે તો, આમાંના અમુકઅમુક નિબંધોના, પ્રકાશનપૂર્વે જ, સમભાવશીલ વાચક સહચર્ચક અને સૂચનાકાર; ઉપરાંત, આમાંની વાઙ્મયફિલસૂફીને કેટલેક અંશે વિવેકપૂર્વક અપનાવનાર પણ. આ કારણે એ બંને સુહૃદોનાં નામ ગ્રંથ સાથે જોડવાં યોગ્ય લાગ્યાં છે—એવી ખાતરી સહિત કે, એ પ્રત્યેક વ્યક્તિ આખો ય ગ્રંથ પોતાને અર્પણ થયો માનશે; અને, એક સાક્ષરકુટુંબની મિલકત-વહેંચણ વખતે બનેલું કહેવાય છે તેમ, ચોપડીને વચ્ચોવચથી ફાડીને એકેક અડધિયું પોતાને ભાગે રાખવાનો વાઙ્નયિક અત્યાચાર નહિ જ કરે.

ગ્રંથનો ઘણો મોટો ભાગ માત્ર આઠ દિવસમાં છપાયો છે; અને તે, આટલી સરસ રીતે. મુદ્રણસૃષ્ટિના આ ખરેખરા પરાક્રમ માટે આપણે સાભાર જયકાર ઉચ્ચારવાનો છે, એ 'જયસ્વદેશી' મુદ્રણાલયના ઉત્સાહી તેટલા જ કાળજીવાન સંચાલકોનો અને તેના બીજા કાર્યકરોનો. જે પોતાના વ્યવસાયને અંગે કરવાનું હોય, તે વ્યવસાયી ઉપરાંત આત્મીય ભાવે પણ તેમણે મને કરી આપ્યા બદલ હું તો એમનો ચિરકાળ ઋણી રહેવાનો એમ કહેતાં આનંદ થાય છે.

ભાવનગર
'૯૦ની અનંતચૌદશ

વિ. વૈ.

# વિષયાનુક્રમણી

## તત્ત્વચર્ચાના પ્રયોગો



## ઇતિહાસની કેડીએ



## ગઇ કાલના ધૂપછાંવ



## ત્રણ પરિષદોને પ્રસંગે

## ઠીંગરાયલું સ્વપ્ન

# સાહિત્યદર્શન

# વાઙ્‌મયવિચાર

## ૧

વાઙ્‌મય ત્રણમાંથી એક પ્રકારનું હોય : રસપ્રધાન, તર્કપ્રધાન અથવા તો વસ્તુપ્રધાન. આ દરેક પ્રકારનો દાખલો આપણા એક શિષ્ટ, અને આ ૧૯૩૩ના વર્ષે તો શતાબ્દીપ્રસંગે વિશિષ્ટ આદરથી સંભારવાના, વાઙ્‌મયસેવકની સંહિતામાંથી લઇએ તો, ' જય જય ગરવી ગુજરાત ' રસપ્રધાન રચના છે અને 'ધર્મવિચાર' તથા 'નર્મકથાકોશ' અનુક્રમે તર્કપ્રધાન ને વસ્તુપ્રધાન રચનાઓ છે. આ ઉપરથી સમજાશે કે જેમાં " રસનું કલાયુક્ત આવિષ્કરણ કે વિધાન થાય "[૧] તે વાઙ્‌મય રસપ્રધાન છે; જેમાં "સૂક્ષ્મ સંશોધનો કરાય, કે વિચારનું પ્રકટીકરણ થાય "[૧] તે તર્કપ્રધાન; અને જેમાં " કોઇ પણ વસ્તુની સાદી છતાં ઉપયોગી રજુઆત થાય કે ધર્મનીતિના સર્વસામાન્ય ઉપદેશો દેવાય "[૧] તે વસ્તુપ્રધાન. આમાંનો પહેલો જે પ્રકાર છે તે જ સૌથી મહત્ત્વનો છે અને બીજોત્રીજો મુકાબલે ગૌણ છે. રસપ્રધાન લલિત કે કલ્પનાશીલ વાઙ્‌મયની અસર હરકોઇ દેશકાળમાં સૌથી વધારે ગાઢ અને વ્યાપક હોય છે. વધુમાં, પ્રજાનું જે તર્કપ્રધાન વાઙ્‌મય–ઉપનિષદો જેવું–તેને પણ આખ્યાયિકાઓથી મંડિત કરીને યા તો પુરાણો અથવા ભજનો તરીકે નવો અવતાર ધરાવીને બને તેટલું રસમય કરી

૧. 'કૌમુદી' અધિક ચૈત્ર, ૧૯૮૨; પૃ. ૪.

લેવું તેને આપણા સંસ્કૃતિકારોએ આવશ્યક કર્તવ્ય માન્યું છે. એ જ રીતે, શબ્દકોશ જેવી વસ્તુપ્રધાન રચનાને સુદ્ધાં આછુંઆછું યે રસાળ-લયવંતું-રૂપ આપ્યા વિના તેમને ચાલ્યું નહિ એ આપણે જાણીએ છીએ. આમ રસનો પ્રભાવ તર્કબુદ્ધિના અને વસ્તુકથનના પ્રાધાન્યવાળા વાઙ્મય પર પણ ઓછો કે વધુ પડ્યો છે તેથી, અને સર્જનાત્મક વાઙ્મયનો તો આત્મા જ રસ છે તેથી તો વિશેષે કરીને, થોડોક સાદો રસવિચાર-શાસ્ત્રીય નિરૂપણની આંટીઘૂંટીઓથી અણશણગારાયલો કે તેવા જરૂરપૂરતા જ શણગારવાળો-આ નિબંધના ઉપક્રમલેખે સ્થાને ગણાશે.

'સાહિત્યદર્પણ'કાર વિશ્વનાથે રસને બ્રહ્માસ્વાદસહોદર કહ્યો છે. રસપ્રધાન વાઙ્મયના વાચનથી આપણને જે આનંદ થાય છે તે આ રીતે બ્રહ્મસાક્ષાત્કારનો સમગુણી શાથી ગણાયો, કે પરબ્રહ્મનું ધ્યાન ધરતાં યોગી જે નિર્વિકલ્પ સમાધિમાં લીન થાય છે, તેને જ મળતી સવિકલ્પ સમાધિમાં ઉત્કૃષ્ટ વાઙ્મયકૃતિનું એકચિત્તે સેવન કરનાર વાચક-અને તેનાથી પણ પહેલાં તથા તેનાથી યે વધુ અંશે તો કૃતિને એક-ધ્યાને, વિષયતાદાત્મ્ય વડે, રચનાર-તલ્લીન થાય છે. વાઙ્મયના સર્જક અને ભોક્તાની આ વિલક્ષણ સમાધિને વિકલ્પયુક્ત કહી છે તે પણ સકારણ : તેમાં વિકલ્પહીન સમાધિ જેવું નિસ્ત્રૈગુણ્ય અનુભવાતું નથી, પણ સ્થિતિસંયોગાનુસાર સત્ત્વ કે રજસના ગુણોનો અનુભવ રહેલો છે. આ કારણે જ, અભિનવગુપ્તાચાર્ય જેવા સમર્થ આલંકારિકે, સહેજ પ્રગલ્ભતાથી પણ, રસાસ્વાદને યોગીઓના આનંદૈકઘનાનુભવથી પણ ચઢિયાતો ગણ્યો છે; કેમ કે, તેમના મતે, યોગાનુભવમાં સૌન્દર્યનો વિરહ કહેતાં અભાવ છે પણ વાઙ્મયાનુભવમાં તો વાસ્તવિક સૃષ્ટિનું ઐહિક સૌન્દર્ય અને આધ્યાત્મિક સૃષ્ટિનો અલૌકિક, બ્રહ્માસ્વાદ સમો આનંદ, એ ઉભયનો મધુર અને ઓજસ્વી સંગમ સુહાય છે. એ બંને

રસચિન્તકોની–વિશ્વનાથ અને અભિનવગુપ્તની–વાઙ્‌મયભાવનાને મળતી આપણા એક આરૂઢ રસચિન્તકની આ ભાવના વિષયને વધારે સ્ફુટ કરે તેવી છે :

શારદાદેશના આલંકારિકે [ મમ્મટે ] સત્ય જ ભાખ્યું છે કે 'કાવ્યં પરનિર્વૃતયે.' સાહિત્યના [લલિત વાઙ્‌મયના] નંદનવનમાં કલ્પનાના કલ્પવૃક્ષનો આશ્રય લેવો, મૂર્તિમતી સુંદરતાના સૌભાગ્યના ભોગી થવું, સરસ્વતીની વીણાના દિવ્ય સ્વરો સાંભળવા અને રસનું પાન કરવું અને કરાવવું, એ લ્હાવો ઓર જ છે–અમૃતથી આત્મા ધરાતો નથી તે પરદેહે સ્વર્ગના અને આ દેહે કાવ્યના [ સાહિત્ય કે લલિત, રસપ્રધાન વાઙ્‌મયના ] ૧

સાહિત્યસર્જનની તેવી વિશુદ્ધ અમૃતમય રસસમાધિ જગતમાં જેમને સૌથી પહેલી લાધી તે સપ્તસિંધુપ્રદેશના ઋષિવરો. તે કાળે એમણે સ્થાપેલી સંસ્કૃતિના આપણે સૌ વારસ તો છીએ જ, પણ તેમનો સંદેશ હજી યે યથાશક્તિ આચરવા પ્રયત્નશીલ છીએ. આવી પ્રગાઢ અસર એ સંસ્કૃતિની હોય ત્યાં, આવે પ્રસંગે–સાહિત્ય ઊર્ફે રસાત્મક વાઙ્‌મય શાને કહેવું તેનાં દૃષ્ટાંત વીણતી વખતે–આપણે વેદસૂક્તોનો ઉપયોગ સૌથી પહેલો કરવા તત્પર થઈએ એ સ્વાભાવિક છે; આપણું બીજું દૃષ્ટાંત જેના સંસ્કારપ્રવાહનો અવગણવો અશક્ય એટલો હિસ્સો આપણાં આજનાં જીવન અને સાહિત્ય ઘડવામાં ભરાયો છે તે અંગ્રેજી સાહિત્યમાંથી લઈશું; ત્રીજું, અંગ્રેજી ને સંસ્કૃતનો ઘેરો પાસ પામેલા ગુજરાતી ગદ્યસ્વામીની કૃતિમાંથી; અને ચોથું, અંગ્રેજી અસરથી વણરંગાયલા સંસ્કૃતપ્રચુર એક ગુજરાતી કવિની રચનામાંથી ચૂંટીશું.

પ્રસિદ્ધ ગૌતમકુલમાં ઉત્પન્ન થએલો તે કવિજન હતો. પ્રતિદિન બ્રાહ્મમુહૂર્તે જાગીને તે જ્યારે સપ્તસિંધુના એ મનોહર પ્રદેશનાં પંખીઓનાં મીઠાં ગાન સુણતોસુણતો નદી ભણી સ્નાનસંધ્યાદિક માટે

૧. કે. હ. ધ્રુવ : 'ગીતગોવિંદ' (આ. ૪ થી)ના 'બે બોલ'નો અંતભાગ.

લેવું તેને આપણા સંસ્કૃતિકારોએ આવશ્યક કર્તવ્ય માન્યું છે. એ જ રીતે, શબ્દકોશ જેવી વસ્તુપ્રધાન રચનાને સુદ્ધાં આછુંઆછું યે રસાળ–લયવંતું–રૂપ આપ્યા વિના તેમને ચાલ્યું નહિ એ આપણે જાણીએ છીએ. આમ રસનો પ્રભાવ તર્કબુદ્ધિના અને વસ્તુકથનના પ્રાધાન્યવાળા વાઙ્મય પર પણ ઓછો કે વધુ પડ્યો છે તેથી, અને સર્જનાત્મક વાઙ્મયનો તો આત્મા જ રસ છે તેથી તો વિશેષે કરીને, થોડોક સાદો રસવિચાર–શાસ્ત્રીય નિરૂપણની આંટીઘૂંટીઓથી અણશણગારાયલો કે તેવા જરૂરપૂરતા જ શણગારવાળો–આ નિબંધના ઉપક્રમલેખે સ્થાને ગણાશે.

'સાહિત્યદર્પણ'કાર વિશ્વનાથે રસને બ્રહ્માસ્વાદસહોદર કહ્યો છે. રસપ્રધાન વાઙ્મયના વાચનથી આપણને જે આનંદ થાય છે તે આ રીતે બ્રહ્મસાક્ષાત્કારનો સમગુણી શાથી ગણાયો, કે પરબ્રહ્મનું ધ્યાન ધરતાં યોગી જે નિર્વિકલ્પ સમાધિમાં લીન થાય છે, તેને જ મળતી સવિકલ્પ સમાધિમાં ઉત્કૃષ્ટ વાઙ્મયકૃતિનું એકચિત્તે સેવન કરનાર વાચક–અને તેનાથી પણ પહેલાં તથા તેનાથી યે વધુ અંશે તો કૃતિને એકધ્યાને, વિષયતાદાત્મ્ય વડે, રચનાર–તલ્લીન થાય છે. વાઙ્મયના સર્જક અને ભોક્તાની આ વિલક્ષણ સમાધિને વિકલ્પયુક્ત કહી છે તે પણ સકારણ : તેમાં વિકલ્પહીન સમાધિ જેવું નિસ્ત્રૈગુણ્ય અનુભવાતું નથી, પણ સ્થિતિસંયોગાનુસાર સત્ત્વ કે રજસના ગુણોનો અનુભવ રહેલો છે. આ કારણે જ, અભિનવગુપ્તાચાર્ય જેવા સમર્થ આલંકારિકે, સહેજ પ્રગલ્ભતાથી પણ, રસાસ્વાદને યોગીઓના આનંદૈકઘનાનુભવથી પણ ચઢિયાતો ગણ્યો છે; કેમ કે, તેમના મતે, યોગાનુભવમાં સૌન્દર્યનો વિરહ કહેતાં અભાવ છે પણ વાઙ્મયાનુભવમાં તો વાસ્તવિક સૃષ્ટિનું ઐહિક સૌન્દર્ય અને આધ્યાત્મિક સૃષ્ટિનો અલૌકિક, બ્રહ્માસ્વાદ સમો આનંદ, એ ઉભયનો મધુર અને ઓજસ્વી સંગમ સુહાય છે. એ બંને

રસચિન્તકોની–વિશ્વનાથ અને અભિનવગુપ્તની–વાઙ્મયભાવનાને મળતી આપણા એક આરૂઢ રસચિન્તકની આ ભાવના વિષયને વધારે સ્ફુટ કરે તેવી છે :

શારદાદેશના આલંકારિકે [ મમ્મટે ] સત્ય જ ભાખ્યું છે કે 'કાવ્યં પરનિર્વૃતયે.' સાહિત્યના [લલિત વાઙ્મયના] નંદનવનમાં કલ્પનાના કલ્પવૃક્ષનો આશ્રય લેવો, મૂર્તિમતી સુંદરતાના સૌભાગ્યના ભોગી થવું, સરસ્વતીની વીણાના દિવ્ય સ્વરો સાંભળવા અને રસનું પાન કરવું અને કરાવવું, એ લ્હાવો ઓર જ છે–અમૃતથી આત્મા ધરાતો નથી તે પરદેહે સ્વર્ગના અને આ દેહે કાવ્યના [ સાહિત્ય કે લલિત, રસપ્રધાન વાઙ્મયના ] ૧

સાહિત્યસર્જનની તેવી વિશુદ્ધ અમૃતમય રસસમાધિ જગતમાં જેમને સૌથી પહેલી લાધી તે સપ્તસિંધુપ્રદેશના ઋષિવરો. તે કાળે એમણે સ્થાપેલી સંસ્કૃતિના આપણે સૌ વારસ તો છીએ જ, પણ તેમનો સંદેશ હજી યે યથાશક્તિ આચરવા પ્રયત્નશીલ છીએ. આવી પ્રગાઢ અસર એ સંસ્કૃતિની હોય ત્યાં, આવે પ્રસંગે–સાહિત્ય ઊર્ફે રસાત્મક વાઙ્મય શાને કહેવું તેનાં દૃષ્ટાંત વીણતી વખતે–આપણે વેદસૂક્તોનો ઉપયોગ સૌથી પહેલો કરવા તત્પર થઈએ એ સ્વાભાવિક છે; આપણું બીજું દૃષ્ટાંત જેના સંસ્કારપ્રવાહનો અવગણવો અશક્ય એટલો હિસ્સો આપણાં આજનાં જીવન અને સાહિત્ય ઘડવામાં ભરાયો છે તે અંગ્રેજી સાહિત્યમાંથી લઈશું; ત્રીજું, અંગ્રેજી ને સંસ્કૃતનો ઘેરો પાસ પામેલા ગુજરાતી ગદ્યસ્વામીની કૃતિમાંથી; અને ચોથું, અંગ્રેજી અસરથી વણરંગાયલા સંસ્કૃતપ્રચુર એક ગુજરાતી કવિની રચનામાંથી ચૂંટીશું.

પ્રસિદ્ધ ગૌતમકુલમાં ઉત્પન્ન થએલો તે કવિજન હતો. પ્રતિદિન બ્રાહ્મમુહૂર્તે જાગીને તે જ્યારે સપ્તસિંધુના એ મનોહર પ્રદેશનાં પંખીઓનાં મીઠાં ગાન સુણતોસુણતો નદી ભણી સ્નાનસંધ્યાદિક માટે

૧. કે. હ. ધ્રુવ : 'ગીતગોવિંદ' (આ. ૪ થી)ના 'બે બોલ'નો અંતભાગ.

જતો ત્યારે હમેશ જ પૂર્વદિશામાં તે ઘડીએ પ્રગટતી ફુલગુલાબી રતુંબરી તેજસ્વિની આભા તેને ચકિત કરતી, આલ્હાદ આપતી, અતીવ વિસ્મયથી મુગ્ધ અને મૂક કરી મૂકતી. બચપણમાં એ દૃશ્ય તેને કંઈ અણસમજાતો આનંદ આપતું; કિશોર વયે તે કૈંક સમજાતું છતાં તેથી યે વધુ તો સ્તબ્ધ બનાવતું થયું; અને યુવાનીમાં તેની મૂકતા અને સ્તબ્ધતાએ પીગળી–તેને ય પીગાળી–અમર કલાત્મક વાણીમાં ગાયત્રી સમા સુગંભીર છંદને વિશે માર્ગ શોધવા માંડ્યો :

**एता उ त्या उषसः केतुमक्रत पूर्वे अर्धे रजसो भानुमंजते ।**
**निष्कृण्वाना आयुधानीव धृष्णवः प्रति गावोऽरुषीर्यंति मातरः ॥**

[આ તે ઉષાઓએ ધ્વજને પ્રગટ કર્યો. અંતરિક્ષના પૂર્વ અર્ધમાં તેજને લીપે છે. આયુધોને તેજ કરતા વીરોની જેમ ઝળહળતી ગાયમાતાઓ પ્રતિદિન જાય છે.]

**उदपप्तन्नरुणा भानवो वृथा स्वायुजो अरुषीर्गा अयुक्षत ।**
**अक्रन्नुषासो वयुनानि पूर्वथा रुशंतं भानुमरुषीरशिश्रयुः ॥**

[અરુણકિરણો સહેજે ઊંચાં ચઢ્યાં. સહેલાઇથી જોડી શકાય એવી રાતી ગાયો જોડી. પહેલાંની જેમ ઉષાએ ઉજ્જ્વલતા કરી. પ્રકાશમાન ભાનુમાં ઝળહળતાં (ગાયો–ઉષાઓ) લીન થયાં.]

**अर्चंति नारीरपसो न विष्टिभिः समानेन योजनेना परावतः ।**
**इषं वहंतीः सुकृते सुदानवे विश्वेदह यजमानाय सुन्वते ॥**

[કુશળ સ્ત્રીઓની જેમ કિરણો વડે સમાન પ્રયત્નથી દૂર સુધી ઉષાઓ (બધું) અર્ચે છે. સુકર્મી સારું દાન આપનાર, સોમરસ કાઢતા યજમાનને માટે સર્વ સંપત્તિ લાવતાં.]

**अधि पेशांसि वपते नृतूरिवापोर्णुते वक्ष उस्रेव बर्जहं ।**
**ज्योतिर्विश्वस्मै भुवनाय कृण्वती गावो न व्रजं व्युषा आवर्तमः ॥**

[ નૃત્ય કરનારીની જેમ રૂપ ધારણ કરે છે. જેમ દૂઝણી ગાય આઉને તેમ વક્ષઃસ્થલને પ્રગટ કરે છે. સમગ્ર ભુવનને માટે જ્યોતિ કરતી ઉષાએ, ગાયો જેમ વાડાને ઉઘાડે તેમ, અંધકારને ઉઘાડ્યો. ]

આવી જ વધુ ઋચાઓ ત્રિષ્ટુપ અને ઉષ્ણિક્ છંદોમાં રચતો એ ઋષિપુત્ર તે સુમુખી સુભગા અને સુવાણીની પ્રણેતા દ્યૌદુહિતાને આખા ય સૂક્તમાં વર્ણવે છે અને પ્રકાશ તથા બલ આપવા તેને પ્રાર્થે છે. ઉષાદર્શન; તેમાંથી જન્મતી ભાવમુગ્ધતા; એ વિસ્મયનો સ્થાયી ભાવ આત્મામાં પુષ્ટ બનતાં નિષ્પન્ન થતો અદ્‌ભુત રસ, કેટલેક અંશે ભક્તિજનિત વાત્સલ્ય રસ પણ; અને એ રસાનુભવની પળે લાધતી સવિકલ્પ સમાધિને પ્રતાપે અનિવાર્ય એવું આવા રમણીય કાવ્યનું સર્જનઃ આવાં જગતના આદિકવિઓમાંના એ એકનાં સંવેદન હતાં અને આવી રસભરી તેની કૃતિ છે. તેના સમકાલીન શ્રોતાઓને અને આજના વાચકોને પણ આ કૃતિ એ દરેક ગ્રાહકની ગ્રહણધારણશક્તિના પ્રમાણમાં, તે સૂક્ષ્મ અને ધન્ય આનંદ અર્પી શકે છે જે આત્માને સંસ્કારવંત, ચિત્તવૃત્તિને શુદ્ધ અને કર્મોને સુનિશ્ચિત તેમ જ લક્ષ્યવેધી કરનાર છે.

ઋષિસત્તમ ગૃત્સમદને તેવામાં શનિશ્ચરની દશા ચાલતી હશે કે કોણ જાણે કેમ, પણ એક વાર તેઓ વગરલેવેદેવેની અણધારી ઉપાધિમાં આવી પડ્યા—ખોટું આળ જ તેમને માથે ચઢાવવામાં આવ્યું. થએલું એમ કે વૈન્ય રાજાને ત્યાં યજ્ઞ હતો. તેમાં ઇન્દ્રાદિક દેવોને નોતરું હતું તેમ ગૃત્સમદઋષિને પણ હતું. યજ્ઞમંડપને વિશે એ સર્વ બિરાજમાન હતા ત્યાં ઇન્દ્રને કોઇક જાસુસ મારફત ખબર મળી કે તારા શત્રુ દૈત્યો પણ આ નગરમાં તારી પાછળપાછળ આવ્યા છે અને તને મંડપમાંથી નીકળતો દેખશે તેવો જ ઠાર મારવાના છે. હવે? ... ઇન્દ્ર પહેલાં ગભરાયો, પછી ટટાર થયો. સલામતીથી નાસી છૂટવાનો નુસ્ખો તેને જડી ચૂકયો હતો. નુસ્ખો એ કે એકાદ ઋષિનું રૂપ ધરી, છાતી કાઢીને

મંડપને મુખ્ય દ્વારેથી જ બહાર નીસરવું. ઋષિનું રૂપ, પણ કયા ઋષિનું ? તેણે ચોપાસ નજર ફેરવીઃ તત્રસ્થ ઋષિગણોમાંના કેટલાક તેના પરમ મિત્રો હતા ને બીજા કેટલાકની તેને કોઇ દહાડો ગરજ ભોગવવી પડે તેવું હતું. એ બેમાંથી એકે વર્ગમાં ન પડે તેવા હતા માત્ર ગૃત્સમદ; વધુમાં, તેમણે ઘોર તપો તપીતપીને એક વાર ઇન્દ્રપદ જીતવાનો પ્રયાસ કર્યાની ધૃષ્ટતા પણ કરેલી. એ જૂનો પ્રસંગ યાદ આવતાં જ ઇન્દ્રે પોતાની આખી ય બાજી એક ભાઇબંધ દેવને કહી લીધી, પોતે એક બાજુ પર ગયો, છાનોમાનો ગૃત્સમદ બની ગયો અને એ નગર નિર્વિઘ્ન છોડીને સંચર્યો સ્વર્ગમાં.

દરમિયાન, દૈત્યોને એટલી ખબર તો પડી ગએલી કે સુરાધિપતિ ગૃત્સમદ બનીને બહાર પડવાના છે. એમ પણ હોય કે ઇન્દ્રમિત્રે જાણીને જ દૈત્યોને એવા ખબર પોતાનો મિત્ર અને મુરબ્બી સલામતીથી નીકળી ગયા બાદ હેતુપુરઃસર, ઋષિને હેરાન કરવા માટે, દીધા હોય. એ જે હોય તે. પણ એટલું તો ચોક્કસ, કે યજ્ઞની પૂર્ણાહુતિ થતાં ખરા ગૃત્સમદ જેવા બહાર નીકળ્યા તેવા જ, ત્યાં ટાંપીને બેઠેલા દૈત્યટોળાએ તેમને ઘેરી લીધા, પકડી પણ રાખ્યા.

ઋષિજીને માટે મામલો તો કટોકટીનો બની ગયો, પણ તે હતા સમયસૂચક. શા કારણે દૈત્યોથી ઝલાવાનું માન પોતાને મળ્યું છે એ જાણતાં જ તેમણે મનમાં નિશ્ચય કર્યો કે આ બેવકૂફોને ખરો ઇન્દ્ર કેવો હોય, વેશપલટા છતાં ય તે કેવો વર્તાઇ આવે તેવો છે, એ કશી જ વાતનું ભાન નથી લાગતું. આ વિચારથી તેમણે ભારેખમ પ્રશાંત ત્રિષ્ટુપોમાં દેવેન્દ્રનું વર્ણન કરવા માંડ્યું:

यो जात एव प्रथमो मनस्वान्देवो देवान्क्रतुना पर्यभूषत् ।
यस्य शुष्माद्रोदसी अभ्यसेतां नृम्णस्य मन्हा स जनास इन्द्रः ॥

[ જે મનસ્વી પ્રથમ દેવ જન્મ્યો એવો જ ક્રતુ વડે દેવોનો ઉપરી થયો, જેના પ્રાણથી (અને) પૌરુષની મહત્તાથી દ્યાવાપૃથ્વી ધ્રૂજ્યાં, તે હે [1]માણસો ! ઇન્દ્ર છે. ]

यः पृथिवीं व्यथमानामदृंहद्यः पर्वतान्प्रकुपिताँ अरम्णात् ।
यो अंतरिक्षं विममे वरीयो यो द्यामस्तभ्नात्स जनास इन्द्र ॥

[ જેણે હાલતી પૃથ્વીને દૃઢ કરી, જેણે ચલિત પર્વતોને સ્થિર કર્યા, જેણે અંતરિક્ષને વિશાળ થાય એમ માપ્યું, જેણે દ્યૌને ટેકવ્યું, તે હે માણસો ! ઇન્દ્ર છે. ]

यो हत्वाहिमरिणात्सप्त सिंधून्यो गा उदाजदपधा वलस्य ।
यो अश्मनोरंतरग्निं जजान संवृक्समत्सु स जनास इन्द्रः ॥

[ જેણે અહિને મારીને સાત સિંધુઓને વહેતા કર્યા, જેણે વલના દુર્ગમાંથી ગાયોને બહાર કાઢી, જેણે શિલાઓની વચ્ચમાં અગ્નિને પેદા કર્યો યુદ્ધમાં સંહાર કરનાર તે, હે માણસો ! ઇન્દ્ર છે. ]

ઋષિઓને તો મંત્રદર્શન ઊર્ફે ઋચાસર્જન સહજ હોવાથી, આમ ને આમ, ત્યાં ને ત્યાં, બીજી બાર ઋચાઓમાં એ સાચા શીઘ્રકવિ ગૃત્સમદે તે સમૃદ્ધનો તેમ જ દુબળાંનો અને દીન કવિનો પ્રેરનાર, સર્વનો ઉપમાન એવો અચ્યુતને ચ્યુત કરનાર દુર્ધર્ષ અને દસ્યુહન્તા ઇન્દ્રદેવનો અતુલ મહિમા એકઠાં થએલાં મનુષ્યો અને અસુરોને ગાઈ સંભળાવ્યો. ઇન્દ્રના મનમાં કદાચ ગૃત્સમદને વિશે જરાતરા ખાર હશે, પણ એમણે તો ઇન્દ્ર પોતાના ચહેરામહોરાનો દુરુપયોગ કરનાર નહિ પણ જાણે પોતાનો આરાધ્ય દેવ હોય તેવી રીતે જ, સંભારીસંભારીને, તેની અલૌકિક કાન્તિને, તેના અમાપ બલને અને તેનાં બહુવિધ પરાક્રમોને રસાળ વાણીમાં એ પળે સાકાર કર્યાં. કવિચિત્તમાં ઇન્દ્રવિષયક સંસ્કારો

1. 'અસુરો' વધારે ઉચિત છે. 'જનાસ'નો અહીં એ જ અર્થ.

પણ કો ગુણહીણાને કરેલી ફળવતી યાચનાથી યે એ ચઢી જાય એવો પોતાનો અધીન મત ઉચ્ચરી પ્રશંસાની અવધિ આણી દીધી અને પછી પૂરા એકસો ને સોળ શ્લોક લગી લંબાયલું એ અમર્ત્યશસ્વી સંબોધન આમ આગળ ચલાવ્યું :

संतप्तानां त्वमसि शरणं तत्पयोद् प्रियायाः
संदेशं मे हर धनपतिक्रोधविश्लेषितस्य ।
गन्तव्या ते वसतिरलका नाम यक्षेश्वराणां
बाह्योद्यानस्थितहरशिरश्चन्द्रिकाधौतहर्म्या ॥

દાઝેલાંનું શરણ તું જ છે; મેઘ ! તો તો પ્રિયાને
સ્વામીકોપે પ્રિયવિખુટડો મુજ સંદેશ લૈ જા.
જાજે ત્યાં જ્યાં અલકપુરી છે યક્ષરાજોની, જેનાં
ધામે ઢોળે પુરવન વસી ચંદ્રિકા ચન્દ્રમૌલી.

त्वामारूढं पवनपदवीमुद्गृहीतालकान्ताः
प्रेक्षिष्यन्ते पथिकवनिताः प्रत्ययादाश्वसत्यः ।
कः सन्नद्धे विरहविधुरां त्वय्युपेक्षेत जायां
न स्यादन्योऽप्यहमिव जनो यः पराधीनवृत्तिः ॥

સંકોરીને અલકલટને પંથી કેરી પ્રિયાઓ,
શ્રદ્ધા જન્મ્યે ધીર ધરી, તને વ્યોમ જોશે ચઢેલો;
તું આવ્યે યે વિરહવિધુરી વ્હાલીને કો ઉવેખે ?
મારા જેવો પરવશ પડ્યો અન્ય કો યે હશે ના.

तां चावश्यं दिवसगणनातत्परामेकपत्नी-
मव्यापन्नामविहतगतिर्द्रक्ष्यसि भ्रातृजायाम् ।
आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यंगनानां
सद्यःपाति प्रणयिहृदयं विप्रयोगे रुणद्धि ॥

'ને વર્ણવ્યો જઇ મરણને બાળી દિનો ગણન્તી
એકસ્વામીવ્રતિની તું ખરે ! તારી ત્યાં ભાભી જોશે;
જલ્દી ખરતાં ફૂલ સરિખડાં નારીનાં સ્નેહી હૈયાં,
પ્રાયઃ તેને વિરહઋતુમાં બાંધી રૂહે આશબન્ધ.

આશરે સવાસો શ્લોકના 'મેઘદૂત'નો સત્ત્વસાર આ ત્રણ જ શ્લોકમાં છે એમ કહીએ તો કૈં ખોટું ? ખોટું નહિં, એમ ઉત્તર આપી શકાય છે—જ્યારે શ્લોકત્રયીથી રચાતું ચિત્ર મન આગળ ખડું કરીએ છીએ ત્યારે. માલિકની ખફગીનો ભોગ થએલો એકાકી પ્રિય-વિરહી યક્ષ આ પાસ રામગિરિ પર; શિવચંદ્રિકાથી સુહાતી અલકામાં, વરસ ક્યારે પૂરૂં થાય તેના દહાડા ગણતી યક્ષિણી પેલી પાસ; અહીંથી મેઘ સાથે મોકલાતો સંદેશ; મેઘ રસ્તામાં જે આશાકોડભરી વિરહવિધુરીઓને નીરખતોનીરખતો સરશે તે 'ઉત્કંઠી ઉન્મુખી'ઓનું એક નાનું શું રસનીગળતું ચિત્ર; અને છેવટે પાછો, એવા પ્રિયસમાગમનાં હમણાં તો સ્વપ્ન સેવવાનો જ અધિકારી, પરવશ અને એકાકી અને કારુણ્યભરપૂર આ યક્ષ—આ સમગ્ર ચિત્રને આખા ય 'મેઘદૂત' ના અર્કરૂપ ગણવામાં કશો બાધ આવે તેમ નથી. અને બીજી ખૂબી તો એ છે કે એ અનુપમ ખંડકાવ્યના જે બેત્રણ મુખ્ય રસ—કરુણ શૃંગાર (વિપ્રલંભ પ્રકારનો) અને અદ્દ્ભુત—તેનો આસ્વાદ પણ આપણે પ્રસ્તુત શ્લોકોમાં લઇ શકીએ છીએ. વિપ્રલંભ તો, એક રીતે જોતાં, આખા ય કાવ્યમાં લહરતો અનુ-ભવાય છે; પણ વિગતોમાં (આ શ્લોકોપૂરતું) ઊતરીએ તો જણાશે કે નિર્જીવ મેઘને સંબોધતો દિલઘાયલ યક્ષ અને કોમલ ચન્દ્રતેજે ચમ-કતી અલકાપુરી, એ અદ્દ્ભુત રસનાં પોષક ચિત્રો છે; અમોઘ પ્રેમાસ્ત્ર વડે મૃત્યુને ડારતી પતિવ્રતા યક્ષિણી એ કરુણ તેમ જ અદ્દ્ભુત રસનું વ્યંજક ચિત્ર છે; અને ત્રીજા શ્લોકને અંતે અનુભવાતી વિરહીની અકથ્ય પરવશતા એ શુદ્ધ કરુણની વાહક શક્તિ છે. રસોની આ સર્વાંગ

પણ કો ગુણહીણાને કરેલી ફળવતી યાચનાથી યે એ ચઢી જાય એવો પોતાનો અધીન મત ઉચ્ચરી પ્રશંસાની અવધિ આણી દીધી અને પછી પૂરા એકસો ને સોળ શ્લોક લગી લંબાયલું એ અમરયશસ્વી સંબોધન આમ આગળ ચલાવ્યું :

संतप्तानां त्वमसि शरणं तत्पयोद प्रियाया:
संदेशं मे हर धनपतिक्रोधविश्लेषितस्य ।
गन्तव्या ते वसतिरलका नाम यक्षेश्वराणां
बाह्योद्यानस्थितहरशिरश्चन्द्रिकाधौतहर्म्या ॥

દાઝેલાંનું શરણ તું જ છે; મેઘ ! તો તો પ્રિયાને
સ્વામીકોપે પ્રિયવિખુટડો મુજ સંદેશ લૈ જા.
જાજે ત્યાં જ્યાં અલકપુરી છે યક્ષરાજોની, જેનાં
ધામે ઢોળે પુરવન વસી ચંદ્રિકા ચન્દ્રમૌલી.

त्वामारूढं पवनपदवीमुद्‌गृहीतालकान्ता:
प्रेक्षिष्यन्ते पथिकवनिता: प्रत्ययादाश्वसत्य: ।
क: सन्नद्धे विरहविधुरां त्वय्युपेक्षेत जायां
न स्यादन्योऽप्यहमिव जनो य: पराधीनवृत्ति: ॥

સંકોરીને અલકલટને પંથી કેરી પ્રિયાઓ,
શ્રદ્ધા જન્મ્યે ધીર ધરી, તને વ્યોમ જોશે ચઢેલો;
તું આવ્યે યે વિરહવિધુરી વ્હાલીને કો ઉવેખે ?
મારા જેવો પરવશ પડ્યો અન્ય કો યે હશે ના.

तां चावश्यं दिवसगणनातत्परामेकपत्नी-
मव्यापन्नामविहतगतिर्द्रक्ष्यसि भ्रातृजायाम् ।
आशाबन्ध: कुसुमसदृशं प्रायशो ह्यंगनानां
सद्य:पाति प्रणयिहृदयं विप्रयोगे रुणद्धि ॥

'ને વ્રણુથંભ્યો જઇ મરણને ખાળી દિનો ગણન્તી
એકસ્વામીવ્રતિની તું ખરે ! તારી ત્યાં ભાળી જોશે;
જલ્દી ખરતાં ફૂલ સરિખડાં નારીનાં સ્નેહી હૈયાં,
પ્રાયઃ તેને વિરહઋતુમાં બાંધી રહે આશબન્ધ.

આશરે સવાસો શ્લોકના 'મેઘદૂત'નો સત્ત્વસાર આ ત્રણ જ શ્લોકમાં છે એમ કહીએ તો કૈં ખોટું ? ખોટું નહિં, એમ ઉત્તર આપી શકાય છે–જ્યારે શ્લોકત્રયીથી રચાતું ચિત્ર મન આગળ ખડું કરીએ છીએ ત્યારે. માલિકની ખફગીનો ભોગ થએલો એકાકી પ્રિય-વિરહી યક્ષ આ પાસ રામગિરિ પર; શિવચંદ્રિકાથી સુહાતી અલકામાં, વરસ ક્યારે પૂરૂં થાય તેના દહાડા ગણતી યક્ષિણી પેલી પાસ; અહીંથી મેઘ સાથે મોકલાતો સંદેશ; મેઘ રસ્તામાં જે આશાકોડભરી વિરહવિધુરીઓને નીરખતોનીરખતો સરશે તે 'ઉત્કંઠી ઉન્મુખી'ઓનું એક નાનું શું રસનીગળતું ચિત્ર; અને છેવટે પાછો, એવા પ્રિયસમાગમનાં હમણાં તો સ્વપ્ન સેવવાનો જ અધિકારી, પરવશ અને એકાકી અને કારુણ્યભરપૂર આ યક્ષ–આ સમગ્ર ચિત્રને આખા ય 'મેઘદૂત' ના અર્કરૂપ ગણવામાં કશો બાધ આવે તેમ નથી. અને બીજી ખૂબી તો એ છે કે એ અનુપમ ખંડકાવ્યના જે બેત્રણ મુખ્ય રસ–કરુણ શૃંગાર (વિપ્રલંભ પ્રકારનો) અને અદ્‌ભુત–તેનો આસ્વાદ પણ આપણે પ્રસ્તુત શ્લોકોમાં લઇ શકીએ છીએ. વિપ્રલંભ તો, એક રીતે જોતાં, આખા ય કાવ્યમાં લહરતો અનુ-ભવાય છે; પણ વિગતોમાં (આ શ્લોકોપૂરતું) ઊતરીએ તો જણાશે કે નિર્જીવ મેઘને સંબોધતો દિલઘાયલ યક્ષ અને કોમલ ચન્દ્રતેજે ચમ-કતી અલકાપુરી, એ અદ્‌ભુત રસનાં પોષક ચિત્રો છે; અમોઘ પ્રેમાસ્ત્ર વડે મૃત્યુને ડારતી પતિવ્રતા યક્ષિણી એ કરુણ તેમ જ અદ્‌ભુત રસનું વ્યંજક ચિત્ર છે; અને ત્રીજા શ્લોકને અંતે અનુભવાતી વિરહીની અકથ્ય પરવશતા એ શુદ્ધ કરુણની વાહક શક્તિ છે. રસોની આ સર્વાંગ

નિષ્પત્તિનો વિચાર કરતાં આપણને એમ લાગ્યા વિના નથી રહેતું કે આ રચના કરતી વેળા કવિ પોતાનાં સકળ પરિવેષ્ટન–વિક્રમની ઉજ્જયિની-થી માંડી તેમાંનું વિલાસશોભન સ્વગૃહ સુદ્ધાં–ભૂલ્યો હશે અને કલ્પનાની સમક્ષ સજીવ બનેલા યક્ષયુગલના ભાવોમાં અડોલ તન્મયતાથી સૂક્ષ્મપણે ડોલવામાં જ લયલીન બન્યો હશે. એવી અનન્ય સમાધિદશામાં જે રચાયું તે આજના વાચકને પણ સ્થલકાલ કાં ન વીસરાવે ? વિસ્મય શોક કે રતિના નિરનિરાળા એ ભાવોમાં તન્મય થતાં આપણે પણ આજનું સ્થૂલ જગત ભૂલીએ છીએ. એ પળે આપણને આજના ગમે તેવા 'બળતા' પ્રશ્નોમાં પણ જાણે ઓલવાણ પડેલું લાગે છે : પુરાણા સનાતનીઓ નવીનો સાથે ક્યાંક્યાં અને કેટલું બાખડ્યા–કેટલી રમૂજ-પ્રેરક બહાદુરીથી—એ કશાનું સુદ્ધાં ભાન એ પળે રહેવું અશક્ય છે. શક્ય છે તે એટલું જ કે કવિબ્રહ્માએ નિર્મેલી સૃષ્ટિને નિહાળવા અને માણવામાં તદાકાર થઇ, વિશ્વનો આદિ મધ્ય ને અંત એમાં જ ઓળખવો.

રસમાત્ર એવી રીતે સ્વસંવેદ્ય છે. તેની નિષ્પત્તિથી જે ભાવોદ્રેક હૃદયમાં થાય છે તે 'અખંડસ્વપ્રકાશાનન્દચિન્મય :' [1] છે. તેનો અખંડ પ્રોજ્જ્વલ પ્રકાશ આત્માને વિશે પથરાતાં જે પરમાનંદ, જે ચિત્તવિસ્તાર, જે લોકોત્તરતા અને ચમત્કૃતિનાં સંવેદન થાય છે તે શૃંગાર કે અદ્‌ભુત જેવા રસોમાં તો સુખાતિશયનાં અર્પનાર હોય જ, પણ, કરુણ ભયાનક કે બીભત્સ રસોનાં સંવેદનની ક્ષણે પણ 'સચેતસ' કહેતાં સહૃદય મનુ-ષ્યને તેવાં અતિશય સુખ, તેવાં સમૃદ્ધ ને વિવિધ ને ગહન સંવેદનો કરાવે છે. નિશ્ચેતસો કે અહૃદયોને આ સાચું ન લાગે, કદાચ; પણ આવા વિષયમાં કેવળ સચેતસોનું જ કહ્યું પ્રમાણ છે, સાંભળવા અને માનવા લાયક છે.

૧. 'સાહિત્યદર્પણ'ના બીજા પરિચ્છેદનો શ્લોક ત્રીજો.

ગુજરાતના સચેતસોને કેટલી યે પેઢીઓ લગી પ્રેમાનંદકૃત 'દશમ-સ્કંધે' જેવાજેટલા સુખદ રસાનુભવો કરાવ્યા છે તેવા અને તેટલા બીજા થોડા જ ગ્રંથોએ કરાવ્યા હશે. તેમાંની 'મારૂં માણકડું રીસાવ્યું'-થી આરંભાતી પંક્તિઓ તો ઘરેઘરની સુપરિચિત છે તેથી આપણાં દૃષ્ટાંત સત્તરમા કડવાના વત્સલમિશ્ર-કરુણરસાત્મક દેવકીવિલાપમાંથી અને અઠચોતેરમાની ઇન્દ્રે કરેલી અદ્‌ભુતમિશ્ર-ભક્તિરસાત્મક કૃષ્ણસ્તુતિમાંથી લઇશું.

પૂર્ણપુરુષોત્તમનાં તાજાં જ દર્શને અંજાયલાં દેવકીએ પુત્ર મૂકીને પુત્રી લેવા વસુદેવને જવા દેતાં તો દીધા પણ એ બહાદુર પુરુષ બે વાર ઉછળતાં જળે ભરચક ભરી યમુના ઓળંગીને કામ પાર પાડી આવ્યો ત્યારે પણ પહેલી તો તેના નસીબમાં ગાળ જ હતીઃ "રત્ન-સાટે લાવ્યા પાષાણ." ગાળ સાંભળતાં પણ વસુદેવ તો હસતા જ હતા. ત્યાં તો બાળકીએ મેઘગર્જન જેવું ઘેરૂં પ્રલંબ રુદન કર્યું; રખવાળો જાગ્યા; જઇને કંસરાજને જગાડ્યા; તેઓ પધાર્યા; એ અવળમતિયાને બનેવીએ ઘણું યે સમજાવ્યો કે તું સરખા ભૂપાળને છોકરીનો યે ભય લાગે છે, એમ? કંસ કહે છોકરીબોકરી કૈં ન સમજું; હું તો આકાશવાણીને માનું; એ વાણી ત્રિલોક સાંભળે તેમ બોલી હતી કે દેવકીનો આઠમો ગર્ભ એ જ મારો કાળ; ને આ છે આઠમો જ; તેથી—

ભગિનીનું કહ્યું નવ કીધું, કંસે બાળક ઉલાળી લીધું;
વલવલે દેવકી અતિ ઘણું, રાખ ઘર વસતું મુજ તણું.
તમો ઘણા દિવસ વીરાજી જીવો, રહેવા દો કુળ દીકરી દીવો;
એ વડે ઘર વસતું થાશે, એ પુન્યે તારી હત્યા જાશે.
સપ્ત પુત્રનો શોક હું વીસારૂં, સુને મા કહે તે પુણ્ય ભાઇ તારૂં;
છે છેલ્લે આઠમે એ સંતાન, એ મારે શતપુત્ર સમાન.
તું વિના દયા કોણ જાણે જી, મામો તુને કહેશે ભાણેજી;
તમને ભ્રાંતિ બાળકની પડે, કેમ ઘાત હશે આ કન્યા વડે.

મશક કેમ શોષશે સમુદ્ર, કેમ મનુષ્યયુદ્ધે હારે મહારુદ્ર;
શું આગિયાથી ઝંખાશે ભાણ, શાર્દૂલને કેમ હણશે શ્વાન.
મૃગને ઠેલ્યો મેરૂ કેમ પડે, તમને મૃત્યુ કેમ હોય કન્યા વડે;
તમે સ્વર્ગ મૃત્યુ જીત્યું પાતાળ, વશ વરતે છે દશે દિગપાળ.
તે પ્રતાપ મહિમા તારો ગયો, જો મરણભય કન્યાથી થયો;
જેમ તુને વહાલાં તારાં છોકરાં, તેમ મુજને તો મારાં ખરાં.
એ મૂક કન્યા પાગે લાગું, હું બ્હેન થઇને ભિક્ષા માગું;
વિનય વચન દેવકી કહે ય, પણ કંસ કાળજનો નિરદેય.

—ક્યાં હતાં આપણે ? વીસમી સદીના હિંદમાં કે એ મથુરાપુરીની જેલના ભીતરમાં ? ... ... ...

એવું જ તાદૃશ ચિત્ર, ગોવર્ધનધારીની તીક્ષ્ણ વક્રોક્તિઓથી— "કીટ ઉપર કૂઢાર મૂકયો......કહાં ગોપ કહાં શક્ર" વગેરેથી— પીગળીને પાણી બનેલા સુરવરેંદ્રનાં ગર્વ ગળી જતાં કરી હતી એ સ્તુતિનું કવિએ આલેખ્યું છેઃ

વક્રોક્ત વાણી સાંભળી, તે સમયે ભાખે ભૂપતી:
તું પરબ્રહ્મ પરમાત્મા, હું અધમ પ્રાણી દુર્મતી.
અપરાધ અજ્ઞાને થયો હું, ભૂલો રાજમદે કરી;
પર્જન્ય દ્વાદશ મોકલ્યા તે, નિવાર્યા પર્વત ધરી.
નિજ ભક્તને પ્રતિપાળવા, ટાળવા ભૂનો ભાર;
પતિત કોટિ સંધારવા, હરિ તેં લીધો અવતાર.
મહોચ્છવ પ્રભુ ટાળતાં, મહામદ મારો ગયો;
પરબ્રહ્મ દર્શન ભ્રાંત ભાંગી, પતિત પ્રાંજળ હું થયો.
વિમાન વામા વિષયસેવા, વિલાસભોગ નાના ભજું;
પશુપતિ પ્રજાપતિ પાર ન પામે, તો હું પામરનું શું ગજું.
તું સર્વાતીત સુરભિ ચરાવાં, પ્રગટ પિંડારો થઇ;
તારી ભૂલવણીએ ભ્રાંતિ આવી, મુને દોષ દેવો નહિ.
સર્વ સરજે સર્વજય તું, કાં ધરો કોની તમા;
તારી માયા અપરાધ કરાવે, તું જ બાપ કરે ક્ષમા.

ઋષિમુનિઓનાં ઉપાસ્તવન અને ઇન્દ્રસ્તુતિઓ વિચારો, કાલિદાસની અપૂર્વ મેઘદૂતકલ્પના લક્ષમાં લ્યો, કે પ્રેમાનંદવિરચિત આ દેવકીવિલાપ અને કૃષ્ણસ્તુતિને રસપૂર્વક ફરીફરીને ગાઓ: પણ એટલું તો સ્વીકારવું જ પડશે કે એ પાંચમાંનું એકે કાવ્ય નથી રચાયું યશ માટે કે અર્થપ્રાપ્તિની આશાએ; તેમ જ વ્યાવહારિક ગણાવાને લોભે નહિ, કે કાન્તા પડેમ મીઠાશથી યે ઉપદેશ દેવા સારૂ નહિ. એવી કૃતિઓ તો રચાય છે માત્ર—'પરનિર્વૃતયે': એવા કોઇ અલૌકિક સુખનો રસાસ્વાદ પામવા ને પમાડવા જેનો એકમાત્ર સહોદર બ્રહ્માંડભરમાં છે બ્રહ્માસ્વાદ જ.

ગૌતમ, ગૃત્સમદ, કાલિદાસ, પ્રેમાનંદ : પણ એ ચારના દેશકાળ અને ભાષાઓની બહાર પણ ઘણું એવું જ ઊંચા પ્રકારનું સાહિત્યસર્જન થયું છે. રસસમાધિનો પ્રેરક તેવો એકેક નમૂનો હવે· શેક્સપીઅર, ગોવર્ધનરામ અને બોટાદકરમાંથી વગરવિવેચને (કેમ કે ઉપર જુદેજુદે સ્થળે કરેલું સર્વસામાન્ય વિવેચન ઓછેવત્તે અંશે તત્ત્વતઃ આ વત્તે ત્રણ દષ્ટાંતોને પણ લાગુ પડે તેવું જ છે) ઉતારીશું.

'જુલિયસ સીઝર'ના ત્રીજા અંકનો બીજો પ્રવેશ; સીઝરને બિરદાવવા નહિ પણ દફનાવવા આવેલો, (અને એ ફરજ બજાવતાં વળી સહેજ ભાષણની લતે ચઢી ગએલો) માર્ક એન્ટની શબ પાસે પ્રભાવપૂર્વક ખડો રહી ત્યાં કુંડાળામાં ટોળે વળેલા 'સ્હેરી બંધુઓ ને મિત્રો'ને કેટલુંક પ્રાથમિક સંબોધન કરી લઇ, તેમની પ્રબળમાં પ્રબળ લાગણીઓને યુક્તિપૂર્વક સારી પેઠે ઉશ્કેરી, આગળ વધે છે:

If you have tears, prepare to shed them now.
You all do know this mantle : I remember
The first time Cæsar put it on;
'Twas on a summer's evening, in his tent;
That day he overcame the Nervii :

Look, in this place ran Cassius' dagger through :
See, what a rent the envious Casca made:
Through this, the well-beloved Brutus stabbed;
And, as he plucked his cursed steel away,
Mark how the blood of Cæsar followed it,
As rushing out of doors, to be resolved
If Brutus so unkindly knocked, or no;
For Brutus, as you know, was Cæsar's angel :

× × × ×

O, now you weep; and I perceive, you feel
The dint of pity : these are gracious drops.
Kind souls, what, weep you, when you but behold
Our Cæsar's vesture wounded ? Look you here.
Here is himself, marred, as you see, with traitors,

× × × ×

I only speak right on;
I tell you that which you yourselves do know;
Show you sweet Cæsar's wounds, poor poor dumb mouths.
And bid them speak for me : but were I Brutus,
And Brutus Antony, there were an Antony
Would ruffle up your spirits, and put a tongue
In every wound of Cæsar, that should move
The stones of Rome to rise and mutiny.

ઠીક. જેને આંખ હોય, તેને હવે રોવાનું છે.
આ લેબાસ તમને સરવને એ જાણીતો છે.
નર્વિઆઇને હરાવી સીઝરે ઉન્હાળુ સાંજે
સમિયાણામાં એ પ્હેર્યો હતો; મને સાંભરે છે.

એમાં અહીં કેશિઅસની કટારી આરપાર
નીકળી ગઇ છે, જુઓ. અહીં દ્વેષી કાસકાના
ખંજરનો ચીરાડો છે. અહીં વહાલા બ્રૂટસે આ
શમશેર ભોંકી છે ને લોહી બહાર આવેલું છે.
'એ ગોઝારો જખમ નમ્હેરા થઇ બ્રૂટસે જ
કર્યો કે ?' તે જોવાને એ, કોઇ કહેશે, આવ્યું હશે.
કારણ કે બ્રૂટસ તો સીઝરના ઇષ્ટ હતા.

* * *

અરે ! તમારાં હૈયાં
ભરાઇ આવે છે ! તમે રૂઓ છો ! હા, રૂઓ, રૂઓ.
એ પવિત્ર આંસુઓ છે. વ્હાલભીના ભલા મિત્રો !
આપણા એ સીઝરનો ચીરાયલો લેબાસ જ
જોઇ તમે શું રૂઓ છો ? એમના દિદાર જુઓ.
દ્રોહીઓએ છેદીભેદી એની શી દશા કરી છે ?

* * *

હું તો સહેજે જીભે આવ્યા
બોલ બોલી નાંખું છું; ને તમે પોતે જાણો છો
તે કહું છું અને વહાલા સીઝરના જખમ આ
બતાવું છું. મારી વતી એ જ મોઢાં ફાડી બોલો !
બિચારા અવાચક છે. અરે પણ એન્ટની તે
બ્રૂટસ ને બ્રૂટસ તે એન્ટની જો હોત, તો એ
એન્ટની આ જખમોને બોલાવત; ને એ સહુ
એવો તો અનેક જીભે પોકાર ઊઠાવત, કે
સહુ રોમ પ્રજળી ઊઠત અને પત્થરનાં
હૈયાં પણ હલબલી બળવો જ જગાવત.

'સરસ્વતીચંદ્ર'માંનું નીચેનું છટાયુક્ત પ્રભાતવર્ણન તેમાંની ઊંચી સુરેખ રસમયતા માટે સમસ્ત ગુજરાતી ભાષામાં ઘણું વિશિષ્ટ અને સ્મરણીય છે :

અત્યારે હજી પ્રાતઃકાળના પાંચ પણ વાગ્યા ન હતા, પરંતુ ચૈત્ર માસનો ઉતાવળો ઉગનારો દિવસ અને પર્વતનું શિખર, એટલે સ્થલસમયના પ્રસંગથી આછાઆછો પ્રકાશનો પટ અંધકારને અંગે જોતાજોતામાં ચડતો હતો. રૂપેરી તેજનો ચણિયો પૂર્વદિશા પગની પ્હાની આગળથી પહેરવા માંડતી હોય અને ધીમેધીમે ચણિયો ઉચો ચડાવતી હોય તેમ પ્રાતઃકાળનું પૂર્વગામી તેજ પૂર્વક્ષિતિજમાં ચડવા લાગ્યું. રાત્રિયે તારાટપકીવાળું એક વસ્ત્ર પહેરી સુઇ રહેલી આકાશનારીએ પણ એ વસ્ત્ર બદલવા માંડ્યું. રાત્રિના શૃંગારરસના રસિક ચમકી રહેલા તારાઓ ધીરેધીરે એક પછી એક કંઇક સંતાઇ જવા લાગ્યા. ત્હાડના ચમકારા પણ સ્થલસમય ચૂક્યા નહિ. ચારે પાસ અંધકારનો પડદો તૂટી જઇ કંઇક પડી ગયો હોય અને પાછળનો ગુપ્ત પ્રદેશ ઉઘાડો થઇ ગયો હોય તેમ દશે દિશાઓ ચવનવી સામગ્રીથી ભરાઇ જવા લાગી. જ્યાં જુઓ ત્યાં એકદમ અગણિતઅનેકરંગી અનેક ભાતનાં ચિત્રોનો ભરાવો કરી દીધા જેવી પૃથ્વી થઈ ગઇ. કાલ જંગલમાં હતો તે આજ કાંઇક જાદુથી — ચમત્કારથી — પર્વત ઉપર આવી પડેલો હોય એવો સરસ્વતીચંદ્ર આસપાસ વિસ્મય અને હર્ષથી જોવા લાગ્યો. સમુદ્રનાં અનેક ઉચાંનીચાં મોજાં અચિંત્યાં ખસતાં બંધ થઇ, જડ થઇ, બંધાઇ ગયાં હોય એવાં અને એથી તો અનેકગણાં મોટાં, પણ એ મોજાં જેવાં જ કાળાં અને આકાર વગરનાં પર્વતનાં શિખરો ચારે પાસ ડોકિયાં કરવા લાગ્યાં. આ વળી નવો વિચિત્ર પુરુષ કોણ આવ્યો છે તે જોવાને આતુર આ સૌ ઉચાં શિખર, મોટા ખડકો, અને ખડકોની હારો ને હારો, પોતાને જોઇ રહેતાં હોય અને તેથી ગભરાતો હોય તેમ સરસ્વતીચંદ્ર સૌના સામું જોવા લાગ્યો. અને એ જોવામાં પાસે કોણ છે અને શું છે તેનું તો ભાન જ ભૂલી ગયો અને પાસે ઉભેલા કાળા પ્રચંડ બાવાઓ પણ આ પર્વતના ખડકો જ હોય તેમ સર્વ ઉપર સમાન દૃષ્ટિ રાખી આંખો ચોપાસ ફેરવવા લાગ્યો. એવામાં પાસેના મઠમાંથી ગાન સંભળાયું અને કાને આંખોને બીજી પાસ દોરી.

બીજું વર્ણન છે બોટાદકરમાંથી — તુષારમય વાતાવરણમાંથી દેખાતા શત્રુંજયનું :

તે મધ્યે આ હિમાદ્રિવિરહવિપદના શોકથી સ્તબ્ધ જેવો,
ઊંચી દૃષ્ટિ કરીને જનકપથ ભણી ધ્યાનથી જોઇ રહેતો;
દેવો ને માનવોના મધુ મિલન તણા સ્થાન સંકેત જેવો.
દૈવી વૈમાનિકોના વિરતિભવન શો સિદ્ધ શૈલેશ ઉભો.
દેખીને શષ્પ સ્વાદુ, સલિલબહુલતા, વૃક્ષની વાડીઓ ને
ઊતાર્યો સ્વર્ગમાંથી નિજ ગજપતિને વાસવે વ્યોમવાટે;
તે તો સંતૃપ્તિ એવી — અચલ બની રહ્યો નંદનાનંદ છોડી,
હારીને ઇંદ્ર પાછો અમરપુર વિષે હા ! ગયો અંશ મૂકી !
તો યે વીસારતાં એ ક્ષણ નવ વીસરે આંગણે ઊછરેલો,
પાળેલો પૂર્ણ પ્રેમે પ્રતિ સમરપથે વાહરૂપે વસેલો;
તેથી પૃષ્ઠે પનોતું નગર નિરમિને દિવ્ય દેવાલયોનું,
દેવોના વૃંદ સંગે સુરશચિપતિએ શું અહીં સ્થાન કીધું ?

આ છેલ્લાં ત્રણે અવતરણોને એક સાથે, સમાધિમીમાંસાની દૃષ્ટિએ, સંક્ષેપમાં વિચારીએ.

સમાધિને કેંક જુદા સંદર્ભમાં 'કાવ્યસર્વસ્વ' તરીકે ઓળખાવનાર દંડીના મતનું થોડું વિવરણ કરીને કહીએ તો, જેની ચિત્તવૃત્તિ રસબ્રહ્મના સાક્ષાત્કારને સમયે આત્મામાં સૂક્ષ્મ આરોહઅવરોહ અનુભવે છે તે સાહિત્યનો સમાધિસ્થ યોગી છે. એ રસવતી મનોદશામાં તેણે જે પાત્ર આલેખ્યું હોય કે વર્ણન કર્યું હોય તેના શ્રવણ કે વાચનથી સહૃદય વાંચનાર પણ તેવી જ મનોદશાને અનુકૂળ, પોતાની રસવૃત્તિ અને કલ્પનાશક્તિની ભગદૂરના પ્રમાણમાં, થઇ જાય છે — એવા જ આરોહઅવરોહ ચિત્તમાં અનુભવતો તે કવિએ રચેલી સૃષ્ટિનો ધન્ય નિવાસી બને છે. એ નિવાસ તેને આ સ્થૂલ પાર્થિવ સૃષ્ટિથી પર તો લઇ જ જાય છે, પણ જે સૂક્ષ્મ અપાર્થિવ કલ્પનાસૃષ્ટિમાં તે હવે વિહરતો થાય છે, તેમાં યે તેને—તેના પરિપૂર્ણતાએ એકાગ્ર બનેલા હૃદયમનને—પ્રતિપળ કૈં ને કૈં નવીન કલ્પનાઓ એ

નવસર્જાયેલી સૃષ્ટિનાં અંગોપાંગને વિશે કરાવે છે. રસચિત્ર અને તે પરથી આમ સર્જાયે જતી અભિનવ કલ્પનાઓ, એવું સૌંદર્યદર્શન જે વસ્તુ કે જે સાહિત્યકૃતિ કરાવે તે જ કીટ્સકથિત 'જૉય ફૉર એવર' છે. માનવી મીઠાશભર્યું જીવન વાંછે છે કે શાંતિભર્યું જીવન ઝંખ્યા કરતો હોય છે તે; કલાકાર મિત્રદ્રોહીને સમર્થ વ્યક્તિત્વવાળા પાત્રદ્વારા ખૂબીથી ઉઘાડો પાડે છે, યા તો ઝીણવટદાર પ્રાસાદિક પ્રભાતવર્ણન કે અલંકારયુક્ત પર્વતવર્ણન કરે છે તે; અને ભાવક (ઊર્ફે પ્રેક્ષક શ્રોતા કે વાચક) એ પાત્રાલેખન વર્ણન વગેરેથી ઉદ્દીપિત થતા ભાવોમાં તલ્લીન બને છે તે: આ સર્વે સૌંદર્યનાં અભીપ્સુઓ છે અને સૌંદર્યસમાધિને જ ઇહજીવનનું પરમ ધ્યેય માને છે. એ અભીપ્સા સિદ્ધ કરવામાં સરળતા કરી આપવી એ સાહિત્યનો અનન્યસાધારણ ધર્મ છે. સમર્થ સાહિત્ય-સ્વામીને હાથે રચાયલું તેવું સાહિત્ય જે આનંદ અર્પે છે તે પણ ચિત્તને વિશુદ્ધ અને ઉત્કર્ષશાલી કરનારો જ હોય છે. એવું સર્જનાત્મક વાઙ્મય કે સાહિત્ય "ફૉર ધ ગ્રેટર ગ્રેસ ઍન્ડ ડિગ્નિટી ઑફ મૅન" (ગાલ્સવર્ધી) હોય છે એટલું જ નહિ, પણ સાહિત્યથી—તેના સર્જનથી કે ઉપભોગથી–લાધતી ખરી અમરતા પણ તેમાં જ રહેલી છે. સર્જક કે ભાવક સર્જનની કે ઉપભોગની ક્ષણે વિશ્વાન્તર્ગત અનન્તની સાથે અભંગ સમૃદ્ધિશાલિની એકતાનતા અનુભવતો જે વિલક્ષણ અમરતા માણે છે, તે પરબ્રહ્મના સાક્ષાત્કારની ક્ષણે લાધતી મહોજ્જ્વલ અમરતાની સહોદરા જ છે.

૩

ધારણા તો એવી હતી કે રસાત્મક પછી તુર્ત વિચારાત્મક, શાસ્ત્રીય વાઙ્મયનું નિરૂપણ આદરવું. પણ રસ એમ સહેજે આપણો કેડો મૂકે તેમ લાગતું નથી.

કાવ્ય અને નાટક; નવલ નવલિકા અને વાગ્મિતા: લલિત કે રસાત્મક વાઙ્મયના આ પાંચ અગ્રતમ પ્રકાર. અલબત્ત, આપણા નમૂના તો પાંચેપાંચમાંથી નહિ, માત્ર ત્રણ પ્રકારમાંથી જ આપણે લીધા હતા. પણ એ તો યુગપ્રભાવથી દોરાઇને જ—કાટકસરનો આજકાલ વિશ્વ-વ્યાપી બનેલો નિયમ લખાણોને તથા માસિકોને પણ લાગુ પાડવો પડતો હોવાથી. બાકી તો, નવલિકા અને પ્રૌઢ વાગ્મિતા પણ જેવીતેવી રસસમાધિનાં પ્રેરનાર નથી એ વાત પ્રસિદ્ધ છે. વળી નિબંધિકા અને સંસ્મરણોને પણ આ સાહિત્યપ્રકારોમાં ગણી શકાય.

કેટલીક રચનાઓ એવી છે જેનું ધ્યેય કાવ્યાદિકની જેમ રસાત્મક સર્જન કરવું એ નથી હોતું; ને છતાં, જેમાંથી રસ સારા પ્રમાણમાં નિષ્પન્ન થતો અનુભવાય છે. ઊંચી કોટિની પત્રધારાઓ, તેવાં જ પ્રવાસવર્ણનો, તેવા જ વર્તમાનપત્રોના અગ્રલેખો: આટલા સાહિત્ય-પ્રકારોને આપણે એ રસછાયાત્મક રચનાઓમાં સમાવી શકીએ એમ લાગે છે. અહીં 'રસછાયા' શબ્દ બીજા કોઇ ઉચિતને અભાવે યોજવા દીધો છે. તેમાં ભાર છે તે પૂર્વપદ પર, ઉત્તર પર નહિ. પત્રો વગેરેમાં પણ રસ હોય છે એ હકીકતને જ મહત્ત્વ આપવાનો આશય છે. એ રચનાઓનો સ્વભાવધર્મ જ એવો છે કે રસ તેમાં પૂર્ણપણે વ્યાપ્ત બની તેના આત્મરૂપ ન બની શકે; પણ, તેના લેખનવાચનની વેળાએ જે રસછાયા આપણા ચિત્ત પર પડે છે તે એવી પ્રગાઢ ઉભાવંત અને મનોહર હોય છે કે એ પણ ચિત્તને સમાધિદશાનાં સંવેદન કરાવવાના સામર્થ્યવાળી છે.

એવા રસછાયાવંત વાઙ્મયના પત્રવિભાગનું દૃષ્ટાંત 'કાન્તની પત્રધારા'-માંથી જેવું ઉત્તમ મળી શકે, તેવું બીજે ન મળે. 'કાન્તમાલા'ના પૃ. ૩૭૫મા પરનો પહેલો જ પત્ર જેટલો ટુંકો તેટલો જ હૃદયવિદારક છે:

ભાવનગર, ૨૪-૮-૧૯૧૮

વજ્રપાત ઉતર્યો છે. સૌ. નર્મદા અચાનક આંચકી થઇ આવવાથી ગઇ કાલે સ્વર્ગવાસી થએલ છે.

પ્રભુએ આફત ઉતરવા દીધી છે, એટલે હું અધીન છું ... ઘર ભાંગી પડયું છે ...

ત્યાર પછી બરાબર મહિને દિવસે લખાયલો પત્ર (વચ્ચે, થોડા જ દિવસ જીવેલ એમના નાના બાળકનું પણ અવસાન થઇ ગયું હતું.) એમની શાંતિસાધનાને આ ઋજુ અસરકારક શબ્દોમાં આલેખે છે.

... ... વેદનાની સ્થિતિમાં પ્રાર્થના થયા કરે એ સ્વાભાવિક છે. જિંદગીનો મોટો ભાગ જેના સહવાસમાં ગયો, અને જેનો મને ઘણો આધાર હતો, તે એકાએક ખસી જવાથી હૃદય કેટલી વખત સુધી શૂન્યવત્ બની જાય, તેમાં કશી નવાઇ નથી. પણ બેશક મારી શ્રદ્ધા કાયમ છે કે આ બનાવ સુદ્ધાં અમુક શ્રેયને માટે જ બન્યો છે. શાશ્વત સ્થિતિને એ ઉપકારક થવો જ જોઇએ.

ॐ ॐ ॐ

છતાં એમ તે કરતો હોઉં ત્યાં દિલમાં વારંવાર થરથરાટી થઇ આવે છે, અને ફટાકડાની વાટ બળી જાય, તેટલી ઝડપથી બળતરા થઇ જાય છે. ... ...

નિદ્રાભંગ કોઇકોઇ વાર થાય છે ... ...

ત્યાર પછી સવા મહિને લખાયલા પત્રમાં એ જ 'વેદનાની તીવ્રતા'; 'જૂનું જીવન દગ્ધ' થયાની લાગણી; પુરાવી અશક્ય જ એવી ખોટથી જિંદગીમાં પડેલ ખાલીપણાનું સૂચન; પ્રભુદીધી બક્ષીસોનો દુરુપયોગ કર્યાનો એવી પળે સહજપણે જન્મતો ભાવ; અને છેવટ, 'કૈંક આશા' 'કૈંક આસ્થા'નો ટેકો મળશે એવી ભવ્યકરુણ ઝંખના : આ સર્વનો સંક્ષિપ્ત પણ તાદૃશ નિખાલસતાભર્યો ચિતાર કોઇ પણ આજન્મ સાહિત્યસ્વામીની કલમને શોભે તેવી રીતે 'કાન્ત' આપણને આપે છે.

સારાં પ્રવાસવર્ણનોની આપણી ઊણપ જાણીતી છે. ઓછેવત્તે અંશે શિષ્ટપદારૂઢ થઈ ચૂકેલા સાહિત્યકારોમાંથી કોઈનું રસભર્યું પ્રવાસવર્ણન મળતું નથી. આ કથનનો કામચલાઉ અપવાદ કરીએ તો, માત્ર કલાપીકૃત 'કાશ્મીરનો પ્રવાસ'નો થઈ શકે. તે પણ તેના કર્તાની ખાસ ગુણવત્તાવાળી કૃતિ નથી એટલે તેમાં સારા ઉતારવાલાયક ફકરા જૂજ છે અને ચાલી શકે તેવો ટૂકડો તો એક જ જણાય છે. કાશ્મીરમાં ફરતાંફરતાં પોતે કોહાલા નામને સ્થળેથી બીજે ફગવાડી નામે સ્થળે ગયા ત્યારે પહાડી સડક પર ગાડી ચઢતી ગઈ તેમતેમ ડાબે હાથે અદૃશ્ય થતી જતી ને અંતે અદૃશ્ય થએલી જેલમના અદર્શન પછીના એમના ઉદ્‌ગાર આછેરી પણ સાચી કરુણતાથી સોહે છે :

જેલમ માતાએ સંઘાત છાંડ્યો. અરે ! તેણે એક માની માફક શ્રીનગરમાં અને શ્રીનગરથી કોહાલા સુધી અમારી સંભાળ લીધી, તેના ખોળામાં અમને રમાડ્યા, તેના પયથી અમારૂં પોષણ કીધું, હાલરડાં ગાઈ અમને આનંદ આપ્યો, ઘુઘરો વગાડી રીઝવ્યા, નવીનવી વસ્તુઓ દૃષ્ટિ આગળ ધરી તૃપ્ત કીધા, આખરે સીતાની માફક પૃથ્વીમાં સમાઈ ગઈ, તેના પ્રથમના ઇરાદા પ્રમાણે બલિરાજા પાસે ચાલી ગઈ, હજી જેવા આ સ્વર્ગના પાષાણોને ફાડી લોપ થઈ ગઈ. કોણ જાણે ક્યાંય દૃષ્ટિમર્યાદા બહાર દોડી ગઈ; હવે તેનાં ફરી દર્શન ક્યારે થશે ? તેના વિના ઘાડ, સુંદર, રમણીય, વિશાલ અને નવપલ્લવ વૃક્ષો અને વેલી પણ શૂન્ય દીસવા લાગ્યાં, તેના વિના મોટીમોટી ખીણો સૂની ભાસવા લાગી, તેના વિના મહાન પર્વતો અને બરફથી ઢંકાયલાં શિખરો પણ અલંકારવિહીન દેખાવા લાગ્યાં. જેલમ માતા ગઈ; ગઈ જ.

આરંભભાગમાં જેલમ પ્રત્યેનો જે ઊંડો ભક્તિભાવ પ્રગટ થાય છે અને જે બે પૌરાણિક અનુલક્ષણ વડે સંસ્કારિત બન્યો છે તે, તથા એ દેખાતી બંધ થતાં દ્રષ્ટાના અંતરમાં જે શોકભાવ ઉદ્‌ભવ્યો તે : આ બંને લક્ષણો સમગ્ર એ વિયોગવર્ણનને સાદા કથનવાઙ્‌મયની

ભૂમિકાએ રહેવા દેતાં નથી પણ રસાળ વાઙ્‌મયની કક્ષાએ ચઢાવે છે. આ—રસછાયાત્મક—વાઙ્‌મયપ્રકારની એ વિશિષતા અહીં જ જરા વધારે સ્પષ્ટ કરી દઈએ : પત્રલેખન, પ્રવાસવર્ણન અને અગ્રલેખ, ત્રણે મૂળે તો કથનવાઙ્‌મયના પ્રકારો છે. રસવાન વાઙ્‌મયનું સર્જન એ એકેનું ધ્યેય હોતું નથી, વસ્તુકથન જ પ્રત્યેકનો આદિહેતુ હોય છે. પત્રલેખક પત્ર લખે છે તે પોતાની ખુશીગમીના ખબર સામા માણસને આપવા માટે; પ્રવાસનો વર્ણનકાર એ પ્રવૃત્તિ હાથ ધરે છે તે પોતે ક્યાંકયાં ગયો ને શું જોયું તે કહી બતાવવા માટે; અને અગ્રલેખનો લખનાર પોતાની રોજિંદી કે સાતવારિયા કલમ અવિરતપણે કાગળપીઠિ ઘસ્યા કરે છે તે સરકાર કેટલી અડિયલ છે યા તો સમાજ કેટલો દુષ્ટ છે એ સત્યોની જાહેરાત કરવા માટે. પણ એ હરેક દાખલામાં લખાણ કેવળ નીરસ પત્ર, સાદું વર્ણન કે લુખ્ખોસુક્કો લેખ મટીને, માત્ર કથન મટી જઈને, સારૂં કે સાધારણ પણ રસાળું સાહિત્ય ક્યારે બને, કે તે લેખકના વ્યક્તિત્વના ખુલ્લા ઘેરા કે ચમકતા પણ પાકા રંગે રંગાય અને તેને પરિણામે ઓછીવધુ રસનિષ્પત્તિ એ લખાણ લખતાં તેમજ વાંચતાં થયા વિના રહે નહિ. સહેજ છાપાંળવી ભાષા વાપરવાની છૂટ લઈએ તો, પત્ર વગેરેમાં રસ આમ પાછલે બારણેથી દાખલ થઈ જાય છે.

એ સાહિત્યપ્રકારનું દષ્ટાંત આપણા પત્રકારત્વમાંથી ટાંકવાનો સમય પણ હવે ભરાઈ ચૂક્યો ગણાય. તેને અંગે અહીં ફકરો લેવો'તો તો સ્વ. ઇચ્છારામના ઉત્તમ અગ્રલેખોમાંના એકમાંથી. પણ તેમના એવા લેખોનો સંગ્રહ કોઈએ કર્યો નથી અને ૧૯૦૮–૦૯ની 'ગુજરાતી'-ફાઇલ પણ આ લખાય છે તે સ્થળકાળને વિશે પ્રાપ્ય નથી. જો હોત, તો એ સાલના રાજકીય સુધારાને અંગે 'પંડિત મોરલી! તારો જય થયો છે' એ કે એને મળતાં સાન્તર્ગર્ભ કટાક્ષવચનોથી એમણે

શરૂ કરેલો લેખ યાદ છે, તેમાંથી થોડી લીટીઓ ઉપાડત. તેને અભાવે આપણે સ્વ. વિભાકરે 'આત્મનિવેદન'માં કાળજીથી જાળવેલા પોતાના અગ્રલેખોનો જ આશરો લેવો રહ્યો. એ ચોપડી યે કોઈક ચોપડીચોર ઉઠાવી ગયો જણાય છે એટલે અંગત ગ્રંથસંગ્રહ અર્ધી રાતે પોણી કલાક સુધી ઉથલાવ્યા છતાં મળતી નથી. (એમ હોય, કે પછી મેં જ ક્યાંક ડાબે હાથે મૂકી દીધી હોય; પણ એક વખતે મારે ટોળી, અધગંભીર ટીકાની પાત્ર બનાવવી પડી હતી તે ચોપડીનો વસમો વિરહ અત્યારે વેઠું છું ને એ સાલે છે, એટલું તો ચોક્કસ.) તેથી, અત્યારે હાથવગું છે તે 'પત્રકારનું નિવેદન' નામે તેના નવેક વર્ષ પરના અવલોકનમાં ઉતારાયલા ત્રણમાંથી બે લાક્ષણિક ફકરા લઉં છું:

જો કે આપણે ત્યાં શહેરો રચવાનું શાસ્ત્ર અને મકાન બાંધવાની કળા પ્રાચીન સમયમાં સર્વોત્તમ હતી, તો પણ શાહુકાર છે સમયને અને પશ્ચિમને કે તે ઉભયે આપણને તે ભૂલાવી દેવામાં બને તેટલી જોગવાઇ કરી આપી છે.

... અને તે સ્વચ્છતા માટે આસપાસનાં મકાનો, મિલો અને સુધારાના કચરાની હોળી જરૂરની થઇ પડતી હોય તો તે હોળી કરવી યોગ્ય છે.

નગરરચનાનું આપણું જૂનું શાસ્ત્ર હતું તેને પુનર્જીવિત કરવાની અગત્ય એ એક હકીકત; અને મુંબાઈમાં સ્વચ્છતા ફેલાવવાની ભારે જરૂર છે એ બીજી: આ બે સાદી સીધી હકીકતોને સબળ નિર્ભર્ત્સના ('ઇન્વેક્ટિવ') વડે તથા હોળીના સહેજ પ્રાથમિક પણ છાપાંવાચકને અનાયાસે સમજાતા અલંકારની મદદથી, સળગાવી મૂકેલાં મકાન, મિલો અને ઉકરડાના ચમકાવનારા નાના શા ચિત્ર વડે, લેખકે રસવાળા વાઙ્‌મયના ક્ષેત્રમાં આણી મૂકી છે. એમ નહિ કે અગ્રલેખી લખાણપ્રકારના એ પૂરેપૂરા સંતોષકારક નમૂના છે. પણ, આપણી ચર્ચાના દૃષ્ટાંતપૂરતા એ ખોટા નથી.

અગ્રલેખોના વાઙ્મયમાં આછા કે ઉગ્ર કટાક્ષ હોય તેમ નિરંકુશ બળબળતી તોછડાઇ પણ કોઇ વાર હોય. એવી ખાસિયતવાળો મુંબાઇના કોઇક તંત્રીની કલમે લખાયલો એક સરસ ફકરો 'હાસ્યમંદિર'ના કર્તાએ એ ગ્રંથમાંની પહેલી જ નિબંધિકામાં સાચવી રાખ્યો છે એ જોઇએ. પ્રસંગ, એ પથ્થરાળ સનાતની તંત્રીજી પ્રગતિવાંછુ ને તેમાં સરકારમદદ-વાંછુ સુધારકને વગોવે છે, તેને લગતો છે :

> સુધારાવાળો છે અને આવા વિચાર આપવાનો છે એ અમારા જાણવામાં હતું જ. એ પોતે માનને કેટલો ઓછો લાયક છે તે અમે સારી રીતે જાણીએ છીએ પણ તેની લાગણી ન દુખાવા સારૂ કહી બતાવતા નથી. પણ એવા કમવજનના બુઠ્ઠાએ આપેલો મત કેટલા ઓછા માનને લાયક છે તે કહેતાં હરકત નથી. સુધારાનો જુવાળ પાછો ફર્યો છે અને અમે બેધડક કહીએ છીએ કે દરેક સુધારાવાળો લોકોને કડવો લાગે છે અને સુધારાવાળો જે કહે તે તેની મૂર્ખાઇ યાને ગાંડાઇ છે પણ લોકોનો મત નથી.—સુધારાવાળો છતાં કેવો હિચકારો છે તે અમારા ભાઇબંધ – ના ગયા અઠવાડિયાના અંકમાં આવેલું છે. × × × માટે સરકાર – ના મતને બિલકુલ તુચ્છકારી કાઢી નાખશે તો જ ઠીક કરશે.

ઉતારો પૂરો કરી, "માનાર્થે બહુવચન ખારવાઓમાં વપરાતું નથી અને મુંબાઇમાં વપરાતું નથી." એટલા જ હળવા પણ સફાઇદાર છરકાથી એ લેખકના લાગણીફોલ્લાને આપણે સારૂ ફોડી નાખનાર સ્વ. રમણભાઇ એ એક જ વાક્ય વડે સુસાહિત્ય સરજે છે, તો તંત્રી પોતાના દુરાવેશભર્યા ઉભરાથી અપસાહિત્ય સરજે છે–કાચું પણ સાચું રસ ઉપજાવતું સાહિત્ય : એ ફકરો લખતાં લેખકે સમગ્ર સૃષ્ટિ ભૂલીને એક તરેહની રસસમાધિ સાધી જ નહોતી એમ કહેવા હું તૈયાર નથી—જેમ, તેને વાંચતાં પણ આપણે હાસ્યનો મીઠો રસ તલ્લીનતાથી પીએ જ છીએ, તેમ.

જો ઉપલા બેત્રણ ઉતારાને જ લક્ષમાં લઇને વાત કરીએ તો એમ કહેવું પડે કે જે અગ્રલેખમાં કટાક્ષ તથા તોછડાઇને પ્રાધાન્ય હોય તે જ રસછાયાત્મક વાઙ્મયની સંજ્ઞાને પાત્ર છે. પણ વસ્તુસ્થિતિ તેવી નથી એમ આપણે જાણીએ છીએ. જૉન મોર્લીના 'પૉલમૉલ ગેઝેટ' તથા 'ફૉર્ટનાઇટલી રીવ્યુ' માંના તંત્રીલેખોમાં તથા લૅબૂશિયરના 'ટ્રૂથ'માંનાં, સ્ટેડનાં 'રીવ્યુ ઑફ રીવ્યુઝ'માંનાં અને સી. પી. સ્કૉટના 'માન્ચેસ્ટર ગાર્ડિયન'માંનાં લખાણોમાં જે ઊંચી ભાવનાશીલતા છે, જે અભ્યાસ અને વિચારપૂર્ણતા છે, જે સમતોલ સગૌરવ અને રસાન્વિત શૈલી છે, તે ગુણો તેમનાં એ લખાણોને આ પ્રકારના વાઙ્મયમાં સ્થાન અપાવે છે એ સત્ય આપણું અજાણ્યું નથી જ. [1]

ધર્મનીતિ તત્ત્વજ્ઞાન અને સમાજશાસ્ત્રના ગ્રંથો કે નિબંધો; રાજકારણ ઇતિહાસ કે જન્મચરિત્રની રચનાઓ; કે પછી સાહિત્ય કે શાસ્ત્રનું વિવેચન કરનારાં લખાણો : આ સર્વ જાતે તો શાસ્ત્રીય વાઙ્મયના પ્રકારો છે—તેના રચનારનું ધ્યેય રસાત્મક કે કલ્પનાશીલ કૃતિ સરજવાનું નથી હોતું. તેનું ધ્યેય હોય છે સંશોધનાત્મક કે વિચારાત્મક કે ઉપદેશાત્મક કૃતિ ઘડવાનું. સામાન્યતઃ એ લેખક પોતાના અને વાચકના ચિત્તની જે શક્તિઓને વાપરે છે તે બુદ્ધિ અને સમજદારી હોય છે, હૃદય કે કલ્પના નહિ. વાઙ્મયના એ પ્રકારોને તેના એ સ્વભાવગત રૂપે ચર્ચીએ ત્યાર પહેલાં આ સ્થળે તે સર્વના એક જુદા સ્વરૂપને ઓળખી લેવું પડશે.

૧ આ (રસછાયાત્મક) વાઙ્મયપ્રકારોની રજા લેતાં એટલું ઉમેરવું જોઇએ કે ડાયરી રોજનિશી ઊર્ફે વાસરિકા પણ આ જ ખેતરનો પાક છે. તેનો મૂળ ઉદ્દેશ વસ્તુકથન, પણ તેમાંથી સુલેખકને હાથે સાહિત્યસર્જન બની આવે છે.

કેટલીક વાર એવું બને છે કે આ ધર્માદિક વિષયોનો ગ્રંથકર્તા પોતાની ભાવનાઓને કે મંતવ્યોને સુરૂઢ, શુષ્કતમ, ચલણી વાણીમાં વ્યક્ત કરવા અશક્ત હોય છે. તેની કુદરતી શક્તિઓ તેને એ વિષયોમાં પણ પોતાનું નિરૂપણ રસકલ્પનાત્મક રીતે જ કરવા પ્રેરે છે. તેના એવા રસિક અને કલ્પનાશીલ વ્યક્તિત્વની છાપ પામેલો એ શાસ્ત્રીય ગ્રંથ પણ વત્તાઓછા લાલિત્ય સહિતનો નીવડે છે. લાલિત્ય તેમાં સભરભર્યું નથી હોતું; સમૃદ્ધ નહિ ને બહુ વ્યાપક પણ નહિ. આ બધું ખરૂં. પણ સાચું લાલિત્ય તેમાં સહેજે પ્રગટી આવેલું આપણે જોઇએ છીએ. એ ગુણ તેની રચનાને સમજવી વધારે સુગમ બનાવે છે અને પ્રજાના વાઙ્‌મયભંડારમાં પણ બીજા કરતાં વધુ સમય તેને સપ્રભ, સજીવ રાખે છે.

શિષ્ટપદે સ્થપાયલા ગુજરાતી વાઙ્‌મયમાં આ ગુણલક્ષણવાળા શાસ્ત્રીય ગ્રંથો થોડા જ છે; અથવા એમ કહેવું જોઇએ કે એવા સળંગ ગ્રંથો તો છે નહિ, પણ અમુક ગ્રંથભાગોને જ આ પ્રકારમાં ગણાવી શકાય તેમ છે. એવા થોડા નમૂના હવે એ ધર્મનીતિ વગેરે દરેક વાઙ્‌મય-પ્રકારમાંથી તો નહિ, પણ એના ત્રણ કે ચારમાંથી દૃષ્ટિ સમીપ ધરીએ.

ગુજરાતના અર્વાચીન ઇતિહાસકારોના આદિપુરુષ નર્મદાશંકર ‘સૂરતની મુખતેસર હકીકત’નો તેરમો બાબ આ શબ્દોમાં સમેટી શક્યા હોતઃ

> હવે સૂરત પહેલાંના જેવું આબાદ નથી. ત્યાંનાં નવાબની ગાદી, અને તેની સવારીઓ હવે જેવામાં આવતી નથી. સૂરતના કિલ્લાનું તે કાળનું મેદાન, તેના ઓવારા, નાણાવટ, ચૌટાંચકલા, ભાગોળો અને ગોપીપરૂં, કશું ત્યારના જેવું હવે રહ્યું નથી.

આમ સાદી હકીકતો સીધી જ ને સૂકી ભાષામાં રજૂ કરી હોત તેમણે તો પણ એ એક પ્રકારની ઇતિહાસરચના જરૂર કહેવાત. પણ

એવો લુખ્ખો પ્રકાર તેમને પ્રિય નહોતો. એવું કથનવાઙ્મય તેમને એ પ્રસંગે અસ્થાને લાગ્યું. સૂરત વિશેની ઇતિહાસગ્રંથિકા સમાપ્ત કરતાં તેમને રચવું ગમ્યું તે આવું રસવાઙ્મય જ:

એ પ્રમાણે વખતના દવે શાહેરની આબાદીનો લીલોકુંજાર જેવો બાગ બાળી નાંખ્યો—રે અશોકવાડી જેવું શોભતું સૂરત શહેર સહજસહજમાં સ્મશાન જેવું થઇ રહ્યું. રે નવાબની ગાદી જે પોતાની જૈફીની કરચલીવાળી હાલતમાં પણ આથમતા આફતાબના તેજ જેવી દીપતી તે પણ કયાં છે? ઇદમાં નિકળતી નવાબોની સવારી શહેરને જેબ આપતી તે કયાં જતી રહી? વખત! તું કેટલો કિન્નાખોર અને ઘાતકી છે! ચાળીસ લાખની જે ગાદી કહેવાતી તે ગાદીના છેલ્લાનું મુરદું અવલમંજલે પહોંચાડવાને તેના જમાઇને પોતાના સાહુકાર પાસેથી પાંચસેં રુપિયા ઉછીના લેવા પડ્યા! અરેરે, ખીલેલાં કમળ સરખું તે કિલ્લાનું મેદાન, આરસ જેવા ઓપતા તે ઓવારા, માણેકના ચોક જેવી તે મુગલીસરાઇ ને નંગમાળ જેવું તે નાણાવટ, ચાંદ જેવું તે ચૌટું, રસે રાતો કુસુંબા જેવો તે રહિયા સોનીનો ચકલો, બામદાદના રંગ જેવી તે બરહાનપુરી ભાગળ ને ગોકુળ જેવું તે ગોપીપરું કયાં કયાં ઊડી ગયાં?! અરે ઓ પ્યારી સૂરત! હવે તો અમારે નસીબે તારાં ખંડિયેર ઉપર પડતા તીત તડકાના અદ્ધર તરતા તેજને ઉદાસીન મોઢે બેઠાંબેઠાં જોયાં કરવાનું જ રહ્યું છે—અફસોસ!

એ જ રીતે, સં. ૧૯૪૭માં નવલચરિત્ર રચતાં જે ભોંય બાંધવાની, તેને ગોવર્ધનરામ રસકસહીન નહિ પણ રસાળી બાંધીને જ આગળ ચાલે છેઃ

રા. નવલરામના મૃત્યુથી ગુજરાતના સાક્ષરવર્ગના ઇતિહાસનું એક પુસ્તક પૂરું થયું છે એમ કહીએ તો ચાલે. ત્રીશેક વર્ષ ઉપર મુંબાઇમાં બુદ્ધિવર્ધક સભા સ્થપાઇ, અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને ધર્મસભા સ્થપાઇ, તે ત્રણે સભાઓમાંથી માસિક ચોપાનિયાં તે સભાઓનાં વાજાં પેઠે વાગવા માંડ્યાં અને તે રાગ ચારે પાસ ઝીલાવા માંડ્યા. મુંબાઇમાં કવિ નર્મદાશંકર મુંબાઇના સમુદ્ર પેઠે ઉછળવા લાગ્યા અને તેના રસતરંગમાં મુંબાઇગરી પ્રજા નહાવા લાગી. ધીમેધીમે અમદાવાદ અને મુંબાઇ સાક્ષરપદ્ધતિમાં સંગમ

પામ્યાં, એકરસ થયાં અને અંતે એ અતિવેગવાળી ભરતીનો ઓટ થવા લાગ્યો, ઘણાક ગ્રંથકારો ધીમેધીમે આ રણજંગમાંથી નિવૃત્તિ પામ્યા છે, કેટલાક વક્તાઓના વર્ગમાંથી નિકળી શ્રોતાવર્ગમાં ભળી જઇ નવી પ્રજાના નવા ઊર્મિને અનુમોદન આપીને તૃપ્ત થાય છે, અને બાકીના ગ્રંથકારો પોતાના પ્રથમ મતને વળગી રહી અથવા બદલી નાંખી લખતાંલખતાં સર્વભક્ષ યમરાજની અનંત સુખગુફામાં લીન થઇ ગયા છે.

અને સ્વ. રણજિતરામ પણ સ્વ. વિભાકરકૃત નાટક 'સિદ્ધાર્થ બુદ્ધ'ને વિવેકપૂર્વક અવલોકતાં નરીનીરસ શાસ્ત્રીયતામાં ખૂંચતા નથી પણ સર્જકતાની આછી છતાં મધુર ઉષ્મા અવલોકનના અમુક ભાગો પર પથરાવા દે છે :

ગુજરાતી સાહિત્યના ગ્રંથભંડારમાં એક સારા નાટકને આવકાર આપતાં અમને આનંદ થાય છે. બુદ્ધના જન્મ અને જીવનથી ઇતિહાસ અને અધ્યાત્મની લાગણીઓ ભવ્ય સ્વરૂપમાં પ્રજ્વલિત થવી જોઇએ તેવી લેખકમાં થઇ નથી છતાં સુસંસ્કારી બુદ્ધિ જેવા ભાવ અનુભવી શકે તેનું આમાં સચોટ અને હૃદયસ્પર્શી આલેખન છે. બુદ્ધના મહાભિનિષ્ક્રમણ પછી કરુણ રસ એવો જામે છે કે સહૃદયો અશ્રુબદ્ધ થયા વિના રહેતાં નથી. શૃંગારની મસ્તી નથી પણ મર્યાદામાં રહેતો વિશુદ્ધ આનદી મર્માળો સુખી શૃંગાર છે. પ્રગાઢ હૃદયમંથન નથી, સ્નેહના ઊંડા ભાવો નથી, પણ જે છે તે સંસ્કાર અને રસથી એવું પૂર્ણ છે કે સચોટ છાપ પાડ્યા વિના રહેતું નથી.

સાહિત્યવિવેચન રસમય બન્યાનો આનાથી પણ ચઢિયાતો દાખલો તે સ્વ. મણિશંકરકૃત 'સિદ્ધાંતસારનું અવલોકન'—જેમ, ખુદ 'સિદ્ધાંતસાર'નાં છેલ્લાં બે પ્રકરણોની અમુક કંડિકાઓ ધર્મની કે સમાજરચનાની ચર્ચામાં પણ લેખક રસવત્તા કેમ પૂરી શકે છે, તેના ઉદાહરણરૂપ છે. રાજ્યપ્રકરણનું આવું ભાવાવેશયુક્ત ગદ્ય, જે શાસ્ત્રીય કે બોધક બની ગયું ન હોય પણ જેમાં હૃદયને સ્પર્શવાની કૈંક શક્તિ હોય, તે શિષ્ટપદારૂઢ ગુજરાતી વાઙ્મયમાં મળવું દુર્લભ છે. સ્વ. અંબાલાલ

સાંકરલાલ અને સ્વ. ઉત્તમલાલ ત્રિવેદીનાં કે સ્વ. રમણભાઇનાં લખાણોમાં તે (જો કે ત્યાં યે અસામાન્ય કોટિનું તો નહિ) મળી શકે.

રસ જેમાં સાદ્યંત વ્યાપક હોય તેવા અને રસ જેમાં અંશતઃ છાયારૂપે હોય તેવા વાઙ્મયની આપણી વિચારણા અહીં પૂરી થાય છે. શાસ્ત્રીય અને કથનાત્મક વાઙ્મયનો વારો હવે મોડોમોડો પણ આવ્યો ખરો એટલે આનંદ પામીએ; અથવા, શોક કરીએ: કારણ, તેનાં અવતરણો હમણાં સુધીનાં અવતરણ જેવાં રસપ્રદ હોવાનાં નથી.

૪

પ્રજાના વાઙ્મયને એક મહાપ્રવાહને રૂપે વહેતું કલ્પીએ તો તેમાં આપણે પાંચ જુદીજુદી લહરીઓ–ત્રણ પ્રધાન ને બે ગૌણ લહરીઓ–પણ કલ્પવી જોઇએ: સર્જનલહરી, પાંડિત્યલહરી, બોધનલહરી – આ ત્રણ પ્રધાનઃ અને, તત્ત્વે પાંડિત્ય કે શાસ્ત્રની લહરી છતાં ચિકિત્સાએ સર્જનની એવી રસછાયાત્મક ઉપલહરી, તથા, તત્ત્વે બોધન કે કથનની લહરી છતાં ચિકિત્સાએ પાંડિત્યની એવી શાસ્ત્રચ્છાયાત્મક ઉપલહરી – આ બે ગૌણ. આ ક્રુલસરવાળે પાંચમાંની બે – સર્જનાત્મક ને રસછાયાત્મક વાઙ્મયની–લહરીઓમાં તો આપણે વત્તા કે ઓછા આનંદથી અવગાહન કરી લીધું. એટલે હવે જે કૈં બાકી રહ્યું તે શાસ્ત્રીય, શાસ્ત્રચ્છાયાત્મક અને કથનાત્મક લહરીઓનાં દુસ્તર જળોમાં ઝંપલાવીને જેવું આવડે તેવું તરવાનું કે તણાઇને ડૂબી જવાનું. આ બેમાંનો કયો માર્ગ તમને પસંદ છે એ તમે જાણો; મને તો કોઇ પણ જાતનાં – સ્થૂલ કે સૂક્ષ્મ – જળમાં તરતાં આવડતું નથી એટલે ડૂબવાની આશા જ વધારે રહે છે. એવી ઉત્કટ આશા જે હૈયે ભગી હોય તે તો ઊંડામાં ઊંડા જળનો જ તાગ લેવાની ધૃષ્ટતા કરે ને? અને પ્રસ્તુત વિષયમાં એવાં જળ એટલે 'શાસ્ત્ર કોને કહેવું?' એ મહાપ્રશ્ન; કેમ કે, ત્રણમાંના

પામ્યાં, એકરસ થયાં અને અંતે એ અતિવેગવાળી ભરતીનો ઓટ થવા લાગ્યો, ઘણાક ગ્રંથકારો ધીમેધીમે આ રણજંગમાંથી નિવૃત્તિ પામ્યા છે, કેટલાક વક્તાઓના વર્ગમાંથી નિકળી શ્રોતાવર્ગમાં ભળી જઇ નવી પ્રજાના નવા ઊર્મિને અનુમોદન આપીને તૃપ્ત થાય છે, અને બાકીના ગ્રંથકારો પોતાના પ્રથમ મતને વળગી રહી અથવા બદલી નાંખી લખતાંલખતાં સર્વભક્ષ યમરાજની અનંત મુખગુફામાં લીન થઇ ગયા છે.

અને સ્વ. રણજિતરામ પણ સ્વ. વિભાકરકૃત નાટક 'સિદ્ધાર્થ બુદ્ધ'ને વિવેકપૂર્વક અવલોકતાં નરીનીરસ શાસ્ત્રીયતામાં ખૂંચતા નથી પણ સર્જકતાની આછી છતાં મધુર ઉષ્મા અવલોકનના અમુક ભાગો પર પથરાવા દે છે :

ગુજરાતી સાહિત્યના ગ્રંથભંડારમાં એક સારા નાટકને આવકાર આપતાં અમને આનંદ થાય છે. બુદ્ધના જન્મ અને જીવનથી ઇતિહાસ અને અધ્યાત્મની લાગણીઓ ભવ્ય સ્વરૂપમાં પ્રજ્વલિત થવી જોઇએ તેવી લેખકમાં થઇ નથી છતાં સુસંસ્કારી બુદ્ધિ જેવા ભાવ અનુભવી શકે તેનું આમાં સચોટ અને હૃદયસ્પર્શી આલેખન છે. બુદ્ધના મહાભિનિષ્ક્રમણ પછી કરુણ રસ એવો જામે છે કે સહૃદયો અશ્રુબદ્ધ થયા વિના રહેતાં નથી. શૃંગારની મસ્તી નથી પણ મર્યાદામાં રહેતો વિશુદ્ધ આનંદી મર્માળો સુખી શૃંગાર છે. પ્રગાઢ હૃદયમંથન નથી, સ્નેહના ઊંડા ભાવો નથી, પણ જે છે તે સંસ્કાર અને રસથી એવું પૂર્ણ છે કે સચોટ છાપ પાડ્યા વિના રહેતું નથી.

સાહિત્યવિવેચન રસમય બન્યાનો આનાથી પણ ચઢિયાતો દાખલો તે સ્વ. મણિશંકરકૃત 'સિદ્ધાંતસારનું અવલોકન'—જેમ, ખુદ 'સિદ્ધાંતસાર'નાં છેલ્લાં બે પ્રકરણોની અમુક કંડિકાઓ ધર્મની કે સમાજરચનાની ચર્ચામાં પણ લેખક રસવત્તા કેમ પૂરી શકે છે, તેના ઉદાહરણરૂપ છે. રાજ્યપ્રકરણનું આવું ભાવાવેશયુક્ત ગદ્ય, જે શાસ્ત્રીય કે બોધક બની ગયું ન હોય પણ જેમાં હૃદયને સ્પર્શવાની કૈંક શક્તિ હોય, તે શિષ્ટપદારૂઢ ગુજરાતી વાઙ્મયમાં મળવું દુર્લભ છે. સ્વ. અંબાલાલ

સાકરલાલ અને સ્વ. ઉત્તમલાલ ત્રિવેદીનાં કે સ્વ. રમણભાઈનાં લખાણોમાં તે (જો કે ત્યાં યે અવારનવાર ડોકિયું તો કરી જાય છે.

રસ જેમાં સાધન માત્ર હોય તેવાં અને રસ જેમાં અંતઃછાયારૂપે હોય તેવાં વાઙ્મયની આપણી વિચારણા અહીં પૂરી થાય છે. શાસ્ત્રીય અને કથનાત્મક વાઙ્મયનો વારો હવે મોડોમોડો પણ આવ્યો ખરો એટલે આનંદ પામીએ; અથવા, શોક કરીએ: કારણ, તેનાં અવતરણો હમણાં સુધીનાં અવતરણ જેવાં સ્પષ્ટ હોવાનાં નથી.

૪

પ્રજાના વાઙ્મયને એક મહાપ્રવાહને રૂપે વહેતું કલ્પીએ તો તેમાં આપણે પાંચ જુદીજુદી લહરીઓ–ત્રણ પ્રધાન ને બે ગૌણ લહરીઓ–પણ કલ્પવી જોઈએ: સર્જનલહરી, પાંડિત્યલહરી, બોધનલહરી – આ ત્રણ પ્રધાનઃ અને, તત્ત્વે પાંડિત્ય કે શાસ્ત્રની લહરી છતાં ચિકિત્સાએ સર્જનની એવી રસચ્છાયાત્મક ઉપલહરી, તથા, તત્ત્વે બોધન કે કથનની લહરી છતાં ચિકિત્સાએ પાંડિત્યની એવી શાસ્ત્રચ્છાયાત્મક ઉપલહરી – આ બે ગૌણ. આ કુલસરવાળે પાંચમાંની બે – સર્જનાત્મક ને રસચ્છાયાત્મક વાઙ્મયની–લહરીઓમાં તો આપણે વત્તા કે ઓછા આનંદથી અવગાહન કરી લીધું. એટલે હવે જે કંઈ બાકી રહ્યું તે શાસ્ત્રીય, શાસ્ત્રચ્છાયાત્મક અને કથનાત્મક લહરીઓનાં દુસ્તર જળોમાં ઝંપલાવીને જેવું આવડે તેવું તરવાનું કે તણાઈને ડૂબી જવાનું. આ બેમાંનો કયો માર્ગ તમને પસંદ છે એ તમે જાણો; મને તો કોઈ પણ જાતનાં – સ્થૂલ કે સૂક્ષ્મ – જળમાં તરતાં આવડતું નથી એટલે ડૂબવાની આશા જ વધારે રહે છે. એવી ઉત્કટ આશા જો હૈયે જાગી હોય તે તો ઊંડામાં ઊંડા જળનો જ તાગ લેવાની ધૃષ્ટતા કરે ને? અને પ્રસ્તુત વિષયમાં ઊંડું જળ એટલે 'શાસ્ત્ર કોને કહેવું?' એ મહાપ્રશ્ન; કેમ કે, [illegible]

બે પ્રકારોનાં નામમાં એ શબ્દ મોજૂદ છે; અતએવ, તેનાં ગહન જળમાં ગરક થવું તેને આ પળે પરમ કર્તવ્ય માનું છું.

સાંભળવામાં આવ્યું છે કે 'કામસૂત્રો'માં (૧-૧-૧૯, ૨૦), કૌટિલ્યઅર્થશાસ્ત્રમાં (૧-૧) અને અમરકૃત 'કવિકલ્પલતા'માં શાસ્ત્ર તેમ જ શાસ્ત્રસંગ્રહ વિશે ઉત્તમ જાણવાજોગ નિરૂપણો છે. પણ એ સાંભળેલું શોધવાવિચારવાની નિવૃત્તિ આ લખતીવેળા નથી. પરિણામે, એ આજ કરવાનું કામ કાલ પર મુલતવ્યે જ છૂટકો. આજે જે શક્ય છે તે એટલું જ કે અમરસિંહની મનોહર નામવાળી 'કવિકલ્પલતા'ને અભાવે તેના શુષ્કનામી 'કોશ'માંની શાસ્ત્રવ્યાખ્યાથી શરૂઆત કરવી. ત્યાં કહ્યું છે: 'નિદેશગ્રંથયોઃ શાસ્ત્રમ્.'[1] તેની પરની સંક્ષિપ્તમાહેશ્વરી ટીકા આ પ્રમાણે છે: 'નિદેશ આજ્ઞા. ગ્રંથો વ્યાકરણાદિ; તત્ર શાસ્ત્રમ્.' એટલે કે, જે ગ્રંથમાં વ્યાકરણ અને એવા બીજા પારિભાષિક વિષયોને લગતી આજ્ઞાઓ — સિદ્ધાંતો, નિયમો — હોય તે શાસ્ત્ર કહેવાય છે. સંક્ષેપે, નિયમબદ્ધ પારિભાષિક ગ્રંથ એટલે શાસ્ત્ર.

હવે એક બીજો મહત્ત્વનો કોશ લઈએ —રા. ભીમાચાર્ય ઝળકીકરકૃત 'ન્યાયકોશ.' તેમાં સંગ્રાહકે ન્યાયવાર્તિક, સર્વદર્શનસંગ્રહ, બૌદ્ધદર્શન, સ્કંદપુરાણ અને બ્રહ્મસૂત્રોના મધ્વભાષ્ય જેવા પ્રાચીન્ સંમાન્ય ગ્રંથોમાંથી ઉતારા કરીને શાસ્ત્ર અને તેમાંનાં અંતર્ગત તત્ત્વોની જે સમજ આપી છે તેને આ પ્રમાણે તારવી શકાય :

૧. જે 'વૈશેષિક દર્શન'ની માફક 'જ્ઞાનવિશેષાધાયક ગ્રંથઃ' હોય તેને શાસ્ત્ર કહેવાય :

૨. જે ગ્રંથ 'પંચાધ્યાયી' તમા 'ન્યાયદર્શન'ની માફક 'પ્રમાણાદિવાચકપદસમૂહઃ' તથા 'વ્યૂહવિશિષ્ટઃ' હોય એ શાસ્ત્ર કહેવાય;

૧. અમરકોશ : પં. ૨૬૯૪

3. ચારે વેદો, રામાયણમહાભારત અને 'પંચરાત્રકમ્' એ બધા 'હિતાનુશાસનગ્રંથ' હોવાથી, શાસ્ત્ર છે;

4. 'શાસ્તિ ચ ત્રાયતે ચેતિ શાસ્ત્રમ્'—એટલે કે, જે જીવન પર શાસન ચલાવે અને ત્રિવિધ તાપથી, ષડ્‌રિપુઓથી ને અજ્ઞાનથી આપણું રક્ષણ કરે, તે શાસ્ત્ર. આ દૃષ્ટિએ, ધર્મના તેમ જ ઇતર જ્ઞાનના ગ્રંથો શાસ્ત્રમાં ગણાય;

5. સચ્છાસ્ત્ર અને અસચ્છાસ્ત્ર એવો ભેદ પણ પાડવામાં આવ્યો છે: શુદ્ધ વૈદિક ગ્રંથો (ઉપર નં. 3માં ગણાવ્યા તેવા) સચ્છાસ્ત્ર છે; અને બૌદ્ધ-ચાર્વાકવાદીઓના, સાંખ્યયોગના, પાશુપતમતના ગ્રંથો—આ સર્વ વેદ વગેરેની જેમ ઇશ્વરપ્રણીત દૈવી રચનાઓ નહિ પણ 'સ્વબુદ્ધિરચિત' હોવાના અપરાધને કારણે અસત્ એવાં શાસ્ત્રો ઠરાવાયાં છે.

ત્રીજો વિચારપાત્ર કોશ તે આપ્ટેનો. તેમણે, 'જેનાથી શાસન થાય તે શાસ્ત્ર' એવી વ્યુત્પત્તિ આપીને જે સાત સદૃષ્ટાંત વ્યાખ્યાઓ આપી છે, તેમાંની પહેલી ત્રણ તો ઉપલા બે કોશો આપણે વાપર્યા પછી બહુ મદદગાર નથી રહેતી. તેથી તેને જવા દઇએ. તેમની પાંચ નંબરવાળી વ્યાખ્યા પણ બહુ ઉપયોગી નથી. તેથી, નં. 4, 6 અને 7ને નવા નંબર આપી તાસીએ:

1. શાસ્ત્ર એટલે જ્ઞાનનો કોઇ પણ પ્રદેશ, કોઇ પણ વિદ્યા; ('સાયન્સ' મૂળમાં છે.) આના દૃષ્ટાંત લેખે ગીતાનું (અ. 15, શ્લો. 20) 'ઇતિ ગુહ્યતમં શાસ્ત્રમ્' અને 'રઘુવંશ'નું (સ. 1, શ્લો. 19) 'શાસ્ત્રેષ્વકુંઠિતા બુદ્ધિઃ' ટાંકવામાં આવ્યાં છે. અમુક વિષયના નામને પણ 'શાસ્ત્ર' આમ લગાડાય છે: વેદાંતશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર.

૨. શાસ્ત્ર એટલે, સર્વસામાન્ય અર્થમાં, અમુક કૃતિ: 'તન્ત્રૈ: પંચભિરેતચ્ચકાર સુમનોહરં શાસ્ત્રમ્.' ('પંચતંત્ર'—૧)

૩. શાસ્ત્ર એટલે સિદ્ધાંતસમૂહ—'થીઅરી.' આ 'પ્રેક્ટિસ' અથવા 'પ્રયોગ'નું પ્રતિરૂપ. દૃષ્ટાંત 'માલવિકાગ્નિમિત્ર' (અંક ૧)માંથી છે: 'ઇમં માં ચ શાસ્ત્રે પ્રયોગે ચ વિમૃશતુ.'

કોશકારોની પછી વારો બીજા શાસ્ત્રવિચારકોનો. આ લોકો આપણને ઝાઝું નહિ રોકે: તેમાં મુખ્ય છે એક જ—રાજશેખર. તેણે 'કાવ્યમીમાંસા'માં વાઙ્મયના કાવ્ય અને શાસ્ત્ર એવા વર્ગો પાડી, શાસ્ત્રને બે પ્રકારનું કહ્યું છે: અપૌરુષેય અને પૌરુષેય. પહેલા પ્રકારમાં તે શ્રુતિ (ચાર વેદો) ચાર ઉપવેદો અને વેદનાં છ અંગો એ પરંપરાનુગત ચૌદ વિષયો ગણાવી, પોતાની તરફથી અલંકારશાસ્ત્ર એ પંદરમું શાસ્ત્ર ઉમેરે છે. બીજા પ્રકારમાં તે પુરાણો અને ઇતિહાસો (અર્થાત્ રામાયણમહાભારત) આન્વીક્ષિકી એટલે કે ન્યાયશાસ્ત્ર, પૂર્વ ને ઉત્તર એ બંને મીમાંસાઓ તથા સ્મૃતિતંત્ર એટલે કે શ્રુતિનું અર્થસ્મરણ: આટલાંનો સમાવેશ કરે છે.

પ્રાચીનોને આધારે બે અર્વાચીન ગુજરાતી વિચારકોએ આ વિષયને અંગે જે થોડું કહ્યું છે તે પણ અહીં જ નોંધી લઈએ. (૧) સ્વ. પ્રો. કણિયા પોતાના 'યોગદર્શન' ભાષાંતરની પ્રસ્તાવનામાં કહે છે: "પૂર્વથી હિતનું શાસન કરનાર શબ્દસમૂહને પ્રાજ્ઞ પુરુષોએ શાસ્ત્ર સંજ્ઞા આપી છે." પછીની ચર્ચામાં એ શાસન તેમ જ શાસ્ત્રને બે પ્રકારનાં કહ્યાં છે: લૌકિક અને પારમાર્થિક. (૨) 'કાવ્યસાહિત્યમીમાંસા' માં[1] સ્વ. કમળાશંકર ત્રિવેદીએ સૂચવેલા ત્રણ શાસ્ત્રપ્રકારોમાંના

૧. પૃ. ૭

એ ખાસ ધ્યાન ખેંચે છે: પ્રભુની અલોપ્ય આજ્ઞારૂપ વેદાદિક શાસ્ત્ર, જે પ્રભુસંમિત કહેવાય છે; સતની સ્તુતિ અને અસતની નિંદા કરીને મિત્રની માફક સન્માર્ગ દર્શાવે તે ઇતિહાસાદિક શાસ્ત્ર, જે મિત્રસંમિત કહેવાય છે.

ઉત્તમ પ્રકારનો સ્વતંત્ર શાસ્ત્રવિચાર પણ એક અર્વાચીન ગુજરાતી વિચારકે — સ્વ. મણિશંકરે – કર્યો છે. તેમના એક નહિ પણ બે ગ્રંથોમાં આપણને એ મળ્યો છે: 'શિક્ષણનો ઇતિહાસ'ના પાંચમા પ્રકરણ નામે 'પ્રબોધનો ઉદય'ના શરૂઆતના ભાગમાં તથા 'સિદ્ધાંત-સારનું અવલોકન'ના બીજા પત્રમાં. પહેલા ગ્રંથમાંનું અવતરણ લાંબું છતાં, એ હોવું ઘટે એટલું પ્રસિદ્ધ નથી માટે તેને આખું જ ઉતારીશું. પણ ત્યાર પહેલાં બીજામાંનું ટુંકું અવતરણ – વિષયની પ્રસ્તાવનારૂપ પણ એ ગણી શકાય તેવું હોવાથી–જોઇએ [2]:

> આ સ્થળે હું શાસ્ત્ર ને ધર્મની વચ્ચે ભેદ કરૂં છું. શાસ્ત્રનો હું બુદ્ધિની સાથે સંબંધ ગણું છું અને ધર્મનો હૃદયની સાથે ... ... ધર્મ એ શાસ્ત્રના જેવો નહિ પણ સાહિત્યના જેવો વિષય છે. તેને પ્રકૃતિની એકતાની સાથે નહિ પણ મનુષ્યોની અનેકતાની સાથે સંબંધ છે.

આની પછીની કંડિકામાં પણ, 'સિદ્ધ કરી શકાય એવાં જ સત્યો' જેમાં હોય તેને – પ્રાકૃતિક વિજ્ઞાનને – શાસ્ત્ર કહ્યું છે. 'શિક્ષણનો ઇતિહાસ'માંના આ વિષયના વિચારો આમ વિસ્તારપૂર્વક દૃષ્ટાંત સહિત દર્શાવ્યા છે:

૨. દરેક અવતરણને અંગે ધ્યાનમાં રાખવાનું એટલું કે, તેમાં જેને 'સાહિત્ય' કહ્યું છે તે આ નિબંધમાંનું રસાત્મક કે સર્જનલહરીનું વાઙ્મય; અને અવતરણનું 'શાસ્ત્ર' તે આપણું પાંડિત્યલહરીનું તર્કપ્રધાન, વિચારાત્મક વાઙ્મય.

પણ સાહિત્યની અસર બરાબર સમજવા માટે તેનું સ્વરૂપ સ્પષ્ટ કરવું ઉચિત છે. જ્યારે અમુક મનની વિશેષ કલ્પનાઓ લલિત અને અવિનાશી પદપંક્તિમાં પ્રદર્શિત થાય ત્યારે સાહિત્ય જન્મે છે. કોઇ પણ ભાષાની અવિનાશી પદપંક્તિઓનો સમૂહ, તે તે ભાષાનું સહિત્ય; અને જે ભાષામાં કોઇએ પોતાની કલ્પનાઓને અવિનશી શરીર આપ્યું ન હોય, તે ભાષા સાહિત્યરહિત સમજવી.

આ પ્રમાણે સાહિત્યમાં બે અંગો આવશ્યક છે: (૧) વિશેષ કલ્પનાઓ અને (૨) લલિત તથા અવિનાશી પદવિન્યાસ. શાસ્ત્રના પ્રદેશથી સાહિત્યનો પ્રદેશ ભિન્ન છે; શાસ્ત્રમાં વસ્તુઓનું અને સાહિત્યમાં વૃત્તિઓનું નિરૂપણ હોય છે. શાસ્ત્ર સામાન્ય અને જાતિસંબંધી તથા સાહિત્ય વિશેષ અને વ્યક્ત સંબંધી હોય છે. શાસ્ત્ર આપણને અમુક મનની વિશેષ કલ્પનાઓ આપતું નથી, શાસ્ત્ર તો બધા યોગ્ય અભ્યાસીઓએ વસ્તુસ્થિતિ સંબંધી જે વિચારો કરવા જોઇએ તે આપણને કહે છે. અને શાસ્ત્રને અમુક પદવિન્યાસની અપેક્ષા નથી: યુક્લિડની એક પ્રતિજ્ઞા શાસ્ત્ર છે; વર્ડ્સ્વર્થની એક કવિતા સાહિત્ય છે. યુક્લિડ પાસેથી આપણે જે શીખીએ છીએ, તે યુક્લિડ નહિ પેદા થયો હોત, તો બીજા કોઇ પાસેથી પણ આપણે શીખી શકત; અને એ પ્રતિજ્ઞાઓ કોઇ પણ ભાષામાં અને ભિન્નભિન્ન પદપંક્તિઓમાં સમજાવી શકાય છે. પણ વર્ડ્સ્વર્થની એક કવિતા તે કવિના કોઇ વિશેષ વિચાર કે વૃત્તિનું નિરૂપણ કરે છે; અને જ્યારે એ જ વિચાર કે વૃત્તિ બીજા શબ્દોમાં પ્રદર્શિત કરવામાં આવે ત્યારે પણ અર્ધ ચમત્કૃતિ ઊડી જાય છે. બેશક, કવિતા એક જ સાહિત્યનું અંગ છે, પણ એ જાતિ સર્વોત્કૃષ્ટ છે; અને ગદ્યસાહિત્યમાં પણ અમુક અંશે પદ્યસાહિત્યનું વિશેષ લક્ષણ હોય છે. શાસ્ત્ર અને સાહિત્યનો ભેદ એટલો બધો છે કે લૉર્ડ લીટને કહ્યું છે તે પ્રમાણે સાહિત્યમાં પ્રાયશઃ પ્રાચીન પુસ્તકો અને શાસ્ત્રમાં નૂતન પુસ્તકો શ્રેષ્ઠ હોય છે.

આ આપણો જે શાસ્ત્રસંગ્રહ ઊર્ફે શાસ્ત્રવિચારસંગ્રહ તે આટલે લગી થયો તો એવી રીતે કે, (આપણા આજના કાર્યને અંગે તો લુપ્ત થએલા ગણાય તેવા) પેલા કૌટિલ્ય ને વાત્સ્યાયનના શાસ્ત્રસંગ્રહોની

જાણે હોડમાં ઊતરવાની તૈયારી તેણે કરી હોય. એ દૃષ્ટિએ પ્રયાસ ઘણો સ્તુત્ય ગણાય. પણ હવે શું? એનો ઉપયોગ કેમ કરવો? આ ઘડીએ તો, શાસ્ત્રવિચારનાં એ ગાઢ વનોમાં એકે સીધી કે સાફ કેડી પણ સૂઝતી નથી. નિબિડ એ અંધકારમાંથી આપણને પ્રેમલ જ્યોતિ દાખવવા એ વનનાં વનદેવતા સત્વર સહાય થાઓ એવી પ્રાર્થના સાથે જ આગળ ચાલવું રહ્યું.

જ્યોતિનું જે પહેલું કિરણ આપણા પંથને ઉજાળશે, તે વ્યુત્પત્તિ: જેના વડે શાસન થાય તે શાસ્ત્ર. શાસન તો ખરું, પણ કોનું? શાની પર? અને, કયા સાધન વડે એ ચાલવાનું?

ઉપર સંગ્રહેલા મતોને આધારે એમ કહી શકાય કે એ શાસન કાં તો ધર્મનું હોય, નહિ તો સર્વસામાન્ય જ્ઞાનના પ્રભાવનું, અથવા વિશિષ્ટ વિજ્ઞાનનું. તેથી શાસ્ત્રે જેની પર શાસન સ્થાપવાનું, એ મનુષ્યમનમાંની દુર્વૃત્તિઓ, કે તેની જ્ઞાનરહિતતા, કે તેનામાં રહેલો કોઇ વિશિષ્ટ વિજ્ઞાનની સમજનો અભાવ છે. છેવટ રહ્યાં સાધનો. શાસનલક્ષી શાસ્ત્રકાર જે સાધનો વાપરશે તેમાં પ્રાધાન્ય હૃદયના કોઇ ભાવનું નહિ હોય પણ બુદ્ધિનું, તર્કસરણી અને વિચારશીલતાનું, જીવનમાં વિવિધ સમયે કરેલા કે થઇ ગએલા પ્રયોગો પરથી મળેલા અનુભવનું હશે. પુરોગામીઓએ કરેલા જ્ઞાનસંચયનો હિસ્સો પણ તેમાં ખરો જ. આવી શુભાવહ શાસનદૃષ્ટિથી અને ચિત્તની આવીઆવી શક્તિઓની સહાયતાથી નોખનોખા વિષયોની જે વિચારણાઓ થાય અને ગ્રંથો ગૂંથાય, તે શાસ્ત્ર નામને પાત્ર છે: તે જ અમરપ્રોક્ત નિદેશગ્રંથો અર્થાત્ નિયમબદ્ધ પારિભાષિક ગ્રંથો; તે જ 'ન્યાયકોશ'કારકથિત જ્ઞાનવિશેષાધાયક ગ્રંથો, પ્રમાણાદિવાચકપદસમૂહવાળા ગ્રંથો; હિતાનુશાસનગ્રંથો, શાસન તેમ જ પરિત્રાણ કરનારા સચ્છાસ્ત્રગ્રંથો; તે જ, આપ્ટેઅનુસાર, જ્ઞાનના કોઇ

પણ પ્રદેશને સ્પર્શતી સિદ્ધાંતસમૂહરૂપ કૃતિઓ; તે જ રાજશેખરનું કાવ્યેતર સકલ વાઙ્મય; તે જ કણિયાસૂચિત હિતશાસક શબ્દસમૂહ; તે જ કમળાશંકરલક્ષિત પ્રભુસંમિત કે મિત્રસંમિત સદ્ગ્રંથો; અને તે જ મણિશંકરનિરૂપિત બુદ્ધિલક્ષી, વિશેષ કલ્પના કે પદલાલિત્ય જેને બિનજરૂરી છે એવા, સામાન્ય અને જાતિસંબંધી ઊંચા મહત્ત્વના વિચારો.[1] ટૂંકામાં, જે જે ગ્રંથોની અંદર ધર્મ ફિલસુફી કે ન્યાયનાં, પુરાતત્ત્વ ઇતિહાસ કે ચારિત્રનાં, ભાષાના સ્વરૂપ અને વિકાસનાં અથવા તો સાહિત્યવિવેચનનાં અપૂર્વ ને પ્રગલ્ભ વિમર્શન હોય, જીવનના નિરનિરાળા એ પ્રદેશો અને અંગો વિશે ગંભીર તાત્ત્વિક વિચારણા થઇ હોય, કે એ ગહન વિષયોમાંના એક કે વધુ પર પૃથક્સેવનરૂપ, મર્મગામી, પારિભાષિક દૃષ્ટિએ કરેલી પર્યેષણા સંશોધન કે ચર્ચા હોય, તે સર્વ ગ્રંથોને શાસ્ત્ર અથવા પાંડિત્યલહરીનું, તર્કપ્રધાન વાઙ્મય અથવા વિચારાત્મક શાસ્ત્રીય વાઙ્મય કહી શકાય.

શાસ્ત્ર અને શાસ્ત્રીય વાઙ્મયના આટલા સિદ્ધાંતનિરૂપણને અંતે જો સિદ્ધાંતોને થોડાં પ્રસ્તુત દૃષ્ટાંતોથી સ્ફુટતર કરવામાં ન આવે, તો નિરૂપણ અર્ધુંપોણું નકામું થઇ જાય. અને જાણીબૂઝીને નકામા નિવડવું એ કોઇ પણ સારા–કે નઠારા પણ–લેખકનું ધ્યેય ન જ હોય, તેથી બધાં મળીને પાંચસાત દૃષ્ટાંત વિષયવાર ટાંકીએ. બધાં ગુજરાતી–ને ઘણાંખરાં અપરતંત્ર–વાઙ્મયમાંથી જ લીધાં છે. તેમાંનાં પહેલાં ત્રણ–ધર્મ ફિલસુફી ને ન્યાયશાસ્ત્રનાં–અનુક્રમે મણિલાલ, કણિયા અને ગોવર્ધનરામમાંથી એક પછી એક સામટાં જ ઉતારીએ (ને પછી તેને થોડાં ચર્ચીએ):

૧. પ્રાચીન વિચારકોની પૌરુષેયઅપૌરુષેય, કે સદસચ્છાસ્ત્રની ચર્ચામાં ઉતરવાની જરૂર નથી. પણ એટલું સ્પષ્ટ કરવું જોઇએ કે 'શાસ્ત્ર'નાં એમનાં કેટલાંક ઉદાહરણો—જેમ કે, રામાયણ—અર્વાચીન દૃષ્ટિએ શાસ્ત્રીય નહિ તેટલા લલિત વાઙ્મયના ગ્રંથો છે.

સર્વ ભાવનાના સારરૂપ અભેદભાવનાનો વેગ સર્વ કાલને માટે હૃદયને લગાડવાને અર્થે અભેદમયી દૃષ્ટિ કરાવી પ્રાકૃત દૃષ્ટિએ જોવાનો સ્વભાવ છે તે મૂકાવી, અભેદમયતા જ દેખાય એવું કરી આપવાને અર્થે સાધનસંપત્તિનો વિવેક છે. જે અભિમાન અને કૃપણતાથી અધ્યાસ અને ભેદમય સંસારનો વિસ્તાર થાય છે તેને નિર્મૂલ કરવાના હેતુથી હૃદયવિસ્તારનો પાઠ ભણવાનો છે. અંતઃકરણની વૃત્તિ અભિમાનાકાર થાય છે, અભિમાને ઇષ્ટ એવાં વિચાર પદાર્થ આદિનો આકાર પણ તેની તે જ વૃત્તિ ધારણ કરે છે, અને અનેક વિક્ષેપ વિસ્તારે છે. એવી જે વૃત્તિ તેનો નિરોધ કરવાનો માર્ગ હોય થાય, તે વૃત્તિ અભેદમયી થઇ જાય એવો માર્ગ જડે, તો હૃદયવિસ્તાર અને અભેદભાવનાનો વેગ અનુસરતાં મોક્ષમાર્ગનું દર્શન થાય.[1]

આ પ્રમાણે પાંચ પ્રકારનાં [ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર, નિરુદ્ધ] ચિત્ત હોય છે અર્થાત્ ચિત્તસત્ત્વની પાંચ ભૂમિકા હોય છે. એ સર્વ ભૂમિકામાં યત્કિંચિત વૃત્તિનિરોધ તે છે. તથાપિ એ પાંચે ભૂમિકામાંનો વૃત્તિનિરોધ યોગપદથી સંગ્રાહ્ય નથી, પણ માત્ર છેલ્લી બે ભૂમિકામાંનો નિરોધ સંગ્રાહ્ય છે. કેમ કે એ વૃત્તિનિરોધ જ જીવનમુક્તિ અને વિદેહમુક્તિને પમાડનાર છે. ત્યાં એકાગ્ર ભૂમિકામાં જે વૃત્તિનિરોધ છે તેને સંપ્રજ્ઞાતયોગ કહે છે. અને નિરુદ્ધ ભૂમિકામાંનાને અસંપ્રજ્ઞાતયોગ કહે છે. એ સંપ્રજ્ઞાતયોગ યથાર્થ તત્ત્વને પ્રકાશે છે. અવિદ્યાદિ ક્લેશોને ક્ષીણ કરે છે, કર્મબંધનને શિથિલ કરે છે, તથા ચિત્તને નિરોધના અભિમુખ કરે છે. તેથી એ સંપ્રજ્ઞાતયોગથી તત્ત્વજ્ઞાન તથા જીવન્મુક્તિ ફલ થાય છે. એ સંપ્રજ્ઞાતયોગમાં જે વિવેકખ્યાતિ એક વૃત્તિ અનિરુદ્ધ હોય છે તે પણ વૃત્તિ હોવાથી અનાત્મ છે, તેમ તેને ગણીને પરવિરાગના બલથી ત્યજી દેવાય છે ત્યારે વૃત્તિમાત્રનો નિરોધ થવાથી ચિત્ત સંસ્કારશેષ થઇ અંતે પોતાના કારણમાં લય પામી જાય છે, જેથી વ્યુત્થાનસમયે ચિત્તસત્ત્વમાં પોતાના પ્રતિબિંબને અર્પણ કરવાથી તદ્રૂપ જાણે થયેલો હોય એવો દેખાતો અપરિણામી ચિતિશક્તિરૂપ પુરુષચિત્તસત્વના અભાવે પ્રતિબિંબ વિનાનો થયેલો હોવાથી પોતે શુદ્ધ સ્વરૂપે સ્થિત થયો એમ કહેવાય છે. એ પુરુષના સ્વરૂપાવસ્થાનમાં હેતુરૂપ ચિત્તની

૧. 'સુદર્શનગદ્યાવલિ'નું અભ્યાસપ્રકરણ, પૃ. ૫૯

પણ પ્રદેશને સ્પર્શતી સિદ્ધાંતસમૂહરૂપ કૃતિઓ; તે જ રાજશેખરનું કાવ્યેતર સકલ વાઙ્મય; તે જ કણિયાસૂચિત હિતશાસક શબ્દસમૂહ; તે જ કમળાશંકરલક્ષિત પ્રભુસંમિત કે મિત્રસંમિત સદ્ગ્રંથો; અને તે જ મણિશંકરનિરૂપિત બુદ્ધિલક્ષી, વિશેષ કલ્પના કે પદલાલિત્ય જેને બિનજરૂરી છે એવા, સામાન્ય અને જાતિસંબંધી ઊંચા મહત્ત્વના વિચારો.[૧] ટૂંકામાં, જે જે ગ્રંથોની અંદર ધર્મ ફિલસુફી કે ન્યાયનાં, પુરાતત્ત્વ ઇતિહાસ કે ચારિત્રનાં, ભાષાના સ્વરૂપ અને વિકાસનાં અથવા તો સાહિત્યવિવેચનનાં અપૂર્વ ને પ્રગલ્ભ વિમર્શન હોય, જીવનના નિરનિરાળા એ પ્રદેશો અને અંગો વિશે ગંભીર તાત્ત્વિક વિચારણા થઇ હોય, કે એ ગહન વિષયોમાંના એક કે વધુ પર પૃથક્સેવનરૂપ, મર્મગામી, પારિભાષિક દૃષ્ટિએ કરેલી પર્યેષણા સંશોધન કે ચર્ચા હોય, તે સર્વ ગ્રંથોને શાસ્ત્ર અથવા પાંડિત્યલહરીનું, તર્કપ્રધાન વાઙ્મય અથવા વિચારાત્મક શાસ્ત્રીય વાઙ્મય કહી શકાય.

શાસ્ત્ર અને શાસ્ત્રીય વાઙ્મયના આટલા સિદ્ધાંતનિરૂપણને અંતે જો સિદ્ધાંતોને થોડાં પ્રસ્તુત દૃષ્ટાંતોથી સ્ફુટતર કરવામાં ન આવે, તો નિરૂપણ અર્ધુંપોણું નકામું થઇ જાય. અને જાણીબૂઝીને નકામા નિવડવું એ કોઇ પણ સારા–કે નઠારા પણ–લેખકનું ધ્યેય ન જ હોય, તેથી બધાં મળીને પાંચસાત દૃષ્ટાંત વિષયવાર ટાંકીએ. બધાં ગુજરાતી–ને ઘણાંખરાં અપરતંત્ર–વાઙ્મયમાંથી જ લીધાં છે. તેમાંનાં પહેલાં ત્રણ–ધર્મ ફિલસુફી ને ન્યાયશાસ્ત્રનાં–અનુક્રમે મણિલાલ, કણિયા અને ગોવર્ધનરામમાંથી એક પછી એક સામટાં જ ઉતારીએ (ને પછી તેને થોડાં ચર્ચીએ):

૧. પ્રાચીન વિચારકોની પૌરુષેયઅપૌરુષેય, કે સદસચ્છાસ્ત્રની ચર્ચામાં ઊતરવાની જરૂર નથી. પણ એટલું સ્પષ્ટ કરવું જોઇએ કે 'શાસ્ત્ર'નાં એમનાં કેટલાંક ઉદાહરણો—જેમ કે, રામાયણ—અર્વાચીન દૃષ્ટિએ શાસ્ત્રીય નહિ તેટલા લલિત વાઙ્મયના ગ્રંથો છે.

સર્વ ભાવનાના સારરૂપ અભેદભાવનાનો વેગ સર્વ કાલને માટે હૃદયને ઉગાડવાને અર્થે અભેદમયી દૃષ્ટિ કરાવી પ્રાકૃત દૃષ્ટિએ જોવાનો સ્વભાવ છે તે મૂકાવી, અભેદમયતા જ દેખાય એવું કરી આપવાને અર્થે સાધનસંપત્તિનો વિવેક છે. જે અભિમાન અને કૃપણતાથી અધ્યાસ અને ભેદમય સંસારનો વિસ્તાર થાય છે તેને નિર્મૂલ કરવાના હેતુથી હૃદયવિસ્તારનો પાઠ ભણવાનો છે. અંતઃકરણની વૃત્તિ અભિમાનાકાર થાય છે, અભિમાને ઇષ્ટ એવાં વિચાર પદાર્થ આદિનો આકાર પણ તેની તે જ વૃત્તિ ધારણ કરે છે, અને અનેક વિક્ષેપ વિસ્તારે છે. એવી જે વૃત્તિ તેનો નિરોધ કરવાનો માર્ગ હાથ થાય, તે વૃત્તિ અભેદમયી થઇ જાય એવો માર્ગ જડે, તો હૃદયવિસ્તાર અને અભેદ-ભાવનાનો વેગ અનુભવતાં મોક્ષમાર્ગનું દર્શન થાય.૧

આ પ્રમાણે પાંચ પ્રકારનાં [ ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર, નિરુદ્ધ ] ચિત્ત હોય છે અર્થાત્ ચિત્તસત્ત્વની પાંચ ભૂમિકા હોય છે. એ સર્વ ભૂમિકામાં યત્કિંચિત વૃત્તિનિરોધ તે છે. તથાપિ એ પાંચે ભૂમિકામાંનો વૃત્તિનિરોધ યોગપદથી સંગ્રાહ્ય નથી, પણ માત્ર છેલ્લી બે ભૂમિકામાંનો નિરોધ સંગ્રાહ્ય છે. કેમ કે એ વૃત્તિનિરોધ જ જીવનમુક્તિ અને વિદેહમુક્તિને પમાડનાર છે. ત્યાં એકાગ્ર ભૂમિકામાં જે વૃત્તિનિરોધ છે તેને સંપ્રજ્ઞાતયોગ કહે છે. અને નિરુદ્ધ ભૂમિકામાંનાને અસંપ્રજ્ઞાતયોગ કહે છે. એ સંપ્રજ્ઞાતયોગ યથાર્થ તત્ત્વને પ્રકાશે છે. અવિદ્યાદિ ક્લેશોને ક્ષીણ કરે છે, કર્મબંધનને શિથિલ કરે છે, તથા ચિત્તને નિરોધના અભિમુખ કરે છે. તેથી એ સંપ્રજ્ઞાતયોગથી તત્ત્વજ્ઞાન તથા જીવન્મુક્તિ ફલ થાય છે. એ સંપ્રજ્ઞાતયોગમાં જે વિવેક-ખ્યાતિ એક વૃત્તિ અનિરુદ્ધ હોય છે તે પણ વૃત્તિ હોવાથી અનાત્મ છે, તેમ તેને ગણીને પરવૈરાગ્યના બલથી ત્યજી દેવાય છે ત્યારે વૃત્તિમાત્રનો નિરોધ થવાથી ચિત્ત સંસ્કારશેષ થઇ અંતે પોતાના કારણમાં લય પામી જાય છે, જેથી વ્યુત્થાનસમયે ચિત્તસત્ત્વમાં પોતાના પ્રતિબિંબને અર્પણ કરવાથી તદ્રૂપ જાણે થયેલો હોય એવો દેખાતો અપરિણામી ચિતિશક્તિરૂપ પુરુષચિત્ત સત્વના અભાવે પ્રતિબિંબ વિનાનો થયેલો હોવાથી પોતે શુદ્ધ સ્વરૂપે સ્થિત થયો એમ કહેવાય છે. એ પુરુષના સ્વરૂપાવસ્થાનમાં હેતુરૂપ ચિત્તની

૧. 'સુદર્શનગદ્યાવલિ'નું અધ્યાત્મપ્રકરણ, પૃ. ૫૯

સંસ્કારશેષ અવસ્થા અસંપ્રજ્ઞાતયોગ છે. તેથી એ અસંપ્રજ્ઞાતયોગથી ચિત્તનો લય તથા તેથી વિદેહકૈવલ્ય થાય છે.[1]

ઇંગ્રેજી ન્યાયશાસ્ત્રમાં ડીડકટિવ સાયન્સના નિયમ લક્ષણદૃષ્ટિનું અનુમાનશાસ્ત્ર રચે છે અને ઇન્ડક્ટિવ સાયન્સના નિયમ લક્ષ્યદૃષ્ટિનું અનુમાનશાસ્ત્ર રચે છે એમ કહીએ તો ચાલે. એ લક્ષ્યદૃષ્ટિનું અનુમાનશાસ્ત્ર વ્યાપ્તિઓ બાંધવાનું શીખવે છે અને લક્ષણદૃષ્ટિનું અનુમાનશાસ્ત્ર વ્યાપ્તિઓ ઉપરથી અનુમાન બાંધવાનું શીખવે છે. અને લક્ષણદૃષ્ટિનું અનુમાનશાસ્ત્ર જ્ઞાતવસ્તુમાં સમાસ પામેલા જ્ઞાનાંશ ઉપર આપણું ધ્યાન ખેંચે છે. વ્યાપ્તિ જ્ઞાત છે ને તેના પેટમાં આવેલું જ્ઞાન જ આપણે આ અનુમાનશાસ્ત્રના અનુમાનથી જાણીએ છીએ. જ્યાંજ્યાં ધૂમ છે ત્યાંત્યાં વહ્નિ છે એ વ્યાપ્તિના પેટ માંથી ધૂમવાળો પર્વત અગ્નિમાન છે એમ નીકળે છે એટલે જ્ઞાત વ્યાપ્તિમાંથી આ તેના અધ્યાહૃત રહેલા અંશ ઉપર આપણું ધ્યાન ખેંચાયું. 'જ્યાંજ્યાં ધૂમ છે' તેમાં ધૂમવાળો પર્વત આવી ગયો તો વ્યાપ્તિ ઉચ્ચારતી વેળા જ આપણે જાણ્યું હતું કે પર્વતમાં અગ્નિ હોવો જોઇએ. આપણે ન જાણ્યું તેનું કારણ એ કે 'જ્યાંજ્યાં પર્વત છે' એના અપ્રત્યક્ષજ્ઞાનવિષયક–Object of conceptionમાં કેટલી પ્રત્યક્ષ વ્યક્તિઓ આવી ગઇ છે તે સર્વ ગણી ગયા વિના તેમનું ભાન આપણને થઇ શકતું નથી. આપણી જે જે વ્યક્તિઓ આપણે ગણતા જઇએ તેમતેમ તે તે વ્યક્તિરૂપ લક્ષ્યનું આપણને ભાન થાય અને તે પછી વ્યાપ્તિબાધિત લક્ષણ પણ તેમાં હોવું જોઇએ એવું ભાન થાય તે લક્ષણદૃષ્ટિથી થએલું અનુમાન છે. પંચદશીકાર 'अस्येतूर्वर्गान्यस्यपुत्रास्ययनशङ्क्' ઉપર ધ્યાન જતાં પુત્રની ઓળખ થયાનું દૃષ્ટાંત આપે છે તે જ વિધિથી વ્યાપ્તિમાના અપરોક્ષજ્ઞાનવિષયમાં આવી ગયલા વ્યક્તિરૂપ લક્ષ્યવિષય ઉપર ધ્યાન જતાં અપરોક્ષજ્ઞાનવિષયનાં લક્ષણની વ્યક્તિરૂપ લક્ષ્યવિષયમાં રહેલી સત્તાને આપણે ઓળખી લઇએ છીએ.[2]

૧. 'પાતંજલયોગદર્શન'નું ભાષાન્તર, પૃ. ૧૨, ૧૩.

૨. 'સાક્ષરજીવન' પૃ. ૧૫૩

એ ત્રણે ફકરા અહીં ઉતારાય છે લગભગ ચૈત્ર આખરે (ઠીક બપોરે) ને વંચાશે વૈશાખમાં. આ દિવસોના જરા અસ્વસ્તાની તાપમાં તેને એકાગ્રતા અને ધીરજથી વાંચવા વિચારવા અશક્યવત્ છે અને શિયાળામાં પણ એ કામ બહુ મીઠું કે મુશ્કેલી વિનાનું લાગે તેવું તો નથી જ. અધૂરામાં પૂરૂં, અનેક તરેહનું રોજિંદું કે સાતવારિયું 'સાહિત્ય' વાંચીવાંચીને આપણાં આજકાલનાં માનસ એ કક્ષાએ જઇ પડ્યાં છે જેની પર રહીને અભેદભાવના, સંપ્રજ્ઞાત ને અસંપ્રજ્ઞાત યોગો કે અનુમાનશાસ્ત્ર જેવા વિષયોમાં જીવ પરોવવો એ ઘણી કડક કસોટી થઇ પડે. આપણી એ કદાચ અનિવાર્ય પણ ખેદકર, પણ ગંભીર, મર્યાદાઓથી થોડી પળો અળગા થઇને આપણે એ ત્રણે ચિન્તકોનાં કર્તવ્યને વિચારીશું તો માલુમ પડશે કે શાસ્ત્રતત્ત્વનાં જે લક્ષણો રજુ કરવા ઉપર પ્રયાસ કર્યો છે, તેનાં એ ત્રણ લખાણો સારા નમૂના છે. વક્તવ્યોના વિચારને આરંભે જ આપણે સૌથી પહેલું તો એ જોઇ શકશું કે આગલા મહિનાઓમાં કવિઓ વગેરેમાંથી લેવાયલા જે નમૂના આપણે વાંચ્યાં તથા માણ્યા હતા, તેમાં અને આમાં તાત્ત્વિક ભેદ રહેલો છે. એ સાહિત્યખંડોમાં પ્રાધાન્ય રસકલ્પનાનું હતું ત્યારે આ ત્રણ શાસ્ત્રખંડોમાં બુદ્ધિ અને તર્કશક્તિનું છે. કવિ ગૃત્સમદ હોય કે કાલિદાસ હોય, પ્રેમાનંદ હોય કે શેકસ્પીઅર, પણ એ દરેક આપણા હૃદયમાં વિસ્મય કે શોકના ભાવ જગાડીને અદ્‌ભુત કે કરુણ રસનું આસ્વાદન આપણને કરાવતો. ત્યારે આપણે તર્કશક્તિને ખાસ શ્રમ આપવો નહોતો પડતો, અને બુદ્ધિને પણ થોડો જ. હવે–મણિલાલાદિકનાં આ ભારેખમ પરિપકવ માનસોના સાન્નિધ્યમાં—રસવત્તા લગભગ વિલુપ્ત થાય છે; અથવા, એમ કહીએ કે રસોમાં જેની ગણતરી જાણે મહેરબાની દાખલ થઇ છે એ શાંતરસનો જ થોડો શો અનુભવ આપણે એ અભેદચિંતન કે યોગવિમર્શન કે વ્યાપ્તિમીમાંસા વાંચતાં કરીએ છીએ

પણ વિશેષ અને ઊંડો અનુભવ જે થાય છે, તે તો તર્કોલ્લાસનો જ. આ શાસ્ત્રવાઙ્મયના ખંડો આપણામાંના કેટલાકને—કદાચ, ઘણાને—દુર્બોધ લાગે છે તેનું મુખ્ય કારણ જ એ છે કે આપણા સૌમાં સામાન્યતઃ જે વિશેષ વિકસિત હોય છે એ મૂળગત માનવવૃત્તિઓને સ્પર્શીને બહલાવવાનો હેતુ તેના લેખકોનો છે નહિ. તેઓ પોતે તે તે પળે, ધર્મ કે તત્ત્વજ્ઞાન કે ન્યાયવિદ્યાનાં અમુક તત્ત્વો બુદ્ધિબળે કરીને વિચારવામાં રોકાયા હોઇ તેમને હાથે સર્જાયલું તે તે વિષયનું વાઙ્મય પણ બુદ્ધિલક્ષી, અને તેથી બુદ્ધિને એ દિશામાં કસવા અણટેવાયલા સર્વને સમજવું મુશ્કેલ એવું જ, બન્યું. ત્રણેત્રણ લેખકોનો હેતુ, પોતે તેમ જ વાચક જીવનના અને ચિત્તવ્યાપારના અમુક પ્રદેશ કે અંગ પર સુયોગ્ય રીતે શાસન ચલાવી તેને સન્માર્ગી કરે એટલો જ હોવાથી, તેમણે જે વાઙ્મય રચ્યું તે શાસ્ત્રીય જ બની શક્યું. આવું વાઙ્મય પણ અમુક પ્રકારની સમાધિ લેખકવાચકના મનમાં જમાવી શકે છે, એ ખરું. પણ તે રસસમાધિ જેવી નથી હોતી, સૌંદર્યનાં વિશિષ્ટ સંવેદન કરાવનારી નથી હોતી; કહેવી હોય તો તેને શાસ્ત્રસમાધિ કહી શકીએ—વિશેષ કલ્પનાઓ કે લાલિત્ય કે અવિનાશી પદપંક્તિ વિનાની એવી સમાધિ તરીકે તેનું મહત્ત્વ અક્ષબત્ત છે જ. પણ—રસની તો વાત જ જુદી ને?

## ૫

આરબ સિપાઇ જેવી એકાગ્રતા અને કાળજીથી બંદૂકમાં દારૂ ધરબે છે, અડોલ તેવી એકાગ્રતા અને ઊંડેરી તેવી કાળજીથી શાસ્ત્રીયતા જેમાં ધરબેલી છે, એવા ઉપલા ત્રણ શાસ્ત્રાત્મક વાઙ્મયના નમૂના કરતાં પ્રમાણમાં ઓછી શાસ્ત્રીયતાવાળા છતાં સર્વાંગ શાસ્ત્રતત્ત્વ ધારતા બે નમૂના—પહેલો શિક્ષણના ને બીજો વિવેચનના વાઙ્મયનો—હવે સમક્ષ કરીએ:

૧૦. સૂચક અને પરીક્ષક એવા બે તરેહના પ્રશ્ન થાય છે:— જે વાત બાળકો જાણે છે તે તપાસવાને સારૂ જે પ્રશ્ન પૂછવામાં આવે છે, તેને પરીક્ષક પ્રશ્ન કહે છે. પાઠના આરંભભાગમાં અને પુનરાવર્તનભાગમાં શિક્ષકે આવા પ્રશ્ન પૂછવા જોઇએ. પાઠના મધ્યભાગમાં વખતે ભણનારનું લક્ષ છે કે નહિ તે તપાસવાને સારૂ અથવા જે વાત શીખવતા હોઇએ તે તે વેળા જ ગોખાવવા જોગ હોય, તો તેમ કરવાને સારૂ પણ પરીક્ષક પ્રશ્ન પૂછી શકે છે. પણ યાદ રાખવું કે એનું નામ છે તે પ્રમાણે જ એ પરીક્ષકના પ્રશ્ન છે, અને શિક્ષકને એની ઘણી નિસ્બત નથી. શિક્ષકને હંમેશાં વાપરવાના તો સૂચક પ્રશ્ન કહે છે. સૂચક પ્રશ્ન એ શિક્ષકનું સબળ હથિયાર છે. અને સૂચક પ્રશ્ન ઉપરથી જ સારા નઠારા શિક્ષક ઝટ ઓળખાઇ આવે છે. જે માણસ એક વિષયના ભાગ પાડી તે પ્રત્યેકને ચોખ્ખી રીતે સમજતો નથી અથવા બાળકની બુદ્ધિમાં પેસીને જોવાની શક્તિ જેનામાં નથી, તેનાથી સૂચક પ્રશ્ન સારા પૂછી શકાતા નથી, અને સારા સૂચક પ્રશ્ન સૂચક રીતિનું શિક્ષણ એ એક માત્ર વેષ જ છે તેથી તે કદી પણ સારો શિક્ષક થઇ શકતો નથી. માટે સઘળએ સારા સૂચક પ્રશ્ન પૂછવાનું સામર્થ્ય ખંતથી મેળવવું જોઇએ. [૧]

શબ્દરીતિ અને વાક્યરીતિ એ બંનેથી જુદી જ, એ બંનેને ગૌણતામાં નાખી ઉત્તમ રૂપે રહેલી એક બીજી જ રીતિ છે, અને તે ખરેખરી કવિત્વ-રીતિ છે. એ રીતિ તે ભાવદર્શનરીતિ છે. પ્રથમ કહી ગયા તે જ શબ્દમાં —ભાવનો ક્રમશઃ ઉલ્લાસ કરવાની, કડીઓમાં ઉત્તરોત્તર ભાવનો વેગ બદલાતો બતાવવાની, રસને ઉત્કર્ષ પમાડવાની, અને સર્વ કડીઓ મળી કાવ્ય બનાવ-વાની રીતિ અદ્‌ભુત કલાનું પરિણામ છે. ભાવદર્શનની રીતિ સર્વ કવિઓમાં એની એ જ નથી હોતી. કુશલ કવિને વખતે પોતાની જ એકથી વધારે રીતિ હોય છે. પણ સર્વ રીતિઓમાં કંઇ વિરલ કૌશલ માલમ પડશે.

૧. નવલગ્રંથાવલી, ભા. ૩: 'શિક્ષણશાસ્ત્રના વિષયો': પૃ. ૫૩. — વાચક જોઇ શકશે તેમ, આ કંડિકાના મોટા ભાગમાં શુદ્ધ શાસ્ત્રીયતા છે, તેમ, તેના ઉપાંત્ય વાક્યમાં વેષસૂચિત અલંકાર વડે રસની છાયા તથા અંત્ય વાક્યના પ્રત્યક્ષ બોધતત્ત્વ વડે કથનની છાયા પણ પડે છે.

પ્રસંગને ભાવનાનુકૂલ કરી વર્ણવવાની રીતિ, વિભાવ કવિ પ્રવિષ્ટ થયો તે દર્શાવવાની રીતિ, ઉદ્દીપન કેમ થયું તે વ્યંગ્ય રાખવાની રીતિ, સહચારી ભાવ અને અનુભાવ સૂચવ્યા વિના પ્રસંગનું દર્શન આપવાની રીતિ, કવિમાં આવતો કે કવિ પરથી પ્રસંગમાં આવતો જણ દર્શન આપ્યા વિના કવિત્વ ફલિત કરવાની રીતિ: કવિવર્ગને ઇષ્ટ હોય છે. તેમાં પણ શક્તિ પ્રમાણે છે. કેટલાક કવિઓમાં પોતાની એક જ ભાવદર્શ હોય છે, પણ, તે સર્વદા સંપૂર્ણ હોય ? એવી વિરલ હોય છે કે તે જે રીતિ અ સંપૂર્ણ જણાય ?

જેમાં શાસ્ત્રોનાં તત્ત્વોની છાયા જ છે અને પ્રાધાન્ય બોધનલહરીના માનસ તથા લેખનનું છે એવો એકેક નમૂનો નર્મદાશંકરના ઇતિહાસ-ગ્રંથમાંથી તથા રા. કેકોબાદ મર્ઝબાનના અલ્પજાણીતા એક ચરિત્ર-ગ્રંથમાંથી જોઇએ;

સિકંદરે અરબ લોકોને પોતાની સત્તામાં આણવાનો લોભ રાખ્યો હતો,—ઑગસ્ટસ ને ટ્રેજન એ રાજાઓ તેઓને તાબે કરવાને મથ્યા હતા, પણ ફાવ્યા નહોતા. ઇ. સ. ૫૨૯માં આબીસિનિયાવાળાએ અરબસ્તાન ઉપર ચડાઇ કરી ને ઘણોક પ્રદેશ જીતી લીધો ને પછી કેટલોક કાળ ત્યાં અમલ કીધો હતો. અરબ લોક ભરવાડો હોવાથી તેઓને લડાઇ કરવાનો મહાવરો બાળપણથી જ હતો. તેઓની ઘણીક જાત હતી, પણ સંકટ સમે સૌ એક થઇ જઇ કોઇ એકને સરદારી આપતા; કેટલીક જાત ચોર લૂંટારાનું જ કામ કરતી. અરબ લોક આકાશના ગ્રહ ઉપગ્રહ આદિને પૂજતા. આસપાસનાં રાજ્યોમાં લડાઇ બખેડા જુલમ ચાલતાં તેથી કંટાળીને ત્યાંના ઘણાક લોક અરબસ્તાનના જુદા જુદા ભાગમાં આવી વસ્યા હતા. મહમ્મદની પહેલાં છસેં વર્ષ ઉપર યાહુદીઓ આવી રહ્યા હતા; ને યેમેનના રાજાઓ ઇ. સ. ના ચોથા સૈકાથી યહુદીઓનો ધર્મ પાળતા હતા. દેશદેશના ખ્રિસ્તીઓ પણ રાજાઓના જુલમને લીધે અરબસ્તાનમાં વસ્યા હતા ને પોતાના ધર્મનો બોધ આરબોમાં કરતા.[૨]

પણ ઇશ્વરેચ્છા એવી જ હશે કે નાના ફરદુનજીએ મુંબઇ જવું અને તે જ શાહેરને પોતાના બુદ્ધિબળ, મહેનત અને સાહસનો લાભ આપવો, કેમકે આ વેળા એક ઘણો જ ખુશ સંજોગ બન્યો અને એક સોનેરી તક એમને હાથ આવી. શેઠ મર્ઝબાનજીને મુંબઇવાળા પ્રખ્યાત દસ્તુર મુલ્લાં ફીરોઝના પિતા મુલ્લાંકાઉસ રૂસ્તમ જલાલને શેઠ ધનજીશાહ મનજીશાહની આગેવાની તળે સુરતના જરથોસ્તીઓ તરફથી ઇ. સ. ૧૭૬૮માં ઇરાન મોકલવાને મર્ઝબાનજીના પિતા કાઉસ મુનઅજ્જમે ઘણી મહેનત કીધી હતી. વળી મર્ઝબાનજી પણ પોતાના પિતાના કેતાબખાનામાંથી નામિચી

૨. સરકારી 'નર્મગદ્ય' (૧૮૯૯) : પૃ. ૩૪૪. (વિષય 'રાજ્યરંગ.')

પ્રસંગને ભાવનાનુકૂલ કરી વર્ણવવાની રીતિ, વિભાવ કવિની દૃષ્ટિમાં શી રીતે પ્રવિષ્ટ થયો તે દર્શાવવાની રીતિ, ઉદ્દીપન કેમ થયું તે બતાવવાની કે વખતે વ્યંગ્ય રાખવાની રીતિ, સહચારી ભાવ અને અનુભાવ સૂચવવાની કે એ સૂચવ્યા વિના પ્રસંગનું દર્શન આપવાની રીતિ, ભાવને પ્રસંગ પરથી કવિમાં આવતો કે કવિ પરથી પ્રસંગમાં આવતો જણાવવાની રીતિ, ભાવનું દર્શન આપ્યા વિના કવિત્વ ફલિત કરવાની રીતિ: આવી અનેક રીતિઓ કવિવર્ગને ઇષ્ટ હોય છે. તેમાં પણ શક્તિ પ્રમાણે ઓછુંવધતું કૌશલ હોય છે. કેટલાક કવિઓમાં પોતાની એક જ ભાવદર્શનરીતિ જાળવવાની શક્તિ હોય છે, પણ, તે સર્વદા સંપૂર્ણ હોય છે. કેટલાક કવિની શક્તિ એવી વિરલ હોય છે કે તે જે રીતિ અનુસરે તેમાં તેનું કૌશલ સંપૂર્ણ જણાય.[1]

આપણે ઉપર કરેલી શાસ્ત્રચર્ચાની પરિભાષામાં બોલીએ તો, આ બે કંડિકાઓમાંની પહેલી હિતાનુશાસક શાસ્ત્રીય વાઙ્મયનું તથા બીજી જ્ઞાનવિશેષાધાયક શાસ્ત્રીય વાઙ્મયનું ઉદાહરણ છે. શિક્ષકે પોતાના ધ્યેયનું, પ્રતિષ્ઠાનું અને શિષ્યનું હિત કઇકઇ ઉત્તમ રીતે સાધવું એ શિક્ષણશાસ્ત્રી નવલરામ પોતાના વેધક બુદ્ધિપ્રભાવે કરીને પાડેલા સૂચક ને પરીક્ષક પ્રશ્નોના ભેદ સમજાવતાં નિરૂપે છે; અને, વિવિધ પ્રકારની રીતિઓને કામે લગાડતું કવિમાનસ, વિશેષે કરી ભાવદર્શનની રીતિને વાપરતું કવિમાનસ, સ્વકાર્યમાં કેવી રીતે પ્રવૃત્ત થાય છે એ જ્ઞાનવિશેષનું આધાયક નિરૂપણ વિવેચનશાસ્ત્રી રમણભાઇ પોતાની સૂક્ષ્મ સજીવ તર્કશીલતાથી આપણને કરી બતાવે છે. એ પ્રત્યેક શાસ્ત્રનિરૂપકને તે તે પળે જે મુખ્ય નિસ્બત છે તે પોતાના તેમ જ આપણા મગજની અમુક શક્તિઓની સાથે, હૃદયની નહિ; પરિણામે, એ લખાણોમાં જેમ લાલિત્ય કે રસિકતા નથી, તેમ, કોરીમોરી સમજશક્તિના ફલરૂપ કથનના જેવી નથી શુષ્કતા પણ નથી. જે છે, તે બુદ્ધિને સંતોષતી શાસ્ત્રીયતા.

૧. 'કવિતા અને સાહિત્ય : વૉલ્યુમ [પુસ્તક] ૧' : પૃ. ૬૭

જેમાં શાસ્ત્રોનાં તત્ત્વોની છાયા જ છે અને પ્રાધાન્ય બોધનલહરીના માનસ તથા લેખનનું છે એવો એકેક નમૂનો નર્મદાશંકરના ઇતિહાસ-ગ્રંથમાંથી તથા રા. કેકોબાદ મર્ઝબાનના અલ્પજાણીતા એક ચરિત્ર-ગ્રંથમાંથી જોઇએ;

*સિકંદરે અરબ લોકોને પોતાની સત્તામાં આણવાનો લોભ રાખ્યો હતો,—ઑગસ્ટસ ને ટ્રેજન એ રાજાઓ તેઓને તાબે કરવાને મથ્યા હતા, પણ ફાવ્યા નહોતા. ઇ. સ. ૫૨૯માં આબીસિનિયાવાળાએ અરબસ્તાન ઉપર ચડાઇ કરી ને ઘણોક પ્રદેશ જીતી લીધો ને પછી કેટલોક કાળ ત્યાં અમલ કીધો હતો. અરબ લોક ભરવાડો હોવાથી તેઓને લડાઇ કરવાનો મહાવરો બાળપણથી જ હતો. તેઓની ઘણીક જાત હતી, પણ સંકટ સમે સૌ એક થઇ જઇ કોઇ એકને સરદારી આપતા; કેટલીક જાત ચોર લૂંટારાનું જ કામ કરતી. અરબ લોક આકાશના ગ્રહ ઉપગ્રહ આદિને પૂજતા. આસપાસનાં રાજ્યોમાં લડાઇ બખેડા જુલમ ચાલતાં તેથી કંટાળીને ત્યાંના ઘણાક લોક અરબસ્તાનના જુદા જુદા ભાગમાં આવી વસ્યા હતા. મહમ્મદની પહેલાં છસેં વર્ષ ઉપર યાહુદીઓ આવી રહ્યા હતા; ને યેમેનના રાજાઓ ઇ. સ. ના ચોથા સૈકાથી યહુદીઓનો ધર્મ પાળતા હતા. દેશદેશના ખ્રિસ્તીઓ પણ રાજાઓના જુલમને લીધે અરબસ્તાનમાં વસ્યા હતા ને પોતાના ધર્મનો બોધ આરબોમાં કરતા.*[2]

પણ ઇશ્વરેચ્છા એવી જ હશે કે નાના ફરદુનજીએ મુંબઇ જવું અને તે જ શહેરને પોતાના બુદ્ધિબળ, મહેનત અને સાહસનો લાભ આપવો, કેમકે આ વેળા એક ઘણો જ ખુશ સંજોગ બન્યો અને એક સોનેરી તક એમને હાથ આવી. શેઠ મર્ઝબાનજીને મુંબઇવાળા પ્રખ્યાત દસ્તુર મુલ્લાં ફીરોઝના પિતા મુલ્લાંકાઉસ રૂસ્તમ જલાલને શેઠ ધનજીશાહ મનજીશાહની આગેવાની તળે સુરતના જરથોસ્તીઓ તરફથી ઇ. સ. ૧૭૬૮માં ઇરાન મોકલવાને મર્ઝબાનજીના પિતા કાઉસ મુનઅજ્જમે ઘણી મહેનત કીધી હતી. વળી મર્ઝબાનજી પણ પોતાના પિતાના કેતાબખાનામાંથી નામિચી

૨. સરકારી 'નર્મગદ્ય' (૧૯૯૯) : પૃ. ૩૪૪. (વિષય 'રાજ્યરંગ.')

કેતાબો, નજમને લગતી 'ઝીચો' ઇત્યાદિ મુલ્લાંપીરોઝને વારેવારે આપી મદદ કરતા. આથી એ બન્ને વચ્ચે ઘણી મિત્રાઇ હતી. હવે દસ્તુર મુલ્લાં પીરોઝને ત્યાં લગ્ન નીકળ્યાં અને તેમણે ઘણી ઓંહોંસ કરવાથી અંતે ફરદુનજીને મુંબઇ લગ્ન ખાવા મોકલવાનું નક્કી થયું.[3]

આ બંને ફકરા શાસ્ત્રછાયાત્મક છે, શાસ્ત્રીય નહિ. એમ શા માટે છે ? એટલા માટે કે નર્મદાશંકરે અરબો વિશે લખતાં પહેલાં કે રા. મર્ઝબાને ફરદુનજીચરિત્ર લખતાં પહેલાં, જે થોડાં પણ સંશોધનો કર્યાં હશે ને વિષયરચના કરી હશે તેટલા પૂરતું શાસ્ત્રતત્ત્વ એ દરેકના લખાણમાં છે. પણ, પોતે પોતાના વિષયને અંગેની કેટલીક હકીકતો શોધ્યા પછી અને મનમાં તેને અમુક સાદી રીતે ગોઠવ્યા પછી, તેના

૩. 'ફરદુનજી મર્ઝબાનજી' (૧૮૯૮) પૃ. ૨૫. એ લખાણ આટલું થયા બાદ તુર્ત તેના જ અનુસંધાને કર્તાએ જે લખાણ કર્યું છે એ, આ જેમ શાસ્ત્રછાયાત્મક વાઙ્મયનો નમૂનો છે તેમ, રસછાયાત્મકનો નમૂનો હોવાથી, પ્રસંગોપાત્ત એક જ પાના પર બે પ્રકારની શૈલી કેવી રીતે શક્ય છે એ દર્શાવવા ખાસ કરીને તો, અહીં ઉતાર્યો છે : "આહા ! કેવી ખુશાલી ! કેવી દોડધામ સાથે ફરદુનજીએ મુંબઇની મુસાફરીની તૈયારી કીધી હશે ! સને ૧૮૦૫ની એક સવારે એક નાનાં ગાલ્લામાં આ મુસાફરી શરૂ થઇ. છેલ્લી સલામ, સુરત ! તને છેલ્લી સલામ ! મારા બાપીકાં શેહેર, મારા કુટુંબી ઘર, તમો સઘળાંને છેલ્લી સલામ ! તમારા તરફનાં મારાં સઘળાં વહાલ છતાં હું તમને નકામો છું અને તમે મારી કલ્પનાશક્તિ, મારી ચાલાકી, મારી ઉલટ અને હોંસને તૃપ્ત કરવનાં સાધનો ધરાવતાં નથી તો તમને છેલ્લી સલામ ! હું મુંબઇ જઇશ. મુંબાઇ ! સાહસકર્મોનું ધામ, વિદ્યાનું સ્થળ, વ્યાપારહુન્નરના મધ્યબિંદુ ! એવા મુંબાઇ ખાતે હું જઇશ." પહેલાં ગોવર્ધનરામ-રચિત નવલચરિત્રમાંથી આવો જ નમૂનો લીધેલો તેનો ને આનો શૈલીપ્રકાર સરખાવવા જેવો છે. રા. મર્ઝબાનની ભાષા મૂળ પ્રમાણે જ રાખી છે. વાંચનાર તે પરથી જોશે કે હાલની ચલણી 'પારસી-ગુજરાતી' કરતાં એ સારી રીતે શુદ્ધ છે.

કર્તાને પોતાની તર્કશક્તિ કે વિચારબળનો કશો જ અસાધારણ કે ઉંડાણવાળો ઉપયોગ કરવાની જરૂર પડી નથી. પોતે એકત્રિત કરેલી વસ્તુઓનો બોધ વાચકોને કરાવવો—એ જ્ઞાન વાચકોને આપવું, એ જ તેમનો આશય હતો; એ વસ્તુઓના વિશિષ્ટ અન્વેષણથી કે તેને વિશે અસામાન્ય ગહન ચિંતનો કરીને વસ્તુતત્ત્વનિરૂપણ આદરવું એ તેમનો આશય નહોતો; તેમ જ, એવો આશય પણ નહોતો કે વસ્તુસ્થિતિમાંના માનવભાવો ઉકેલી, તેને આલેખી, રસનિષ્પત્તિ કરી, સર્જનલહરીનું વાઙ્‌મય રચવું. (સર્જનની જે કૈં છાંટ વર્તાય છે, એ આપણા બે મુખ્ય નમૂનામાં નહિ, પણ, ટીપમાં આપ્યો છે એ. 'આહા ! કેવી ખુશાલી !'થી આરંભાતા ગૌણમાં.) મતલબ, બંને કર્તાઓએ અહીં જે રચ્યું છે તે શાસ્ત્રપણાની માત્ર છાયા ધારતું, બોધલહરીનું વાઙ્‌મય.

છેલ્લો વારો વિશુદ્ધ બોધનલહરીનો. એ કથનાત્મક કે વસ્તુપ્રધાન વાઙ્‌મયની આવી વ્યાખ્યા આપણે આ નિબંધના આરંભપૃષ્ઠોમાં જ ટાંકેલી : "જેમાં કોઇ પણ વસ્તુની સાદી છતાં ઉપયોગી રજુઆત થાય કે ધર્મનીતિના સર્વસામાન્ય ઉપદેશો દેવાય" તે વસ્તુપ્રધાન વાઙ્‌મય છે.

એ વ્યાખ્યાનો ઉત્તરાર્ધ પહેલો વિચારવો પડશે, કેમ કે તેને લીધે પ્રસ્તુત વાઙ્‌મયપ્રકારનો એક ઉપપ્રકાર હસ્તીમાં આવી જાય છે. એ ઉપપ્રકાર તે, રસછાયાત્મક બોધનના કે કથનના વાઙ્‌મયનો. તેનો ઉચ્ચારનાર કે લખનાર છેક સાદા વસ્તુકથનથી કે શુષ્ક જ વસ્તુબોધથી અટકતો નથી. વસ્તુ પ્રત્યેની તેની ઊંડી સન્નિષ્ઠતા અને તેનું સતત પરિશીલન તેની કલ્પનાને થોડીથોડી પણ જગાડે છે અથવા તેની લાગણીઓને ક્યાશભર્યા કે પરિપક્વ સ્વરૂપે પણ ઉશ્કેરે છે. એ જાગૃતિ કે ઉશ્કેરાટનું પ્રાધાન્ય તેના ઉચ્ચારણમાં કે લખાણમાં નથી હોતું, તેની માત્ર છાયા હોય છે; પરિણામે, અગાઉ આપણે વિચારેલ રસછાયાત્મક શાસ્ત્ર કરતાં કે ઉપર હમણાં જ વિચારેલ શાસ્ત્રછાયાત્મક કથન કરતાં,

આ રસછાયાત્મક કથન જુદું પડી આવે છે. આ બધું નિરૂપણ તમારા મનને કેવળ હવાઇ કે અતિઅમૂર્ત તરીકે સદાને માટે વસી જાય તે પહેલાં દાખલા ટાંકવા સારા, એટલે કેટલીક સ્પષ્ટતા તો આપમેળે જ થઇ જાય:

જેમાં ગુણ હોય તેવું, કે ન હોય તેવું, કોઇ પણ કામ ઉપાડનાર ડાહ્યા પુરુષે પહેલાંથી જ પરિણામનો વિચાર ખાસ સંભાળપૂર્વક કરવો ઘટે; તેમ ન કરે ને વધુપડતી ઉતાવળથી કામ કરી બેસે તો તેનું પરિણામ તેને સદાકાળ કાંટા પેરે હૈયામાં ખૂંચ્યા કરે છે. [1]

આવો, સઘળાં એકમત થઇ વખત છે તેટલામાં ઉદ્યોગ કરવા માંડો. ઉદ્યોગી મનુષ્યને કંઇ પણ અસાધ્ય નથી. 'ઉદ્યોગ કરો' 'ઉદ્યોગ કરો' એ જ હું તમને વારંવાર કહું છું. તમારા શરીરમાં જે લોહી છે તે તમારા મનના ઉત્સાહથી ઊનું થઇ તમારી પ્રત્યેક નસમાં મોટા વેગથી વહેવા દો. તમારું સજીવત્વ લોકોને સમજવા દો. તમારી જાતિનો ઉદ્યોગ, જ્ઞાન, તેજસ્વિતા, સત્ય, ઇશ્વર ઉપર નિષ્ઠા, સતીધર્મ ઇત્યાદિ ગુણો સર્વ મનુષ્યની દૃષ્ટિએ પાડી તેમનાં મન સ્તબ્ધ કરી નાખો. આપણા આ ભારતવર્ષની પૂર્વકાળની સાધ્વી સ્ત્રીઓનો મહિમા ફરીને સજીવ કરો. [2]

આ દરેક કંડિકા ધ્યાનથી વાંચનાર જોઇ શકશે કે સદ્‌ગુણી કામ કે દુર્ગુણી પણ કામ માથે લેનાર પુરુષે પરિણામ પહેલેથી જ વિચારી લેવામાં ડાહપણ છે એવા શુષ્ક બોધથી શરૂઆત કરનાર ભર્તૃહરિની કલ્પના બોધવચનને અંતે આછીઆછી પણ ઉત્તેજિત થઇને ઉપમાલંકારની—ને તેટલે અંશે, રસતત્ત્વની—મદદ શોધે ને પામે છે; તથા, સ્ત્રીઓનો ધર્મ સચવાય અને નીતિ સાફ રહે એવા સ્તુત્ય ઉદ્દેશથી તેમને હિતવચનો કહેનાર પં. રમાબાઇ સામાન્ય હિતવચનકારોની જેમ પ્રત્યક્ષ બોધ આપવાના પ્રલોભનમાં તો પડી ગયાં છે, પણ,

૧. 'નીતિશતક'

૨. પં. રમાબાઇ કૃત 'સ્ત્રીધર્મનીતિ'નું ભાષાંતર; પૃ. ૧૫

અસામાન્ય જેવું તત્ત્વ એમના લખાણમાં એ છે કે તેમનો બોધ લાગણીના રંગે રંગાઇને અમુક પ્રાથમિક પણ રસવત્તાનો ધારનાર બની શક્યો છે. આ કારણે બંને નમૂના રસછાયાત્મક કથનવાઙ્મયની રચનાઓ બન્યા છે.

શુદ્ધ કથનવાઙ્મયના લખનારનો આશય કોઇ જ તરેહની અપૂર્વ રચના કરવાનો કે સ્વતંત્ર વિચારો પ્રસારવાનો હોતો નથી. તે તો તૈયાર સાધનો પરથી કે જુજ શોધખોળ પછી કેટલીક હકીકતો મેળવે છે અને તેને કશા યે શણગાર વિના, રસાત્માની એક પાંદડીને પણ ફરકવા દીધા વિના, ઘટતી ચોકસાઇથી અને સ્પષ્ટતાથી પોતાના વક્તવ્ય લેખે રજૂ કરી દે છે. જેમાં વિચારનું પડ હોય છે તેટલું પણ પાતળું જ, ને ભરપૂર ભરી હોય છે તે નરીનીતરી માહિતી જ, તે આવા વાઙ્મયપ્રકારનું દૃષ્ટાંતદ્રય આ રહ્યું:

ઝેમ્સફો ૧૮૬૪માં રચાઇ. અમુક પ્રદેશ માટેની સભા એવો 'ઝેમ્સફો' શબ્દનો અર્થ થાય છે; એ સંસ્થા અંગ્રેજી જિલ્લાસમિતિને મળતી આવે છે. ઝેમ્સફો બે જાતની હોય છે: નાની હોય તે એકાદ જિલ્લાનું કામકાજ સંભાળે; મોટી હોય તે બધા જિલ્લાની ઝેમ્સફોએ પસંદ કરેલા પ્રતિનિધિઓની બને છે અને પ્રાંતના સઘળા જિલ્લાઓને લગતું સર્વસામાન્ય કામ હોય તેનો નિકાલ એ કરે છે. ૩

કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્યહરણ એટલે ચૌદ વરસથી ઓછી ઉમરના કોઇ છોકરાને અથવા સોળ વરસથી ઓછી ઉમરની કોઇ છોકરીને અથવા કોઇ દિવાના શખસને તે બાળક અથવા દિવાના શખસના કાયદેસર વાલીના હવાલામાંથી તે વાલીની રજામંદી સિવાય જે માણસ લઇ જાય અથવા ફોસલાવીને તેડી જાય તેણે તે બાળક અથવા તે શખસનું કાયદેસર વાલીના હવાલામાંથી હરણ કર્યું એમ સમજવું. ૪

૩. મોરિસ બેરિંગકૃત 'ધ મેઇન સ્પ્રિંગ્સ ઓફ રશિયા' પૃ. ૧૧૯.
૪. દામોદર રાવલકૃત 'કાયદા સંબંધી બાબતવાર પ્રશ્નોત્તર' પૃ. ૮૧

હવે કરીએ નિબંધની પૂર્ણાહુતિ. પૂર્ણાહુતિ કરતાં એકાદ સંતોષ-પ્રદર્શન કરવાનું છે, એકાદ નિવેદન કરવાનું છે.

સૌથી પહેલું તો સંતોષનું પ્રદર્શનઃ આજથી બરાબર સાત વર્ષ પર, ૧૯૮૨ની અધવચ પ્રગટેલા 'કૌમુદી'ના સાહિત્ય–અંકમાંના અગ્રલેખને [1] છેડે ટીપમાં જે વચન અપાયલું કે શાસ્ત્રીય અને બોધક વાઙ્મયની ચર્ચા લખેલી તૈયાર છે એ છપાશે હવે પછી, એ વચનનું પાલન આ નિબંધમાં મોટે ભાગે–કૈંક અંશે અનાયાસે પણ–થઇ જાય છે. ચર્ચાનું એ વખતે વણવપરાયલું કેટલુંક કાચું લખાણ, વર્ષો ને વર્ષો લગી એકઠા થયા કરેલા છાપાંબાપાંના ગંજમાં ગોટવાયલું, તેને હમણાં જ નિબંધને ધન્ય ભાગ્યે વખતસર, ઉંદરોનો આહાર બનવાની અણી પર એ હતું ત્યાં જ, ઉગારી લઇને અહીં વાપર્યું છે. એવા ઉગારને પરિણામે જે વચનપાલન શક્ય નીવડે, તેનાથી લેખક કેટલોક સંતોષ અનુભવવા તૈયાર થાય એ સહજ છે. પણ તેને અત્રે થએલો વાઙ્મયવિચાર હજી કેટલીક પૂર્તિ માગે તેવો પણ લાગે છે–વિષયની તત્ત્વચર્ચા વધારે વિશદ કરવાની છે; કલ્પના, અલંકારો, બુદ્ધિ અને તર્ક : આ સર્વે વાઙ્મયની જુદેજુદી પ્રેરક તથા ઘટક શક્તિઓનો સ્વરૂપવિચાર આવશ્યક છે; નમૂના પણ, ગુણ ને સંખ્યા ઉભયની દૃષ્ટિએ, બદલવાની થોડી જરૂર છે: આ ઊણપોની પૂર્તિ થવી બાકી છે,–તેટલે અંશે તે અસંતોષ પણ ઓછો નથી અનુભવતો. પણ–હાલ તો, ચાલુ કામોમાંથી ચોરેલા ગણતર કલાકોમાં જે થયું તે થયું. "અતિલોભ તે ... ..."

નિવેદનમાં એટલું કે અહીં સ્વીકારેલા વર્ગીકરણને મૂળ આધાર નવલરામ જેના આદ્યદ્રષ્ટા હતા તે મોહન શોધન અને બોધનગ્રંથીના

૧. એ લેખ આ ગ્રંથમાંના લખાણ નં. ૨ તરીકે, 'સાહિત્ય' નામે નિબંધને રૂપે, આ 'વાઙ્મયવિચાર' પછી તુર્ત, છાપ્યો છે. (૧૯૩૪)

ગ્રંથો, એ વર્ગો પર છે. ડી ક્વિન્સીએ માત્ર બે વર્ગ દીઠેલા : લિટરેચર ઑફ પાવર અને લિટરેચર ઑફ નોલેજ- બીજા વર્ગમાં તેણે શાસ્ત્ર અને કથન બંનેને સમાવી નાંખ્યાં એ બધી રીતે જોતાં બરાબર લાગતું નથી, કેમ કે આ દરેક લખાણપ્રકારને પોતાનાં વિશિષ્ટ વર્ગ ને નામ જોઇએ જ. એમ ઉપલી ચર્ચાથી સ્પષ્ટ થાય છે. આ રીતે અંગ્રેજ વિચારક કરતાં ગુજરાતી વધારે માન્ય ઠરે છે–જેમ, 'સ્વાનુભવરસિક' ને 'સર્વાનુભવરસિક'ના બાબમાં બનેલું તેમ જ.

૧૯૩૩

# સાહિત્ય

## ૧

કેટલાક શબ્દોને બ્રહ્માએ અવજોગમાં જ ઘડ્યા જણાય છે. સંશોધકો ગમે તેટલું મથે પણ તેમાં રહેલી ભાવના કદી સ્પષ્ટ થતી નથી. શાસ્ત્રીઓ ગમે તેટલાં અમોઘ પ્રમાણો પૂરાં પાડે છતાં તે મતભેદના ભોગ થયા જ કરે છે. તેમના અર્થ કે સ્વરૂપ નક્કી કરવાનું ધોરણ એક હોતું નથી. એ કામમાં કોઇ વાર શાસ્ત્ર, કોઇ વાર રૂઢિ, તો કોઇ વાર અંગત પસંદગીનો ઉપરહાથ હોય છે; એટલે, તે તે નાવના સુકાનથી ચર્ચા દિશા પામતી જાય છે. પરિણામે, જેટલા ચર્ચાકારો તેટલા ચર્ચિત શબ્દના અવતાર થાય છે અને દરેક અવતાર જુદેજુદે માર્ગે યથેચ્છ વિલસવામાં જ ધન્યતા માનતો દેખાય છે.

'સાહિત્ય' શબ્દ આવો છે. આદિકાળથી આજ સુધીમાં તેની અમુક એક ભાવના સ્થિર ને સર્વમાન્ય થઇ શકી નથી. યુગેયુગે તેના નોખા અર્થોનો સંભવ જણાયો છે. સંસ્કૃતમાં અસલ એ કાવ્યશાસ્ત્રના અને રસાલંકારના ગ્રંથો માટે વપરાતો,[૧] પરંતુ પાછળથી માત્ર કાવ્યો

૧ જુઓ રા. કાણેકૃત 'સાહિત્યદર્પણ'ની આવૃત્તિમાંના (સને ૧૯૨૩) અલંકારના ઇતિહાસનું પાનું ૧૪૦–૧૪૧.

તથા કલામય કૃતિઓને અનુલક્ષીને વપરાતો થયો.[2] આ વસ્તુસ્થિતિનું સર્વ સાધારણ સંજોગોમાં એવું પરિણામ આવવું જોઇતું હતું કે ગુજરાતીમાં પણ, સંસ્કૃતમાં પાછળથી થયું તેમ, કેવળ કલાત્મક કૃતિઓના જ સંબંધમાં 'સાહિત્ય' શબ્દ વપરાય. પરંતુ તેમ ન બન્યું. એક અસાધારણ સંજોગ આડે આવ્યોઃ ઇંગ્લંડના વિક્ટોરિયન યુગનો પ્રભાવ આપણી સંસ્કૃતિ પર અને મનોવ્યાપારની ચર્ચાઓ પર પડ્યો. એ યુગમાં ત્યાં પ્રજામાનસનો વિકાસ, આજને મુકાબલે, ઘણો અધૂરો હતો; એટલે એ કાળના અંગ્રેજી ચર્ચકો ચિત્તના સર્વ વ્યાપારને અને આવિષ્કારને 'લિટરેચર' કહેતા.[3] આ પરથી, તેમના શિષ્યપદે સાભિમાન કે સવિનય સ્થપાયલા આપણા પણ ગઇ પેઢીના કેટલાક મોટા વિચારકોએ મનુષ્યમનના સર્વ ઉદ્ગારો અને સર્વ લખાણોને, કશો ખાસ તાત્ત્વિક ભેદ પારખવાની તકલીફ લીધા વિના, 'સાહિત્ય' કહેવા માંડ્યું. પછી પશ્ચિમમાં તો રફતેરફતે પ્રકાશ પડ્યો. ત્યાં 'લિટરેચર'નો જૂનો અર્થ ભૂંસાવા નહિ તો ઘસાવા તો જરૂર લાગ્યો. પરિણામ એ આવ્યું કે આજે એ લોકો

૨ "જુદા જુદા વિષયોની વિદ્વાનો તથા પંડિતોએ પ્રવર્તાવેલી જે ચર્ચાને આજ આપણે 'લિટરેચર' કહીએ છીએ તે દર્શાવનારો પણ એક શબ્દ [સંસ્કૃત ભાષામાં] જડતો નથી. 'સાહિત્ય' એ સંસ્કૃત શબ્દને અંગ્રેજી 'લિટરેચર' એ અર્થનો આરોપ કરવાનો પ્રયત્ન યથાર્થ નથી, કેમ કે साहित्यसंगीतकलाविहीनः । ઇત્યાદિ શિષ્ટ પ્રયોગોથી સમજાય છે કે એ એક કલા છે અને કવિકાર્ય જે કાવ્યનાટકાદિ, તેટલો જ તેનો પ્રદેશ છે."– મણિલાલઃ સુદર્શનગદ્યાવલિમાંનો નિબંધ 'ગ્રંથકાર' (સને ૧૮૯૭) પૃ. ૬૫૩.

૩. ડી કિવન્સીએ "લિટરેચર=વાઙ્મય" એ રીતની સમજણથી જ સમસ્ત વાગ્વ્યાપારના 'લિટરેચર ઑફ પાવર' અને 'લિટરેચર ઑફ નોલેજ' એ, હવે તો પરમ પ્રસિદ્ધ, વિભાગો પાડેલ.–અને તે, વિક્ટોરિયન યુગમાં જ.

'સાહિત્ય' શબ્દના ઉપર કહ્યા તે સંસ્કૃત અર્થોમાંના બીજાને મુખ્યતઃ અવલંબે છે, તથા મનોવ્યાપારનાં અન્ય આવિષ્કરણો માટે તે તે વ્યાપારનાં લક્ષણાનુસાર જુદાજુદા શબ્દો વાપરે છે (કે નવા યોજે છે), —ત્યારે આપણે મધ્યકાલીન અંધારૂં સેવતા હજી અસ્વાભાવિક ને અશાસ્ત્રીય અર્થની જ સમાધિ લગાવી રહ્યા છીએ. અને વાત જ્યારે છેક સમાધિ જેવી અસ્પર્શ્ય અલૌકિક દશાએ પહોંચી, ત્યારે તો તેને કશાક પણ ગૌરવથી અંકિત કર્યા સિવાય છૂટકો નહોતો; બીના આમ બની તેથી, 'સાહિત્ય'માં હરેક પ્રકારની કૃતિને સમાવનાર એવા આપણે દૃઢતાથી નિર્ધાર કર્યો કે એ શબ્દનો 'વિશાળ' અર્થ લેવાનો જ યુગ પ્રવર્તાવવો. આવું વલણ આ વિષયના કેટલાક અગ્રણી ગુજરાતી વિચારકોએ ધારણ કર્યું છે—અને તે પણ, જે કાળે શબ્દોનો અભ્યાસ ચોકસાઈથી કરવો એને જ જાણે સરસ્વતીની સેવા માનવાની હતી, તે કાળે ધારણ કર્યું છે—એ ઘટના સખેદ નોંધવાજોગ તેટલી જ નવાઈભરી છે.[૪]

૪. આ સંબંધમાં અહીં એવા સાત અક્ષરોનાં મત નોંધવાના છે, જેમને "સાહિત્ય=વાઙ્‌મય" એ અસમતોલ સમીકરણ માન્ય હોય તેમ જણાય છે. (૧)–(૨) ગોવર્ધનરામે અને રા. નરસિંહરાવે લખાણમાત્રને 'સાહિત્ય' ગણીને, અનુક્રમે તેના કટકા, નિરપેક્ષ અને સાપેક્ષ સાહિત્ય તથા શુદ્ધ અને ઉપલક્ષિત સાહિત્ય, એ પ્રમાણે કર્યા છે. (જુઓ બંનેનાં પરિષદપ્રમુખ તરીકેનાં વ્યાખ્યાનો; તથા ચૈત્ર ૧૯૮૦ના 'ગુજરાત'માંનો સાહિત્યના ઇતિહાસ સંબંધી રા. નરસિંહરાવનો લેખ) (૩) રા. બળવંતરાય ઠાકોરે એવા જ વિભાગ કર્યા છે (અંબાલાલકૃત 'ભાષણો અને લેખો'માં) પણ વિશેષણો 'અમર' અને 'ઉપકારક' એમ વાપર્યા છે. આ ત્રણ સિવાયના જે ચાર જણ રહ્યા તેમતેમની વ્યાખ્યાઓ, પરિષદના કે વિભાગી પ્રમુખ તરીકે અપાયલી તે, તેમના જ શબ્દોમાં ટાંકીશું: (૪) "જે કૈં સંસ્કારી રચાથી ભાષામાં લોકોત્તર લેખ કે કથન તે સાહિત્ય સંજ્ઞાને પાત્ર છે"—રા. કેશવલાલ ધ્રુવ; (૫) "માણસના મનોગત સર્વ પ્રકારના વ્યાપારની વાણી તે સાહિત્ય."—અંબાલાલ; (૬)

પણ એ 'વિશાળતા' ખરી વિશાળતા છે? એમાં ઢીલાં ને અવ્યવસ્થિત વિચારણ નથી રહ્યાં? ઉપલક નિરર્થક ભય નથી રહ્યો? મનની આળસાઇમાંથી જ એવાં વૈશાલ્ય તો જન્મે; કે પછી, 'સાહિત્ય'માંથી રસાત્મક પ્રકાર સિવાયના અન્ય લેખનપ્રકારોને બાતલ કરીશું ત્યારે તે તે પ્રકારોના સેવનારનો પ્રચંડ વિરોધ જાગશે તેને શી વિધે શમાવશું, એવી બીકમાંથી જન્મે. આવી પરિસ્થિતિનો ઉદ્ભવ શામાંથી થયો, કેવળ ભયમાંથી, શિથિલ મનોદશામાંથી, કે એ યુગના સમૃદ્ધ અજ્ઞાનમાંથી, તેની તપાસ આજે નિરર્થક અને અસ્થાને છે. એટલે તે કરવામાં રોકાઇશું નહિ. અહીં કરવાનું છે તે એટલું જ કે જેમાં ખરેખરી વિશાળતા છે એ શબ્દ 'વાઙ્મય'ની યોગ્યતા વિચારવી, તેનાં ત્રિવિધ સ્વરૂપ (લલિત, શાસ્ત્રીય ને બોધક વાઙ્મય) વચ્ચે રહેલો તત્ત્વનો ભેદ કેવો છે તેનું થોડું સદૃષ્ટાંત નિરૂપણ કરવું, અને એ રીતે, બને તો, આ વિશેષાંક સાહિત્યનો છે એ તક લઇને, સાહિત્યની વિશિષ્ટ ભાવનાને પુનઃ તેના સાચા પદે સ્થાપવી.

"સાહિત્ય શબ્દને વાઙ્મયના અર્થમાં વાપરવો જોઇએ."—રા. હરગોવિંદદાસ; (૭) "શિષ્ટતાવાળા લેખોનો ભંડાર ને સાહિત્ય"—રા. રમણભાઇ. આમાંના (૫) અને (૬) ને સદોષ બનાવવાની જરૂર જ નથી. બાકીના બે વિશે કહેવાનું કે તેમણે વાપરેલાં વિશેષણો, આપણે જે સર્જક તત્ત્વવાળાં લખાણો માટે 'સાહિત્ય' સંજ્ઞા રાખવા ચાહીએ છીએ તેને લાગુ પડે તેવાં નથી; કેમ કે, 'સંસ્કારી' 'સ્થાયી' 'લોકોત્તર' કે 'શિષ્ટતાવાળા' તો ઇતિહાસ ધર્મ કે ફિલસુફીની કૃતિ પણ હોય. એટલે રા. કેશવલાલ અને રા. રમણભાઇની વ્યાખ્યાઓ અતિવ્યાપ્ત ઠરે છે. બીજું: આ સાતે વિચારકોને 'વાઙ્મય' શબ્દ અજાણ્યો હતો એમ તો નહિ જ, તેમ જ, ખરી રીતે સાહિત્ય કોને કહેવાય તેની સૂઝ એમને છેક પડી નહોતી એમ પણ નહિ; આથી, ખરો પ્રયોગ (એટલે કે 'સાહિત્ય'ના વિશિષ્ટાર્થવાળો પ્રયોગ) પ્રચલિત કરવા વિરુદ્ધ રૂઢિવશતા કે વૈશાલ્યસાધના કે અવિશદ વિચારણ એટલાંમાંથી કોઇ ને કોઇ વિઘ્ન એમની આડે આવ્યું લાગે છે.

૨

વાઙ્મય એટલે વાણીનું બનેલું, વાણીવાળું. સંસ્કૃત આલંકારિકોમાંના ઘણાખરા એ પ્રયોગ આવા અર્થમાં જ કરે છે. દંડીએ (આશરે સને ૬૦૦) એ સ્વાભાવિક અર્થ સ્વીકાર્યો છે (જુઓ 'કાવ્યાદર્શ'નો પહેલો પરિચ્છેદ, શ્લોક ૪ ને ૫ તથા ૩૧ અને ૩૨); તેની પછી ત્રણસો વર્ષે રાજશેખર (**वाङ्मयमुभयथा शास्त्रं काव्यं च**–'કાવ્યમીમાંસા.' અધ્યાય બીજો) અને લગભગ સાડા આઠસો વર્ષે મલ્લિનાથ (**वाङ्मयं शब्दजातं**) એ જ અર્થની તરફેણમાં મત આપે છે. આ સિવાય, જ્યારે આપણે જોઇએ છીએ કે એ મતને રા. કેશવલાલ ધ્રુવનું "આપણા પૂર્વજોએ તો સાહિત્યને વાઙ્મય નામ આપી તેમાં સર્વનો સમાવેશ કર્યો છે."[૫] એ કથન પુષ્ટિ આપે છે; રા. ઠાકોરનાં રાજકોટવાળી પરિષદ અંગેના વ્યાખ્યાનોમાંનું પહેલું જ, ટીપની અંદર, "વાઙ્મય= વાણી દેહે સાકાર થએલું જે કૈં હોય તે બધું" એમ, એ જ અસલ મતનું સમર્થન કરે છે; અને ત્રીજા સંસ્કૃત સાહિત્યસંમેલનના (સને ૧૯૧૮) અધ્યક્ષપદેથી મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી[૬] પણ આ

૫. બીજી સાહિત્યપરિષદના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાંથી.

૬. રા. શાસ્ત્રીના એ વ્યાખ્યાનનો રા. માનશંકર પીતાંબરદાસ મહેતાએ કરેલો તરજુમો જાન્યુઆરી ૧૯૧૯ના 'સાહિત્ય'માં છપાયલો, તેમાંથી નીચેનું વિસ્તૃત અવતરણ (ખુલિયા કાઉંસોમાં મારા ઉમેરા કરીને) ઉપલા કથનને સ્પષ્ટ ને સુગમ કરવા આપું છું: "'સાહિત્ય' 'સાહિત્ય' એ શબ્દ વારંવાર શ્રવણગોચર થાય છે, પરંતુ 'સાહિત્ય' એટલે શું, 'સાહિત્ય' શબ્દની વ્યુત્પત્તિ શી છે, [રા. કાણેએ આ વ્યુત્પત્તિની વાત છેડી છે. તેઓ કહે છે કે જ્યારે '**શબ્દાર્થૌ સહિતૌ કાવ્યં**' એવી કાવ્યની વ્યાખ્યા બંધાઇ, ત્યારે કુદરતી રીતે એ સહિત શબ્દ ઉપરથી કાવ્યને લગતું જે શાસ્ત્ર, તે સાહિત્ય કહેવાયું. આ અર્થ વિશે પ્રસ્તુત લેખની શરૂઆતમાં ઉલ્લેખ થયો જ છે]—વ્યુત્પત્તિ શી છે, તેનો યથાર્થ ભાવ કોઇ જાણી શકતું નથી. કાવ્યનાટકાદિ રસાત્મક જે

વિષયની અંતિમ સવિસ્તર ચોખવટ કરી નાંખે છે–ત્યારે તો આ યુગયુગના યોગી સમા તેરસો વર્ષના વયોવૃદ્ધ શબ્દતપસ્વી નામે 'વાઙ્મય'ના ચરણમાં શીર્ષ નમ્યા વિના કેમ રહે? અને તેનો જીર્ણોદ્ધાર કરવા પણ આપણને તીવ્રતમ ઇચ્છા કેમ ન થાય?

વાઙ્મય એટલે કશુંક વાણીનું બનેલું, વાણીરૂપ ઉચ્ચાર કે લેખ, એમ ઉપર કહ્યું. પરંતુ એ રીતે તો, આપણી રોજની વાતચિત ને તકરારો, છાપાંમાંની જાહેરાતો અને વેપારીના ચોપડામાંની તપસીલો, એ બધાંને પણ વાઙ્મય કહેવું પડે; કેમ કે એ સર્વમાં પણ અમુક જાતની વાણીનો જ આવિર્ભાવ થતો હોય છે.

આ અડચણ નડે છે તેથી, વ્યાખ્યાને અતિવ્યાપ્ત થતી અટકાવવા સારૂ, તેને મર્યાદા બાંધીએ કે જ્યારેજ્યારે વિશિષ્ટ અને ઉત્તમ હેતુસર વાણીના સગૌરવ સ્વરૂપમાં (૧) રસનું કલાયુક્ત ને કલ્પનાયુક્ત આવિષ્કરણ કે વિધાન થાય, (૨) સૂક્ષ્મ સંશોધનો કરાય, કે વિચારનું પ્રકટીકરણ

પ્રબંધો હોય છે, તે જ સાહિત્ય શબ્દથી સમન્વય છે. [આ જ અર્થગ્રહણ આપણને સ્વીકાર્ય છે; અને સંસ્કૃતમાં તે પ્રચલિત હોવાનું પહેલાં કહ્યું જ છે] પરંતુ તેવા પ્રકારના સાહિત્યમાં વેદ, સ્મૃતિ, દર્શન, જ્યોતિષ, વૈદ્યકાદિ શાસ્ત્રોનો સમાવેશ થતો નથી. સાહિત્ય શબ્દ એ પ્રમાણે શક્તિહીન અને અવ્યાપક [આ વિશેષણ પર ખાસ ધ્યાન આપવાનું છે] હોવાથી, તેને બદલે કોઇ બીજો જ શબ્દ યોજવાની અપેક્ષા રહે છે. એવો કયો શબ્દ યથાર્થ વ્યાપક થઇ શકે, તે વિશે બહુ વિચાર કરીને વિદ્વાનોએ વાઙ્મય શબ્દ પસંદ કર્યો છે. વાણીથી જેનું સ્વરૂપ ઘડાય છે, અથવા વાણી જેમાં અંતર્ભાવ પામે છે, તેનું નામ વાઙ્મય. 'વાઙ્મય' શબ્દમાં લિખિત તેમ જ અલિખિત, સર્વ પ્રબંધોનો સમાવેશ થઇ શકે છે. અંગ્રેજી ભાષામાં [જૂની પ્રણાલિકા પ્રમાણે] 'લિટરેચર' એવો એક વ્યાપક શબ્દ છે, પરંતુ તેમાં અલિખિત સમાતું નથી. [આ વાત ખરી છે?] એટલે વાઙ્મય તેનાથી પણ વ્યાપક ને ભાવદર્શક છે. એમાં વેદો પણ સમાઇ શકે."

વા સિદ્ધાંતનું તાત્ત્વિક નિરૂપણ થાય, અથવા (૩) કોઈ પણ વસ્તુની સાદી છતાં ઉપયોગી રજુઆત થાય કે ધર્મનીતિના સર્વસામાન્ય ઉપદેશો દેવાય–ત્યારેત્યારે વાઙ્મયની રચના થઈ એમ સમજવું. આના કરતાંએ ટુંકાણથી બોલીએ તો: જે જે રસ, વિચાર કે વસ્તુ, શિષ્ટ વચનો કે લેખો તરીકે વાણીને રૂપે અવતરે છે, તે સર્વ વાઙ્મય કહેવાય છે.

આ ત્રણ સ્વરૂપોને આપણે સાહિત્ય અથવા લલિત વાઙ્મય; પાંડિત્ય (કે શાસ્ત્ર) અથવા શાસ્ત્રીય વાઙ્મય; અને કથન અથવા બોધક (વસ્તુનો બોધ કરાવનારૂં, કે હિતનો બોધ આપનારૂં) વાઙ્મય–એવાં નામોથી ઓળખીશું. અને હરેકમાંનાં તત્ત્વોને પ્રત્યક્ષ દષ્ટાંતોથી તથા થોડી સમજણ આપીને સ્પષ્ટ કરવાનો પ્રયાસ કરીશું.

૩

ત્યારે, સાહિત્ય એટલે શું?

માણસમાત્રમાં વાત્સલ્ય કે ઉત્સાહ કે વિસ્મય કે ભય કે ક્રોધ–એવા સ્થાયી ભાવોને રૂપે સર્ગશક્તિ રહેલી હોય છે, અને માણસમાત્ર કોઈ ને કોઈ પ્રકારની બાહ્ય કે આંતર કરણી દ્વારા તે શક્તિનો સાક્ષાત્કાર અનુભવીને તૃપ્તિ પામવા, રસ માણવા, પ્રેરાયા કરતો હોય છે. એ દશા અનુભવવા ન તલસતી હોય તેવી એક પણ વ્યક્તિ જગતે જાણી નથી, કેમ કે એ દશા માનવ જીવનની નિરંતરની અનિવાર્ય શરત છે. માતાથી બાળક પર નેહભરી નજર ફેરવ્યા વિના રહેવાતું નથી; મિત્રો ગગનચુંબી ભાવનાઓની આપલેમાં ઉંઘભૂખને અળગી કરે છે; વહેમાળ પતિ ઑથેલોની જેમ વહુને ગૂંગળાવી દેતાં હૈયે ક્રૂર હર્ષ ભરે છે; ફિલસુફ પરમાત્માના દીર્ઘ ચિંતને ડૂબતો બહારની સકળ ઉપાધિને ઉવેખે છે; સૂર્યાસ્તની શોભા નિહાળનાર તેમાં આતુર નેત્રે એકરંગી બને છે; તરૈયો

ડુબકી મારતાં અનન્ય આહ્લાદ ભોગવે છે; ભાષણબાજને લોકહૃદયને વશવર્તી બનાવતાં ડોલી રહે છે; કેસ જીતેલો વકીલ કે સાહસિક વેપારી ફત્તેહથી બેહદ ફુલાય છે; છાપાંના ફેલાવનો ખોટો આંકડો જાહેરાતદારને આપનાર કેનવાસર છૂપો આનંદ માણે છે; ક્રિકેટર પોતાની રમતમાં અખંડપણે એકધ્યાન બનતો અન્ય સર્વસ્વને વીસરે છે : આ દરેક અનુભવ કરનાર વ્યક્તિ તે પળે પોતપોતાના કાર્યમાં જે સૂક્ષ્મ ને અવિચ્છિન્ન એકાગ્રતા સાધે છે, જે પરમ મધુર તૃપ્તિ પામે છે, તે તેની વિકાસપ્રિય કે વિનાશક સર્ગશક્તિના જ સાક્ષાત્કાર કાજે હોય છે. જેવું જેના આત્માનું સ્વરૂપ તેવો તેનો સાક્ષાત્કાર. એ વૃત્તિને સિસૃક્ષા એટલે અહર્નિશ કૈં ને કૈં સરજ્યા કરવાની માનવસહજ અનિવાર્ય એષણા કહી શકાય. તેને ફલિત કરવાનાં સારાં માઠાં કે સાધારણ સાધનો હરેક વ્યક્તિની બક્ષીસો ને ઉછેર, તાલીમ ને કેળવણી, એ સર્વને પ્રતાપે ગોઠવાય તથા વપરાય છે.

માણસના આત્મામાં રહેલા ભાવોની ઉપર વર્ણવી તે દસે સંસ્થિતિઓ રસાનુભવ ઊર્ફે સંતર્પણની સ્થિતિઓ છે. તેવી સ્થિતિ, ભાવ અને રસના તેવા અનુભવ, માણસમાત્રને સર્વસામાન્ય હોવાથી તે સર્વનું પ્રત્યક્ષીકરણ વા આલેખન જેમાં હોય તેવી રચના–કાવ્ય કે નાટક, નવલ નવલિકા કે નિબંધિકા–પ્રત્યેક માણસને માણસ તરીકે, રસ હરકોઇ રૂપમાં જેનું જીવિત છે એવા બુદ્ધિમાન લાગણીવાન સ્મૃતિભોગી કલ્પનાશીલ પ્રાણી તરીકે, આકર્ષે છે અને વશ કરે છે; તેના આત્માને સૂક્ષ્મતમ અલૌકિક સંતૃપ્તિનો અધિકારી ઠરાવે છે.

એવાં આકર્ષણ ને વશીકરણ કરનારી હરેક રચના તે સાહિત્ય અને તેનો રચનાર તે જ સાહિત્યકાર, બીજો નહિ.

સાહિત્યકારને તો સિસૃક્ષા એ જ સાચું અને ઉત્કૃષ્ટ જીવન છે. તે પળભર પણ તેને વીસો મૂક્યા વિના દિવસે ને રાતે, સુખમાં ને દુઃખમાં,

ઘરમાં કે રસ્તામાં કે જંગલમાં, સર્વ સ્થળે સર્વ કાળે તેની સહચરી જ હોય છે. કોઇ સ્થૂળ પદાર્થ કે દૃશ્ય અથવા ઊંડી અણધારી અકળ અંતઃપ્રેરણા જ્યારેજ્યારે એ સિસૃક્ષાને જાગૃત કરે છે ત્યારેત્યારે સાહિત્યકારને હાથે એવું ધન્ય ને વિરલ ને અમર સર્જન થઇ જાય છે, જે સાહિત્ય સંજ્ઞાને પાત્ર ઠરે છે. એ સર્જન હમેશાં રસના સંવેદનની ઉત્કટ તીવ્રતમ દશામાંથી પ્રભવેલું હોઇને, પૂરેપૂરું રસમય થવાનું; રસ એ જ તેનો આત્મા હોવાથી, રસાત્મક જ થવાનું.

હવે, સાહિત્યકારનું રસસંવેદન બીજાઓથી જુદું પડે છે કે કેમ, તેને રસેતર એવી કોઇ બીજી વસ્તુની મદદ કુદરત આપતી હોય છે કે કેમ, તે ટૂંકામાં વિચારીએ.

ભાવ જાગૃત થાય ને હૃદયમાં જામે–એવી જે રસરૂપ મનઃસ્થિતિ, તે મૂળે તો બીજાં માણસ અને સાહિત્યકારનામાં સમાન હોય છે. પણ સર્જનની ક્ષણમાં અમુક ભાવ કે ભાવોને લગતી સાહિત્યકારની પોતાની પૂર્વ સ્મૃતિઓ અને પૂર્વ સંસ્કારો તેના પ્રતિભાબળે કરીને જે અસાધારણ પ્રમાણમાં સચેત બને છે, તે પ્રમાણનો તફાવત પ્રધાનપણે ઇતર જનો અને સાહિત્યકાર વચ્ચેનો ભેદક અંશ બને છે. સર્જનક્ષણે સાહિત્યકાર તો જાણે પોતાના કેવળ વ્યક્તિગત સ્વરૂપનું ખોળિયું પાછળ છોડી દઇને, જે પાત્ર પ્રસંગ કે વર્ણન પોતે આલેખનાર હોય તેના કલ્પનાપ્રદેશીય જીવનમાં સૂક્ષ્મ દેહે પ્રવેશે છે. એ રીતે કૃતિ સરજાય ત્યારે કર્તાની સર્ગશક્તિ ઉપરાંત બીજી શક્તિઓનો પણ તેમાં વાપર થતો હોય છે; જેમ કે, વિવેકશક્તિ અને પ્રતિભા.[૭] ખરું પૂછો તો મનુષ્યમનની સઘળી જ શક્તિઓ–સર્જનની

૭. પ્રતિભાનું સ્વરૂપ સમજાવનારા ત્રણ ફકરા અહીં ઉતારીએ છીએ તે પરથી ઉપરની ચર્ચાને અનુસરવામાં કેટલીક સરળતા થશે: 'સુદર્શનગદ્યાવલિ'માં સંગીત વિશેના નિબંધના આરંભમાં મણિલાલ કહે છે: "પ્રતિભા પણ એક

વિશિષ્ટ શક્તિ સિવાયની શક્તિઓ પણ—સાહિત્ય સરજાતી વેળા ખપમાં આવતી હોય છે; અને એ સર્વની ક્રિયા જેમ વધારે સમતોલ અને પ્રમાણસર, તેમ કૃતિ ઉત્તમ બને છે. અને તેમાં યે સર્વોત્તમ કૃતિનો રચનાર તો એ પળોમાં આસપાસની દુનિયાનું ભાન છેક ભૂલે છે—પોતે જીવંત છે ને કૈંક લખે છે એ હકીકત પણ ભૂલે છે. અનન્તની સાથેનું તેનું આવું સંપૂર્ણ સમૃદ્ધ તાદાત્મ્ય તે જેટલે અંશે વધારે એકાગ્રતાથી સાધી શક્યો હોય તેટલે અંશે તેની રચના તેના વાચકને પણ એવા જ ઉન્નત આનંદકર અનુભવોનો સહભાગી અને ભોક્તા બનાવે છે.

આ પ્રમાણે, સાહિત્ય એ પ્રતિભાવંત માનવ આત્માની સિસૃક્ષાનો રસાત્મક કલાયુક્ત વાણીરૂપે આવિષ્કાર છે, અને તેવો આવિષ્કાર

પ્રકારની કલ્પના છે, કેમ કે તે પણ પ્રત્યક્ષ નહિ એવું કૈંક ઉપજાવે છે. [સાધારણ] કલ્પના જ્યારે થઇ અને વિરમી જાય છે ત્યારે પ્રતિભા તો ઉદય પામતાંની સાથે પ્રત્યક્ષ થવા યત્ન કરે છે ... ... કલ્પના એ સ્થૂલ વ્યવહારના પ્રદેશને વળગી રહેલી ભાવના છે, સ્થૂલમાંથી જ તે તેની પાર જવા યત્ન કરે છે; પ્રતિભા સ્થૂલ અને સૂક્ષ્મ ઉભયની પારની ભાવના છે, ઉપરથી તે સ્થૂળમાં આવવા યત્ન કરે છે." (પૃ. ૬૭૫). બીજું અવતરણ '૨'. એવી સહીથી 'યુગધર્મ'માં છપાયલા કાવ્યવિષયક લેખમાંથી છેઃ "જીવનના અનુભવોને કાવ્યમાં [કે સાહિત્યમાં] ઉતારવા માટે આ [=વ્યંજનાની] શક્તિ ઉપરનું પ્રભુત્વ કવિને આવશ્યક છે. આ પ્રભુત્વ આપનારી શક્તિને પ્રતિભા કહીએ તો તેમાં ખોટું નથી. કવિ પોતાની ગ્રહણશક્તિ દ્વારા ભાવોને અને તેને ઉત્પન્ન કરનાર કારણોને સમજે છે. આ સંબંધ ગ્રહણ કર્યા પછી તે પ્રતિભા દ્વારા કાવ્યરૂપે તેનું પ્રતિભાન કરે છે" (પુ. ૫; પૃ. ૨૪૪). અને ત્રીજું છે તે આ પત્રના જ ગયા [૧૯૮૧ના] આશ્વિનના અંકમાંના 'લિરિક'ના હપતામાંથી લીધું છેઃ "શબ્દ લય અને કલા ત્રણે વડે અર્થ અથવા કાવ્યવસ્તુની પાકક્રિયામાં અસાધારણ માપનું કૌશલ ને પ્રતિભા એ જ સાહિત્ય [= સાધનો], ક્રિયા પણ તે ને તે, તથાપિ પરિણામ એવું આવે કે તેમાં અમુક વ્યક્તિના હાથનો જ ચમત્કાર માનવો પડે, તે પ્રતિભા." (પૃ. ૧૪૦).

## રામભદ્રનો વિયોગ

હૃદય ન પડે ફાટી દુઃખે, દળાઇ પીડાય છે;
શરીર સઘળું બ્હેરૂં મોહે, ન શુદ્ધિ તથા તજે;
અમન મનની બાળે અંગો, ન ભસ્મ કરી મુકે:
મરણ હણતો દૈવે મારું ન જીવિત કાપી લે.

*　　*

મુંઝાયે છે હૃદય અતિશે દેવિ! આત્મા બળે છે;
સંસારે સૌ ઉજડ દીસતો, ચિત્ત મારું બળે છે;
ધ્રુજંતો આ ગહન તિમિરે ડુબતો જીવ જાય,
દુર્ભાગી હું કરું શું? સઘળે મોહ અંગે ભરાય.[૧૧]

## પતિત ફિરસ્તો

તેની આકૃતિ ને ચેષ્ટા, તેનું મિનારા સમાન મગરૂરપણે આગળ તરી આવતું વ્યક્તિત્વ, બધું જ બીજાઓથી જુદું પડી આવતું. તેના ચહેરાનો અસલ ઝળહળાટ છેક ઝાંખો થયો નહોતો. તે પડેલો પણ મહાફિરસ્તો હતો. ધુમ્મસથી આવરાયલું બાલરવિનું બિંબ કિરણહીણું બને છે ... ... તેટલી જ તેની કાન્તિ વિવર્ણ થઇ ગઇ હતી. એવો અલ્પતેજસ્વી છતો એ મહાફિરસ્તો સૌથી વધુ પ્રકાશતો ... ... તેના ફિક્કા મોં પર ચિંતાની રેખાઓ પડી હતી પણ બેહદ નિડરતા, ને કિન્નો લેવા ટમટમી રહેલું ગુમાન તેનાં ભવાં પર હતું. તેની આંખોમાં ખુન્નસ હતું, છતાં એક વખતના દીપ્તિમાન અને આજે નિન્દાતા, પોતાની નાફરમાનીને લીધે દુઃખે રીબાતા એવા પાપભાગી અનુયાયીઓ પર તે ઠરતી ત્યારે તેમાં તેમને ખાતર પશ્ચાત્તાપ દેખાતો. અને તેઓ બધા, દાવાનળ સળગી રહ્યા પછી વેરાનમાં ઉભેલાં મહાવૃક્ષોનાં બળેલાં ઠુંઠાં જેવા લાગતા ... ... ...[૧૨]

૧૧. મણિલાલકૃત 'ઉત્તરરામચરિત'; અંક ૩, શ્લોક ૨૭ ને ૩૪.
૧૨. 'પૅરેડાઇસ લૉસ્ટ'; ગ્રંથ ૧; પંક્તિ ૫૮૯–૬૧૫.

## મીનળની યાચના

"મીનળદેવી ! મીનળદેવી !" ખોખરે ઘાંટે મુંજાલ બોલ્યો; "બસ કરો, દરેક મનુષ્યના ધૈર્યનો પણ અંત હોય છે. મારાથી વધારે ખમાતું નથી."

"શું કામ ખમે છે ? હું તે જ માગું છું. એક પળ, તે રાતે, મુંજાલ ! જેવો હતો તેવો થઇ રહે. હું સુખેથી કાલે મરીશ. મુંજાલ ! ઓ મુંજાલ !" કહી રાણી પાસે આવી અને મુંજાલના હાથ પકડવા ગઇ. તે એકદમ પાછો હઠી ગયો. રાણીની ફાટેલી આંખોએ અને જ્વલંત મુખ પર જે અગ્નિ દેખાતો હતો, તેણે તેને પણ બાળવા માંડ્યો. તેનાં સ્વસ્થ ગાત્રો ધ્રૂજી ઊઠયાં; તેની આંખ આગળ પહેલાંની મીનળ આવીને ઉભી રહી. તેણે હોઠ દાબી શાન્તિ મેળવવા પ્રયત્ન કર્યો, પણ કૈં પત્તો નહિ ખાધો.

"રાણી ! શું કરો છો ?"

"મુંજાલ ! તુ મારો કેમ મટી ગયો ?"

"તમે મને તે દિવસે દૂર કર્યો, ફરીથી પરમ દિવસે દૂર કર્યો." પોતાના હૃદય જોડે સખ્ત દ્વંદ્વયુદ્ધ કરતાં મુંજાલે કહ્યું.

"પણ તું કેમ પલટાયો ? મુંજાલ ! હું અધમ છું, તું નથી." ઘણા જોરથી હાંફતાં મીનલે કહ્યું.

"હું નથી પલટાયો." માથું હલાવી, મનમાં ઊઠતા ભડકા શમાવવા યત્ન કરતાં મુંજાલે કહ્યું.

"ખરેખર !" મીનળની આંખોમાંથી ભયંકર વિદ્યુત ઝરી.

મુંજાલે માથું નીચું નાંખ્યું; તેણે નિષ્ફળ પ્રયત્ન કરવા છોડી

દીધા; "દેવી !—" તેણે નિરાધાર થઇ બૂમ પાડી. તેના અવાજમાં પુષ્પધન્વાના ધનુષ્યનો ટંકાર હતો,

મીનળ મુંગે મોઢે, બાવરી બનીને ઉભી રહી. જાણે ગાંડો થઇ ગયો હોય તેમ મુંજાલ આગળ ધસ્યો, મીનળને પોતાના હાથમાં લીધી, કચડી નાંખી; બીજી પળે બળથી તેને દૂર ધકેલી, ભોંય પર પટકી, અને નાઠો.[૧૩]

## કાળો કામો

જોગીદાસ ખુમાણ ખોઇસોતા બાઇ તરફ વળ્યા, ને કહ્યું "કાઢ્ય, સટ સટ કાઢ્ય !"

"લ્યો બાપુ, કાઢી દઉં, એકેએક કાઢી દઉં."

ઘરેણાં ટપોટપ જોગીદાસ ખુમાણની ખોઇમાં પડવા મંડ્યાં. પોતાના ધણી સામું જોતી, મારી [તેની છાતી પર અદ્ધર તોળેલી] બરછી સામે જોતી, ઘરેણાં કાઢતીકાઢતી કણબણ મને કહેતી જાય "બાપુ, હજી કહો તો બીજાં મારે ઘરેથી લાવી આપું. મારાં માવતરને ઘરે સારું છે. મને પટારો ભરીને કરીઆવર કર્યો છે. તમે કહો તો ઇ બધું ય લાવી આપું. પણ અમારી જોડ ખંડશો માં. બાપુ, ચાર જ દિ' થયા—"

ખોડાભાઇ ! મારા હાથમાંથી બરછી છૂટી ગઇ. કેમ કરતાં છૂટી ગઇ ? ઇશ્વરને ખબર ! બરછી છૂટી ગઇ, કણબીની છાતી સોંસરી ગઇ, કણબી પડ્યો, કણબણે ચીસ પાડી. પડખે કોદાળી પડી હતી તે એણે બે હાથે ઉપાડી. ધડુસ ! ધડુસ ! પોતાના કપાળમાં એ કોદાળીના ઘા

૧૩. 'પાટણની પ્રભુતા'માંના પ્રકરણ 'હૃદય અને હૃદયનાથ'નો અંતભાગ.

કરવા લાગી. એના મોઢા ઉપર લોહીના રેગાડા ચાલ્યા. માથાની લટો લોહીમાં ભીંજાણી. આંખો લોહીમાં ખુડી ગઇ. ધડુસ! ધડુસ! ધડુસ!

ખોડાભાઇ! હું જોઇ રહ્યો. મારૂં માથું ભમવા મંડ્યું. મારા હાથ મેં આંખો ઉપર દાબી દીધા. જોગીદાસ ખુમાણ મારી તરફ ફર્યા. બોલ્યા,

"રાઠોડ! કુમતિયા! કાળમુખા! કાળો કામો!"

હું બોલ્યો, "ભાઇ! બહુ કાળો કામો! હાય હાય! ભારે કાળો કામો!"

ઘરેણાંની ખોઇ ભરી હતી. જોગીદાસે એને ધરતી ઉપર ઠલવી નાંખી. અમે બે ય ભાગ્યા. પાછળ ધડુસ! ધડુસ! ધડુસ! અવાજ થતા આવતા હતા. ઘોડીના ડાબલામાંથી જાણે ધડુસ! ધડુસ! ધડુસ! અવાજ ઊઠતા હતા. આજ ઘોડી ઉપર ચઢું છું, અને જ્યાં ડાબા બોલે છે, ત્યાં કોદાળીના ધડુસકારા કાને પડે છે. ધડુસ! ધડુસ! ધડુસ!

ખોડાભાઇ! મેં બહુ ભૂંડો કામો કર્યો. ૧૪

* * *

આ નમૂનાઓ વાંચનારના હૃદયમાં શૃંગાર, કરુણ, અદ્‌ભુત કે ભયાનકઃ એમાંનો એક કે વધુ રસ પ્રગટે છે. તે રતિથી ઉલ્લાસ પામે છે; શોકના ભારથી અભિભૂત થાય છે; ભયથી કંપે છે; વિસ્મયમુગ્ધ બને છે; અથવા એ ભાવોમાંના બેત્રણને લગભગ સાથેલાગા, ક્ષણક્ષણને અંતરે, અનુભવે છે. તેવા અનુભવો થવાનું કારણ એ કે, પ્રીતમના આગમનની કે પતિત ફિરસ્તાની ભવ્ય દુર્દશાની હકીકતો શુષ્ક શબ્દોમાં ગણાવી જવામાં નથી આવી, પણ પ્રત્યેકનો વિચાર કરતાં જે અપાર્થિવ ભાવનાઓ દિલમાં જાગે તેનું સૌન્દર્યશીલ આલેખન કરવામાં આવ્યું

૧૪. 'સૌરાષ્ટ્રની રસધાર'ના ત્રીજા ભાગમાંની વાર્તા 'રાઠોડ ધાધલ'માંથી પૃ. ૯૩–૯૪.

છે. તેવી જ રીતે, રામભદ્રની વિરહદશા, મીનળદેવીની અંતરવેદના અને રાઠોડ ધાધલનું વિલક્ષણ પાપ તથા તેમને થએલ પારાવાર પશ્ચાત્તાપઃ એ સર્વ પરત્વે તેમતેમના કર્તાએ કેવળ બુદ્ધિલક્ષી મનન નથી કર્યાં, તેમ, તેતે મનોદશાઓનાં, માનસશાસ્ત્રને આધારે, ઝીણવટભર્યાં નિરૂપણો નથી આદર્યાં, પરંતુ હરેક પાત્રના આત્મામાં ઉદ્‌ભવેલાં પરમ ગહન સંવેદનો પારખીને, ઓળખી લઇને, કલ્પનાપ્રભાવ વડે એમની જોડે સાંગોપાંગ તદ્રૂપતા સાધીને, એવી પારખ એવી ઓળખ ને એવી સાધનાનાં જે અપરિહાર્ય સુપક્વ ફળ ઊતરવાં જોઇએ તે ઉતારીને, આપણને નજર કર્યાં છે.

આ કારણોથી તે દરેક કૃતિ કથનની કે શાસ્ત્રની નહિ પણ સાહિત્યની કૃતિ બની છે.

૫

અને હવે, આટલી સિદ્ધાંતચર્ચા તથા પ્રત્યક્ષ દૃષ્ટાંતો પછી, આ વિશેષાંકમાંની[૧૫] આઠે રચનાઓ સાહિત્યની જ છે, વાઙ્‌મયના બીજા કોઇ પ્રકારની નથી, તેની સમજણ વાંચનારને લંબાણથી આપવાની શી જરૂર? તે આપમેળે જ સમજશે કે 'પ્રકૃતિચિત્ર'માં કુદરતની નિર્જીવ છબી કે મરણ વિશેનાં ચલણી ચિંતનો નહિ, પણ કલ્પનામય રસભર ભાવાલેખન છે તેથી; 'પરશુરામ' 'નહુષ અને શચી' તેમ જ 'અવગુણ પર ગુણ'માં દુનિયાની દુષ્ટતા વિરુદ્ધ કાચાકોરા પુકારો નથી, તેમ નથી તેમાં સદાચારના ઉત્કંઠ ઉમેદવાર સારૂ શિખામણની ધાતો, પણ હરેકમાં જુદીજુદી રીતે કરાયલું શુભાશુભ ભાવનાઓનું અપૂર્વ રસાત્મક સંહત ચિત્રણ છે તેથી; 'હૃદયત્રિપુટી' અને 'સુવર્ણકેશી' એ નવલિકાઓમાં,

૧૫. અધિક ચૈત્ર, ૧૯૮૨નો 'કૌમુદી'અંક.

સંસ્કારચિત્રમાં અને કલ્પિત બાલવાર્તાની શૈલીમાં લખાએલ 'ઝાકળનો પ્યાલો'માં પ્રેમનાં નીરસ પૃથક્કરણ યા તો સ્વભાવલક્ષણોનું સાંકળિયું નથી, પણ હૃદયની ઊંડામાં ઊંડી લાગણીઓનો કે ચારિત્ર, રીતભાત અને ટેવોનો સુરેખ ચિતાર માનવ દૃષ્ટિબિંદુથી અપાયો છે તેથી–એ સર્વે પાંડિત્યના કે બોધનના વાઙ્મયની નહિ પણ લલિત વાઙ્મયની કૃતિઓ છે; સર્જકતાનું તત્ત્વ સમગ્રપણે ધારતી એવી, સાહિત્યની સુંદર કૃતિઓ છે.[૧૬]

૧૯૨૬

૧૬. વાઙ્મયના બાકીના બે પ્રકારોનું સદૃષ્ટાંત વિવેચન લખેલું પડયું છે, પણ આ અંકમાં તે સમાયું નથી, અને આ વખતે જ તેને છાપવું એ બહુ જરૂરી પણ નથી, એટલે ભવિષ્યના અંકોમાં અનુકૂળતાએ તે પ્રગટ કરવામાં આવશે; અને આખો વિષય પણ ત્યારે જ પરિપૂર્ણ થયો ગણાશે. (૧૯૨૬).
–એ વિવેચન હવે છપાઇ ચૂક્યું છે, આ ગ્રંથના પહેલા જ નિબંધ 'વાઙ્મય–વિચાર'ના ભાગ તરીકે (૧૯૩૪).

# કલાવિવેચનની એક ગૂંચ

## ૧

ગયાં બે ચરણ દરમિયાન કલાવિવેચનના એક સ્વરૂપે વિવેચકો અને વાચકોનું ધ્યાન સારા પ્રમાણમાં રોકયું છે. એ સ્વરૂપ તે, કલાને નીતિભાવના સાથે સંબંધ હોવો જોઇએ કે નહિ, તેની ચર્ચાઓ છે. કાં તો માત્ર તેજઃપ્રધાન, કાં તો ઉકળાટભરી; નહિ તો ધીર અને વિદ્વત્તાયુક્ત, એવી એ ચર્ચાઓ હતી. એ સર્વનું સારસત્ત્વ દોહવાની અહીં જરૂર નહિ પડે. કેમ કે વિવાદકોમાં ખરૂં કોણ અને ખોટું કોણ તેની પરીક્ષા કરવા માટે આજની પ્રવૃત્તિ નથી, પરંતુ, કલાના પ્રસ્તુત સ્વરૂપની ચર્ચા હમણાં સવિશેષ જોર અને ગંભીરાઇથી ચાલે છે એ પ્રસંગને નિમિત્ત ગણીને, આ વિષયમાં વારંવાર પડી જતી ગૂંચ ઉકેલવાનો પ્રયાસ કોઇ રીતે પણ શકય છે કે કેમ, તેનો ફક્ત વિચાર કરવા ધારણા છે. અને જેમ દોરાની ગૂંચ ઉકેલવા માટે આપણે તેને વધારે ચોળતા કે તાણતા નથી પણ ઝીણી નજર અને નખાળી આંગળીઓને ઉપયોગમાં લઇને, કિસ્મત યારી આપે તો સફળ થઇએ છીએ, તેમ આ બાબતમાં પણ, થએલી ચર્ચાને વ્યક્તિવાર વધુ ચોળવાને બદલે સૂક્ષ્મતાની અને શાંત વિચારરૂપ અણીની સહાયતાથી તેનું નવેસર નિરૂપણ કરવાથી આપણો હેતુ થોડોઘણો પણ સરવાનો સંભવ

તેનું સાચામાં સાચું જીવિત ઠરે છે. તેનું જીવનદર્શન પણ એ શક્તિને પ્રતાપે જ ઘડાય છે. વિશ્વનાં મહાતત્ત્વો, પ્રવર્તમાન સમાજદશા, ગૃહ અને શાળામાં મળતી કેળવણી, સાંસારિક સંબંધોના લાભાલાભ–સર્વમાંથી એટલું જ કલાકારને ખપે છે જેટલું તેની કલાશક્તિ તેને પીરસી શકેઃ એ સિવાયના કશાનો પણ લોભ રાખવાની સુદ્ધાં તેનામાં તાકાત નથી, તો પછી મેળવવાની તો ક્યાંથી જ હોય? કલાશક્તિ આમ કલાકારને, બહુધા તેને પોતાને અગમ્ય રહેતી રીતો વડે, અહર્નિશ ઘડતી હોય છે. એ શક્તિની રીતો તેને અગમ્ય હોય છે, પણ શક્તિના તેને થતા અનુભવોનું તેવું નથી. રીતોને, કલાશક્તિની ક્રિયાપ્રક્રિયાને, તે સુરેખપણે જોવા સમજવા અસમર્થ છે, પણ એ શક્તિના પ્રભાવે કરીને રસનાં જે તીવ્ર સંવેદનોનો પોતે ભોક્તા થાય છે, તેને અનુભવવાં એ તો કલાકારને મન સંપૂર્ણ મોક્ષની દશા છે. ખરૂં પૂછો તો, તેના ચિત્તમાં નિવાસ કરતી કલાશક્તિ વડે કરીને લાધતી આવી દશા એ જ તેની કલા છે, બીજી નહિ. એ દશાને તે, પાષાણ રંગરેખા કે શબ્દ દ્વારા સાકાર કરવા માંડે છે ત્યારે, સર્જનની ક્ષણે, તેના અંતરમાંના રસપ્રવાહની ભરતી તો કૈંક ઊતરી પણ હોય છે. (સરખાવોઃ શેલીકૃત 'ડીફેન્સ ઓફ પોએટ્રી'ની છેલ્લેથી દસમી કંડિકા.) આ કારણથી જ કોઇ પણ કલ્પક પોતાના સૂક્ષ્મતમ દર્શનને કદી પણ સંપૂર્ણ આવિર્ભાવ તો પમાડી શક્યો જ નથી. અને પાષાણાદિ સ્થૂલ સાધનો જેમ એક પક્ષે તેના ભીતરને સતાવતા ઉછાળાઓમાંથી તેને છૂટકારો બક્ષે છે, તેમ બીજે પક્ષે, એ સાધનો તેની કલાશક્તિને પૂરે અંશે ઝીલવા નાકૌવત હોય છે. આ છેલ્લી હકીકત પુરવાર કરે છે કે કલાની સ્થૂલ કૃતિ અસલ કલાશક્તિનો કેટલોક પરિચય કરાવવામાં ઉપયોગી છે, પણ એ કૃતિ જાતે કલા નથી.

૨

ત્યારે, કલાકૃતિ એ કલા નથી. સર્જનસમયની કલાકારની મનોદશા—જે આલંબનાદિ વિભાવોથી ઉત્તેજિત થાય છે તે દશા—પણ, કલાસંવેદનનું એ તીવ્ર સ્વરૂપ હોવા છતાં, એટલી ને એકલી જ, કલા નથી. પણ કલાકારના હૃદયમાં જે શક્તિ અમર સરિતાને રૂપે વહે છે—કોઇ વાર ભરચોમાસાની સાગર સમાન ઘૂઘવતી, તો કોઇ વાર શરદનાં નિર્મળાં નીરે મંદ વહેતી; કોઇક વાર શિશિરની શીતલતા ધારીને પણ મંદ સર્પા કરતી, તો કોઇ વાર ગ્રીષ્મની નિશ્ચલવત્ કૃશાંગી સરિતા: પણ નિરંતર વહેતી, નિરંતર રસજળે કરીને આર્દ્ર રહેતી સરિતા—તે કલા છે. અને સરિતા જેમ ઋતુઋતુના સંસ્કાર પામે છે, એ સંસ્કારોથી મુક્ત રહેવાનું તેનાથી બનતું નથી, તેમ કલાશક્તિનું પણ સમજવું. કલાશક્તિમાં અમુક તત્ત્વો પહેલેથી જ કુદરતબળે પ્રાણરૂપ બની વણાયલાં હોય છે એ ખરૂં, પણ એ તત્ત્વો પોષાય છે અને ખીલે છે એ તો તેની પર જગતભરમાંથી પડતા સારાનરસા સંસ્કારોથી; અથવા, એમ કહીએ કે બાહ્ય સંસ્કારો જેમ આન્તરતત્ત્વોને ઘાટ આપે છે તેમ તત્ત્વો પણ, પોતાના સ્વભાવાનુસાર, સંસ્કારોમાંથી એટલું જ ચૂસે છે જેટલું પોતાને પ્રિય હોય, અનુકૂળ હોય, પ્રાણપ્રદ બનતું હોય. કલાના બંધારણમાં આમ આ બેઉ વાનાં ગાઢ, પ્રબળ અસર કરનારાં હોય છે અને એ બેમાં નીતિભાવના જેવીજેટલી હોય, તેવી તેટલી નીતિમાન કે અનીતિમાન કલા નીવડે છે.

પણ—નીતિ એટલે શું ?

નીતિની વ્યાખ્યા બાંધવાનું આ સ્થાન નથી. આપણા કામ માટે કોઇ ચોકઠાબંધ કે લોકપ્રિય વ્યાખ્યાની જરૂર પડે તેમ પણ નથી. એટલું સમજી લઇશું તો બસ છે કે, કલાની માફક નીતિ પણ સ્થૂળ

કૃતિનો નહિ એટલો સૂક્ષ્મ અનુભવનો વિષય છે. કાન્ટે જ્યારે કહ્યું કે વિશ્વમાં બે વસ્તુ મને સૌથી ઉન્નત જણાઇ છે–માનવહૃદયમાં અધિરાજ્ય ભોગવતો નીતિસિદ્ધાંત અને રાત્રિની 'નક્ષત્રતારાગ્રહસંકુલા' એવી વ્યોમસૃષ્ટિ–ત્યારે, નીતિ કેવળ અનુભવગમ્ય છે એ વાતનો નિર્ણય સુસ્પષ્ટતાથી અપાઇ ગયો. આ અનુભવવાદને મનુષ્યના અનીતિમય બાહ્ય આચરણથી બાધ નથી આવતો. જૂઠું બોલનાર કે ચોરી કરનાર માણસ એ પ્રવૃત્તિઓ ક્ષણિક નબળાઇને વશ થઇને જરા અચકાતાં કરતો હોય, કે એ ધંધામાં સારી રીતે પળોટાઇ જવાથી નિઃસંકોચ તેમાં મંડ્યો રહેતો હોય–ગમે તે સંજોગમાં–તેને તેનું અંતઃકરણ ડંખવાનું તો ખરું જ. ડંખ પહેલા દાખલામાં વરતાશે; બીજામાં નહિ વરતાય કે અતિઝાંખો વરતાશે. વરતાય ત્યારે જાણવું કે નીતિસિદ્ધાંત હજી ભાનમાં છે; ન વરતાય ત્યારે, બેભાન બન્યો છે. નીતિની ભાવનાને આ રીતે નિરપેક્ષ દૃષ્ટિએ વિચારીએ, ત્યારે તેનું અસ્તિત્વ આપણે સ્વીકાર્યા વિના ચાલતું નથી. એવો સ્વીકાર એક વાર વિચારપૂર્વક કરીએ ત્યારે, નીતિ તો કેવળ સમાજની બીકે પળાય છે, નીતિશાસ્ત્રીઓ સમાજ છિન્નભિન્ન ન થાય માટે વ્યવહારડાહપણની નજરે જ નીતિમાન થવાનું ફરમાવે છે,–વગેરે વાદો આપોઆપ ઓગળી જાય છે. આપણને ગમે કે નહિ, આપણાથી પૂરતા પ્રમાણમાં આચરાય કે નહિ, આપણે ભલે તેને ઉવેખવા ચાહીએ, છતાં નીતિભાવના આપણને એવી સુદૃઢ વરેલી છે કે છૂટાછેડાની વાત જ નકામી છે.

હવે પ્રશ્નની એક બીજી બાજુ વિચારીએ.

નીતિની ભાવનાનું અસ્તિત્વ તો છે, પણ તેના પ્રયોગનું શું? એ ભાવનાને વશ થઇને મનુષ્યો વહેવારમાં નીતિમાન થાય છે એ જેમ હકીકત છે, તેમ, તેની નાફરમાની સેવીને અનીતિમાન થાય છે, એ પણ હકીકત છે. શાથી આમ બને છે એવો સવાલ પૂછીશું તો, પાપ

અને અનિષ્ટનું મૂળ શું છે? એ વધારે ગંભીર સવાલ તરફ આપણે ખેંચાઇશું; અથવા, મનુષ્યસ્વભાવનું બંધારણ જ એવું છે, વિધિનો રચેલ અકળ સૃષ્ટિક્રમ જ આ સ્થિતિને આણે છે, એવો કોઇક જવાબ મળશે. પણ એ અવાંતર બાબતોમાં ઊતર્યા વિના અહીં જે કૈં પ્રસ્તુતતાથી કહી શકાય તે આટલું : નીતિનું અનુસરણ તેમ જ અનનુસરણ બંનેનું પણ અસ્તિત્વ જગતમાં છે જ. પોતાની વૃત્તિઓ, સ્પૃહાઓ અને લક્ષ્યોના અમુક સમૂહને માણસ અનુસરે ત્યારે એ નીતિવાળો થાય છે અને તે જ વસ્તુઓના એક બીજા, જુદા સમૂહને તે અનુસરે ત્યારે અનીતિવાળો થાય છે. અનુસરણોના આ બંને પ્રકાર કલાશક્તિનાં ઉપર કહ્યાં તે તત્ત્વો તથા સંસ્કારો પર પોતાનો પ્રભાવ પાડે છે. કલાનાં અંતર્ગત તત્ત્વો કોઇ વાર કલાસર્જક વ્યક્તિના સ્વભાવગત અનીતિપ્રેમથી રંગાય છે, તો કોઇ વાર સમાજજીવનનાં અનીતિમાન દૃશ્યો કે શ્રવણો કે વાચનો તેની કલાશક્તિ પાસે એવાએવા સંસ્કારો ઝીલાવે છે જેને લીધે કલાકારનું માનસ સ્વયંમેવ અનીતિપ્રેમી બને. એથી ઉલટું, કલાકારનો સહજ નીતિપ્રેમ તેની કલાશક્તિને નીતિરત રાખે છે અને નીતિમાન સમાજ જોડેનો સંપર્ક તેના સંસ્કારોને નીતિલક્ષી બનાવે છે.

૩

આગળ વધ્યા પહેલાં, ગયા બે ખંડકોના વિવેચનનો સંક્ષેપ નજર સામે આણીએ એટલે વધવામાં સુગમતા થશે:

**(૧) કલા એ પ્રથમતઃ કલ્પનામાં સૂક્ષ્મ દેહે જીવનારી એક શક્તિ છે. એ દેહ કુદરતે બક્ષેલાં અમુક તત્ત્વો, અને સંસારમાંથી એ તત્ત્વો પર પડતાં સંસ્કારો, એ બે મળીને બંધાય છે.**

(૨) નીતિભાવના પોતે તો સ્વયંભૂ અને સ્વતંત્ર છે. સમાજની ખુશીખફગી પર તે નભતી નથી. પણ એ ભાવના વહેવારમાં ઉતારવાનો પ્રયોગ કરવામાં માણસ સફળ કે નિષ્ફળ જાય છે: એવો સફળ માણસ કલાવાન બને ત્યારે, તેની કલાનાં તત્ત્વો અને સંસ્કારો નીતિમાન હોવાથી, એ કલામાં પણ નીતિ આપોઆપ પ્રવેશે છે: એથી ઉલટા સંજોગોમાં, અનીતિ પ્રવેશે છે.

કલાની જે ભાવના આ લેખમાં સ્વીકારાઈ છે, તે પ્રમાણે, કલાનું ધ્યેય શું ? એ પ્રશ્ન આપણા મનનનું ત્રીજું બિંદુ બનશે.

'યશસે અર્થકૃતે ... ... કાન્તા સંમિતતયોપદેશયુજે' એ શ્લોકમાં જે ધ્યેય વર્ણવાયું છે, તે તો કલાનો સ્થૂલરૂપે આવિષ્કાર થયા પછી જ તેને વાજબીપણે લાગુ પાડી શકાય તેવું છે. પણ ત્યાર પહેલાંનું શું ? કલાવાન રસનું જે અનાવિષ્કૃત સંવેદન માણે છે, તે કયા ધ્યેયની સિદ્ધિ કાજે હોય છે ? આનો જવાબ, "કલાશક્તિના પરિપૂર્ણ ઉલ્લાસથી અનુભવાતી નિરવધિ સંતૃપ્તિ કાજે" એટલો જ આપી શકાય. (વધારે પરિચિત ભાષા વાપરીએ તો, સૌંદર્યનો ઘણો ઉત્કટ અનુભવ થવાથી જે આનંદ આવે છે, તે આનંદ મેળવવો એ —કલાકારના પોતાના દૃષ્ટિબિંદુથી—કલાનું ધ્યેય છે. પરંતુ સૌંદર્ય અને આનંદ જેવા શબ્દો કલાવિવેચનમાં ઘણી વાર નિરર્થક ગૂંચવાડો અને ધુમ્મસ ઉત્પન્ન કરે છે, તેથી અહીં તેને વાપર્યા નથી.) એ સંતૃપ્તિની પળે કલાશક્તિની જોડેનું કલાવાનનું તાદાત્મ્ય એટલું તો નિરતિશય હોય છે કે, તે લોકમાન્ય નીતિશાળી કલાવાન હોય યા તો લોકપ્રિય અનીતિશાળી કલાવાન હોય, પણ, પોતાના કલાનુભવમાં નીતિ છે કે નથી તેનું કશું ભાન તેને રહે એ વાત જ, તેના માનસની રચના અને વ્યાપાર બરાબર વિચારતાં, અશક્ય લાગે છે. આમ હોવા છતાં, પોતાનો અનુભવ નીતિભાવનાનો તાબેદાર છે કે નહિ એ વાતનાં

ચિંતન કે ચિંતા માટે તે નાલાયક બની ગયો હોવા છતાં, એ પળે જે કલાનુભવ તેને સંતૃપ્તિ અર્પતો હોય છે, જેમાં તે મસ્ત બનીને રાચતો હોય છે, તે તો તેની કલાશક્તિમાં રહેલાં નીતિભર્યાં કે અનીતિભર્યાં તત્ત્વો અને સંસ્કારોથી રંગાયલો હોય છે જ. તાત્પર્ય એટલું કે પરિપક્વ માનસવાળો કલાકાર પોતાની પ્રકૃતિના બળે કરીને એટલો કલાલુબ્ધ થાય છે, કલામાં એટલો તદાકાર થાય છે, કે પોતે નીતિની સનાતન ભાવનાને અનુસરીને ધન્યતાને વરતો હોય તેનાથી તે અજાણ રહે છે, તેમ જ, એ ભાવનાથી ચ્યુત બનીને પાપી ઠરતો હોય તેનાથી પણ અજાણ રહે છે. એક જ વાક્યમાં કહીએ તોઃ કલા વસ્તુતઃ નીતિની અવિરોધી હોય કે વિરોધી હોય તો પણ, કલાવાનને પોતાને લાગેવળગે છે ત્યાં લગી તો, અવિરોધી હોવાથી તે ઉચ્ચતર કલા બનતી નથી (કેમ કે આવી કલામાં રહેલી નીતિ નહિ પણ તેનું કલાપણું તેને ઉચ્ચ બનાવે છે), અને વિરોધી હોવાથી તે નીચ કલા બનતી નથી (કેમ કે એ કલામાં રહેલી અનીતિ તેના સ્વયં-સ્થિત કલાપણાને હરી શકતી નથી.) કલાનો કટ્ટો વેરી દુનિયામાં એક જ હોઇ શકેઃ અ-કલાપણું.

છેલ્લી કંડિકા પછી વાચકને લાગ્યું કદાચ હશે કે આપણે 'કલા ખાતર કલા'ના દુષ્પ્રખ્યાત વાદની લગોલગ આવી પહોંચ્યા છીએ. પણ તેમ નથી તેનાં કારણોઃ પહેલું તો એ કે એ વાદ કલાના વિષયમાં નીતિની વાત ઉચ્ચારવા જ દેતો નથી, નીતિભાવનાનું અસ્તિત્વ જ જાણે કલાચર્ચાપૂરતું નકારે છે, ત્યારે આપણે તો કલાવાનની નીતિ તેની કલા પર અસર કર્યા વિના રહેતી નથી, એવું સ્પષ્ટપણે કબૂલ કર્યું છે. આપણી સંસ્થિતિ ખરી રીતે એ છે કે વિશ્વરચનાને ધ્યાનમાં લેતાં વિશ્વની સર્વ વસ્તુઓમાં નીતિઅનીતિ બેઉનો સંભવ છે, તેમ કલા-વિષયમાં પણ એ સંભવને નરી સિદ્ધાંતદષ્ટિએ તો જરૂર સ્વીકારવો; વધુમાં,

કલાવાનના ચારિત્રાનુસાર એક સંજોગમાં નીતિ કલામાં અનિવાર્ય છે, તો બીજા સંજોગમાં અનીતિ અનિવાર્ય છે. આપણે કલાચર્ચામાંથી નીતિને ઉથાપવી નથી, પણ અનીતિનો અંધ વિરોધ કરવાને બદલે, અનીતિ પણ કલાનું કલાપણું ટાળ્યા વિના વિશ્વમાં પ્રવર્તતી એક બળવાન વસ્તુ હોવાને-લીધે, તેને નિઃસંકોચ ઘટતો ન્યાય આપવો છે. બીજું એ કે કલા–ખાતર–કલાવાદીઓ કલાના સ્થૂલ પ્રકારને જ મહત્ત્વ આપીને પૂજતા જણાયા છે; એ સ્થૂલને જ પોતાનું ધ્યેય કલ્પી બેઠા છે, ત્યારે આપણે તો હજી સ્થૂલ કૃતિરૂપે અવતાર લેનારી કલાની તો વાત જ કરી નથી. કલા કલાકારને પોતાને જે સૂક્ષ્મ સંતૃપ્તિ અર્પે છે એને જ આપણે તેનું ખરૂં ધ્યેય માન્યું છે. એવી તૃપ્તિમાં પ્રકૃતિસિદ્ધ નિર્મળ નીતિભાવના ઘણીખરી વાર હોય છે તેની ના નહિ. રસસમાધિ યોગસમાધિને મળતી કહેવાઈ છે તે આ જ કારણથી. પણ અમારૂં કહેવું એટલું જ છે કે આપણે પ્રગલ્ભ બ્રહ્મયોગીને જેમ નીતિઅનીતિના ભેદો પીગાળી નાંખીને, તેની પાર જઇને, નિર્મલતમ દર્શન–બ્રહ્મદર્શન–કર્યાની સંતૃપ્તિનો અધિકારી થવાની છૂટ આપીએ છીએ, તેમ રસયોગીને પણ જિંદગીમાં કોઇકોઇ વાર તો પ્રગલ્ભતા કેળવવાની છૂટ રહે તેવી સ્થિતિ, કેવળ સ્થૂળ દૃષ્ટિવાળાને કલામાં નજરે ચઢતી કલેતર ચીજોથી ડર્યા વિના તેને પીગાળીને તેની પાર જઇને વિશુદ્ધ રસદર્શન કર્યાની સંતૃપ્તિ ભોગવવાની તેની અધિકારિતા, સ્વીકારવી : તે પોતે પોતાના દૈવી અધિકાર અને વિભૂતિઓને પ્રતાપે જ્યારે નિર્ભય અને સત્યલોભી અને આત્મબલિષ્ઠ છે, ત્યારે આપણે પણ–તેની અમુલખ કલાશક્તિનો પ્રસાદ પામવાના મહેચ્છુ એવાં આપણે પણ–થોડાઘણા તો નિર્ભય, થોડાઘણા તો સત્યલોભી, થોડાઘણા તો આત્મબલિષ્ઠ થવું ઘટે.

૪

આ ખંડકમાં અસૂક્ષ્મ ભૂમિકા પર ઊતરીને થોડો વિચાર અને થોડી ચોખવટો કરવાની છે.

કલા એ પ્રથમતઃ કલ્પકમાં રહેલું 'કૈંક' છે એ વાત તો ખરી, પણ એ વાત બીજી એક વાત વિના અધૂરી રહે છે. એ બીજી વાત તે આઃ કલ્પકમાંની કલાને, ભલે અપૂર્ણતાથી પણ, સ્થૂળ આવિર્ભાવ પામ્યા વિના ચાલતું નથી, જેમ શુદ્ધાદ્વૈતને પણ 'એકોઽહં બહુસ્યામ્' ઉચ્ચારતાંઉચ્ચારતાં અશુદ્ધ, દ્વૈતમય એવાં સ્થૂલ બ્રહ્માંડોને રૂપે આવિષ્કાર પામવાની તૃષ્ણા રહે જ છે, જેમ અછેદ્ય અદાહ્ય અક્લેદ્ય અશોષ્ય એવા આત્માને પણ કેવળ એ આત્મસ્વરૂપના નિજાનંદે જ મસ્ત રહેવું ગમતું નથી, પણ છેદ્ય અને ક્લેદ્ય, દાહ્ય અને શોષ્ય એવા શરીરનો આશરો આત્મસિદ્ધિ માટે લેવાની એષણા રહે જ છે, તેમ કલ્પકસ્થ સૂક્ષ્મ કલાશક્તિને પણ કલાકૃતિરૂપે અવતર્યા વિના ચેન પડતું નથી. અને એવો અવતાર થાય, જે અમૂર્ત ભાવના હતી તે મૂર્ત વસ્તુ બને, ત્યારે કલા સાથેના નીતિના સંબંધ–અસંબંધને લગતી એક નવી મુશ્કેલી સામી આવે છે. હવે પ્રશ્ન કલાશાસ્ત્ર અને નીતિશાસ્ત્રનો જ નથી રહેતો, સમાજ રચવાના શાસ્ત્રનો અને થોડે અંશે પ્રચારશાસ્ત્રનો પણ બને છે. કેવી રીતે બને છે, એ ટૂંકામાં જોઇએ.

અશરીરિણી કલાશક્તિ રંગનું કે પથ્થરનું, શબ્દ કે સ્વરનું શરીર ધારણ કરે એટલે એ કલાકૃતિ કહેવાય છે. શક્તિ જો નીતિવર્ણી હોય, તો કૃતિ પણ તેવી જ ઘડાય છે; નહિ તો, અનીતિવર્ણી ઘડાય છે. આ પ્રત્યેક ઘાટનો સમાજની સાથેનો સમાગમ, ઘાટના સ્વભાવ પ્રમાણે, સમાજ પર એક કે બીજા પ્રકારની અસર કરે છે. પણ એ એમાંથી હરકોઇ પ્રકારની અસર થાય તેમાં, અસર થવાની ક્રિયા શરૂ થાય અને ચાલુ રહે ત્યારે, જેમ એક

તરફથી કલામાંની નીતિ કે અનીતિ સમાજને સારો કે માઠો બનાવે છે, તેમ, સમાજમાં ભરેલું નીતિબળ કે અનીતિબળ પણ, કલામાંથી પોતે શું ગ્રહણ કરવું, અને કેટલું ગ્રહણ કરવું, તે નક્કી કરે છે. એ ક્રિયાપ્રતિક્રિયામાં ત્રણ જાતના સંયોગનો સંભવ છેઃ (૧) સમાજનું નીતિદર્શન પ્રબળ છતાં ઘણું સંકુચિત હોવાથી તે માત્ર નીતિમાન કલાને વધાવે; અને અનીતિમાનનો ઘોર વિરોધ કરે. (૨) સમાજનું નીતિદર્શન ઘણું પ્રબળ હોય, એટલું બધું નિશ્ચલ અને આત્મવિશ્વાસુ હોય, કે તેને નીતિવાળી કલા તો ગમે જ, પણ પોતાની સામે અનીતિમાન કલા આવે ત્યારે પોતાની ભેદક આર્ષદૃષ્ટિ વડે એ સમાજ, કલામાંના નીતિવિરોધી તત્ત્વથી ડર ખાધા વિના, તેને પહેલાં તો છૂટું પાડે અને પછી તેને અવગણે, ગૌણ ગણે કે પીગાળી નાંખે, અને તેમાંના શુદ્ધ કલાતત્ત્વનો જ પુરસ્કાર કરે. (૩) સમાજનું નીતિદર્શન એટલું ઝાંખું અને મેલું હોય કે અનીતિવાળી કલામાંથી પણ તે કલા કરતાં અનીતિ જ વધારે સ્વીકારે. આ સ્થિતિમાં સમાજનું સર્વતોમુખી પતન એટલું મોટું હોય કે નીતિની પવિત્રતા અનુભવવા તો તે નાલાયક હોય જ, પણ, કલાની રસસમાધિમાં રાચવાની તેની શક્તિ પણ બહેર મારી ગઈ હોય. આવા સમાજમાં નીતિમાન કલા કાં તો દેખાડો કરવા સારુ પૂજાતી હોય અથવા તદ્દન ઉવેખાતી હોય. સમાજના આ ત્રણ પ્રકારોને અનુક્રમે ચોખલિયો, આત્મનિષ્ઠ અને પતિત એવાં વિશેષણોથી ઓળખવા ઠીક પડશે. ચોખલિયો સમાજ અનીતિમાન કલા વિશે કશું પણ સાંભળવાની જ, તેને કશામાં પણ લેખવવાની જ, ના પાડશે; નીરક્ષીરવિવેકી આત્મનિષ્ઠને એવી કલામાંનું નર્યુંનીતર્યું કલાપણું ખપશે, અનીતિ નહિ ખપે; અને પતિતને ખપશે તે એમાંની અનીતિ જ, બીજું કૈં નહિ. અલબત્ત, એટલું ખરું કે દુનિયાનો સમાજ જુદેજુદે વખતે બહુધા ત્રીજી કે પહેલી

અવસ્થામાં હોવાનો અથવા એ બેના મિશ્રણ જેવો હોવાનો, એટલે વચલી અવસ્થાને પોતાનું સ્વરૂપ પ્રકાશિત કરવાની તક બહુ થોડી રહે; અને એને સમજનાર ને મૂલવનાર કોઇક જ નીકળે. વળી, આત્મનિષ્ઠતા સમાજમાં હશે ત્યારે પણ, તે આખા સમાજમાં નહિ પણ તેના અમુક સુવિકસિત વર્ગમાં જ હશે. તે વર્ગ જેટલી સૂક્ષ્મતાથી, ચોખવટથી અને ઊંચી કર્તવ્યબુદ્ધિથી પ્રજાને કલાની નિર્મળ ભાવનાઓ સમજાવી શકે તેટલે અંશે જ કલાના પ્રશ્નો નીતિના પ્રશ્નો સાથે ગૂંચવાઇ જતા અટકે. તે સિવાય લોકદળ તો–અને તેને પ્રામાણિકપણે, અંધપણે યા સ્વાર્થદૃષ્ટિથી બહેકાવનારા ચોખલિયા કે પતિત વિવેચકો પણ–આ વિષયનું મર્મગ્રહણ કર્યા વિના, નીતિ એ સઘળા સંજોગોમાં શેઠાણી અને કલા હરહંમેશ તેની ચાકરાણી જ હોય એવી રીતે વાતો કરવાનું. પરિણામ ઘણે ભાગે એ આવવાનું કે નીતિમાન કલાના પણ કલાતત્ત્વને પ્રજા કદાચ વીસારી નાંખશે; નીતિ પર જ વધુપડતો –નીતિને પોતાને પ્રાણઘાતક નીવડે તેટલો–ભાર મૂકશે; અને કલાનો ઉપયોગ થશે તો તે પણ એવાએવા લુખ્ખા નીતિબોધ માટે કે જેથી નીતિ કલાની હણનાર તો ઠરે જ, પણ જગતના જીવનમાત્રની–ચેતનમાત્રની હણનાર પણ ઠરે.

૫

હજી એક–અને હાલને કાજ છેલ્લી–વાત તો વણસ્પર્શી રહી છેઃ નીતિ પરત્વે કલાકાર પોતે સમાજ જોડે કેવી સંસ્થિતિમાં છે, તેની વિચારણા.

કલા જ્યારે, આ લેખમાંના પ્રથમ સિદ્ધાંતાનુસાર, શક્તિદશામાં હોય, કૃતિદશારૂપે આવિર્ભાવ પામી ન હોય, ત્યારે તો તેમાંની અનીતિ તરફ પણ અણગમો આવવાપણું સમાજને હોતું નથી. કલામાંની નીતિઅનીતિ એ કલાકારના પોતાના આત્મા પર તો

અસર કરે જ, પણ સમાજને સમસ્ત સમાજ તરીકે, તેની સાથે એ વખતે સ્નાનસૂતક નથી. ( અહીં એટલું હળવે સાદે ઉમેરી લઈએ કે કલાકારના એ આંતરજીવન માંહેની નીતિ કે નીતિના અભાવ માટે સમાજ પોતે જ અમુક અંશે જવાબદાર હોય છે, કેમ કે જેવા સારા કે નરસા સંસ્કાર સમાજની મધ્યમાં રહીને કલાકારના ચિત્ત પર છપાયા હશે, તેવી સારી કે નરસી તેની કલાશક્તિ બનશે—જો કે એટલું ખરું કે એ સંસ્કારગ્રહણ શુભ બને કે અશુભ, તેનો બાકીનો આધાર કલાકારના ભાગ્યયોગ પર અને ગ્રહણમાં તેણે વાપરેલી વિવેકબુદ્ધિ અને મનોબળ પર પણ રહેશે. ) પણ કલા એક વાર આવિષ્કૃત થાય અને કલાવાનના ઘરની બહાર જાય, એટલે તુરત સમાજનાં સકળ ચક્રમહાચક્રો તેને આગળ ધપાવવા સારુ અથવા તો ચગદવા સારુ ગતિમાં મુકાય છે. કલા આ તબક્કે પહોંચે ત્યારે તેમાં પ્રચારનું તત્ત્વ દાખલ થાય છે. નીતિરંગી કલાકારને એ તત્ત્વનો લાભ મળશે અને અનીતિરંગીએ તેને લીધે શોષવું પડશે, એ તો દેખીતું છે. અલબત્ત, ચોખલિયા સમાજમાં જ આમ થશે. પતિત સમાજમાં સ્થિતિ એનાથી ઉલટાશે. અને આત્મનિષ્ઠમાં બેઉ પ્રકારની કલાનો સત્કાર થશે.

આ રીતે, જેવો સમાજ, તેવું એ સમાજમાં કલાનું પ્રચારકામ. એ દશામાં કલાકારે શું કરવું ? તેણે ચોખલિયા સમાજની ખુશામત કરવા ખાતર જ નીતિમાન કલા સરજવી ?—પોતાનું ખરું વલણ અનીતિ તરફ હોય તો પણ ? કે, પતિત સમાજમાં પોતાને વસવાનું આવ્યું હોય, તો એવા સમાજની પ્રીતિ સંપાદન કરવા ખાતર, પોતાના નીતિલક્ષી કલાદર્શનની વિરુદ્ધ જઈને, અનીતિમાન કલાનો આશરો લેવો ? ટૂંકામાં, તેણે બાહ્ય સંજોગોને વશ થવું કે આંતરપ્રેરણાના વાહક થવું ?—આ સંકુલ અને વિકટ પ્રશ્નો કૈંક ગહન, સવિસ્તર ચર્ચા માગી લે તેવા છે. પણ તેવી ચર્ચામાં ઊતર્યા વિના

પણ, આપણી ગૂંચ ઉકેલવાનો પ્રયાસપૂરતો નિર્ણય તો આ રીતે કરી શકાય. (૧) જો કલાકૃતિમાં અનીતિનું તત્ત્વ એ રીતે અણાયું હોય, કે તેમાંનું કલાતત્ત્વ ગૌણ બને, જો કૃતિનું સાધ્ય જ અનીતિ હોય, અને સાધન કલા હોય, તો એ કૃતિને સમાજમાં ફેલાવવા બાબત કોઇ પણ તરેહનો વજૂદવાળો બચાવ કલાકારથી રજૂ થઇ શકશે નહિ. એ પોતે અનીતિમાં રાચનારો છે, કલાની તેને ખરી રીતે પડી નથી, તેથી જ તે આમ અનીતિને રૂપાળી કરી દેખાડવામાં પ્રવૃત્ત થયો છે એમ કહી શકાય. (૨) જો કલાકૃતિમાંના અનીતિતત્ત્વની ચિકિત્સા ('ટ્રીટમેંટ') એ રીતે થઇ હોય કે કર્તા પોતે અનીતિમય વસ્તુ પરત્વે નિષ્કામ કે નિષ્કામપ્રાય હોય, કલા જ તેનું સાધ્ય અને અનીતિ માત્ર સાધન હોય, તો તેને વિવેકી સમાજે બેગુનાહ ઠરાવવો જોઇએ. (સરખાવોઃ ઑલ્બ્રાઇટકૃત 'શૉર્ટ સ્ટોરી'). આ બીજા પ્રકારનો કલાવાન એકાક્ષ ચોખલિયા સમાજને હાથે હમેશ નિન્દાવાનો અને પતિતોની અંધપૂજા પામવાનો. તેની ખરી પારખ, ગમે તેવા સમાજમાં પણ વસતા આત્મનિષ્ઠો સિવાય બીજા કોઇને હાથે અશક્ય છે. વળી આટલું પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે પહેલા પ્રકારનો કલાવાન ખરી રીતે કલાકાર નહિ પણ અનીતિકાર છે. જે રસસમાધિ અને કલાશક્તિનું નિરૂપણ આપણે પહેલા ખંડકમાં કર્યું છે, તેનો અનુભવ તેને હોતો નથી. સમાધિ તેને કોઇ પણ જાતની લાધતી હોય, તો એ છે માલિન્યસમાધિ. આમ, જે ચિત્તમાં રસને જ પ્રાધાન્ય નથી, તેનો રસચર્ચામાં ઝાઝી ગંભીરાઇથી–તેનાથી બીહીવા કે તેને નિંદવા પણ–વિચાર જ શાને કરવો ? પણ આવા હીન કલાવાનને આપણે નીતિઅનીતિનો સમાનદૃષ્ટિએ ઉપયોગ કરનાર શુદ્ધતમ કલાલક્ષી કલાવાન સાથે ભેળવી નાંખવો ન જોઇએ. આ કલાલક્ષી કલ્પક સર્જનક્ષણે કલામાં એટલો લીન હોય છે કે તેની દ્વારા, સંસ્કારબળે

કરીને, નીતિઅનીતિ સાધનરૂપે વપરાતાં હોય છે. એ વાપર પ્રતિ પણ તે પોતે તો બેફામ બનેલ હોય છે. એ તો, પોતાની કૃતિને લીધે જગતમાં અનીતિ ફેલાય એ વિશે જેમ બેપરવા હોય છે, તેમ નીતિ ફેલાય તો તેવા નીતિના ફેલાવ તરફ પણ ઉદાસીન હોય છે. તેને આપણે " અનીતિ મા પ્રસાર" એમ કહેવું એ નકામું છે, તો "નીતિનો બોધ આપ " એમ ફરમાવવું પણ નકામું છે. પણ આ બાબતમાં સમાજથી એટલું થઇ શકે કે કલ્પકની કલ્પનાશક્તિ નૈતિક ભાવનાઓથી પોષાયા કરે એવી સમાજની સર્વાનુમતે ઇચ્છા હોય, તો એ ઇચ્છાને પાર પાડવાનો સર્વોત્તમ માર્ગ એ છે કે સમાજનું વાતાવરણ જ દંભી નહિ પણ જીવંત નીતિથી સભરભર્યું રાખવું, એટલે કલ્પકની મનોવૃત્તિ પર જે સંસ્કારો પડે તે સાચી રીતે નીતિપરાયણ હોય. એવું વાતાવરણ વધુમાં વધુ પ્રાબલ્ય ધરાવતું હોય ત્યારે પણ, કૃતિમાં અનીતિનો ઉપયોગ માત્ર સાધનલેખે—એ અનીતિમાં રાચ્યા વિના—કરનાર કલાકાર તો નીકળવાનો જ: જેમ કે, 'સરસ્વતીચંદ્ર' તથા 'જયા અને જયંત'ના કર્તાઓ પર નીતિપ્રધાન વાતાવરણવાળા સમાજના સંસ્કારો પડ્યા છે એ દેખીતું છે; આમ છતાં, પહેલામાંનો જમાલવાળો પ્રસંગ અને બીજામાંનો નૃત્યદાસી અને તીર્થગોરવાળો પ્રસંગ—એ બંને નીતિપોષક નહિ પણ અનીતિના સ્પષ્ટ સૂચક તો છે જ. એ પ્રસંગોનો ચોખલિયાઓ વિરોધ કરે કે પતિતો તેનાથી અવમાર્ગે દોરવાય, પણ આત્મનિષ્ઠો તો તેને અનિવાર્ય જ ગણશે; કર્તાઓ એ પ્રસંગો કોઇ કલેતર અનુચ્ચ હેતુ સાધવા પોતાની કૃતિઓમાં નથી આણતા પણ એમને હાથે એ સહજપણે, અનિવાર્યતાથી અણાઇ ગયા છે, એટલું સમજશે; કૃતિમાં તેનું સ્થાન ખસેડી કે બદલી શકાય તેવું નથી એ પણ સ્વીકારશે. સંક્ષેપમાં, કલાની પ્રકૃતિ જો એક પાસ એવી નથી કે તે સર્વ સંજોગોમાં નીતિની રૂઢ એકતરફી ભાવનાની

તાબેદારી ઉઠાવવા તત્પર થઇ શકે, તો બીજી પાસ, એ પ્રકૃતિનો અનીતિને ભજવાથી પણ મોક્ષ થતો નથી. વિશ્વક્રમને, એ જેવો છે તેવો, વાંચવા મથવું એ કલ્પકની દુર્દમ એષણા છે; અને હમેશાં એવું જ બને છે કે તેનું વિશ્વદર્શન તેજસ્વી અને વિશદ હોય ત્યારે તેનું કલાદર્શન પણ, જગત જેને અનીતિ કહે છે તેને અજાણે ઉપયોગમાં લેતું છતું, ખરેખરી સંગીન નીતિથી તો અભિન્ન જ રહે છે. એ સ્વરૂપે તેને સમજવું એ પ્રત્યેક કલાપ્રેમી અને કલાવિવેચકનો ધર્મ છે.

કલાવિવેચનની એક ગૂંચઃ આ શબ્દોથી આપણે નિબંધનું મથાળું બાંધેલું. નિબંધને અંતે ગૂંચ પૂરેપૂરી ઉકલી છે, એવો ખોટો દાવો નહિ કરીએ. માત્ર, ઉપરનું લખાણ આ વિષયને લગતી સ્થિતિ શું છે તે યથાવત્ રજૂ કરી શક્યું હોય અને જે કોઇ વધુ વિચારથી ગૂંચ ઉકેલવા ઉદ્યુક્ત થાય તેમને માર્ગદર્શન આપવામાં સહાયભૂત થાય, તો એ થોડું સંતોષપ્રદ નથી.

**અનુલેખ**

ઉપર મુજબ લેખ પૂરો કરીને એક મિત્રને એ વંચાવ્યો. ત્યાર બાદ એમની સાથે જે ચર્ચા વિષય પરત્વે થઇ તેમાંના મુદ્દા તથા એ ચર્ચાથી સ્વતંત્રપણે લેખકને સૂઝયા તે મુદ્દા, હાલ તો પ્રશ્નાકારે જ અહીં ઉતારવાનું બની શકે તેમ છે. પ્રશ્નોમાંના કેટલાકના ઉત્તર પરોક્ષ રીતે ઉપલા લેખમાં પણ શોધનારને જડશે; અને બાકીના વધુ વિચાર માટે ખોરાક પૂરો પાડશે. પહેલાં મિત્રવાળા પ્રશ્નો લઇએ:

૧. કલાકારના સાહ્યામાં છુપાયલો અનીતિકાર પોતાના અનીતિપ્રચાર માટે કલાને સાધન બનાવીને જે અનુભવ લે અથવા તો કૃતિ રચે તે કલા કહેવાય ખરી ?

૨. લેખમાં સૂચવેલ નીતિ અને કલાનું ભિન્નત્વ—એક ને એક જ કૃતિમાં કલા હોય પણ નીતિ ન હોય એવી સ્થિતિ—વહેવારૂપણે શક્ય છે ખરી ?

૩. અનીતિમિશ્ર કલા તરફ સમાજે જે સીધું નિરપેક્ષ વલણ રાખવું જોઈએ તે કયું, એ વાત લેખમાંથી કેમ સ્પષ્ટ થતી નથી?

૪. અનીતિમય કલાની કેટલીક જવાબદારી લેખક સમાજ પર નાંખે છે, એ વાજબી છે?

હવે લેખકના પોતાના પ્રશ્નો:

૧. નીતિવિચારમાં આપણે કલાને અગ્રસ્થાન આપતા નથી, તો કલાવિચારમાં નીતિને શા માટે આપવું?

૨. જ્ઞાનને ખાતર જ જ્ઞાન, સેવાને ખાતર જ સેવા, "વર્ચ્યુ ઇઝ ઇટ્સ ઓન રીવૉર્ડ"—આમ આપણે સિદ્ધાન્તો સ્થાપીએ છીએ, તેવા અર્થમાં તો "કલા–ખાતર–કલા" એમ કહી શકાય ને?

૩. કલા કાન્તાની માફક ઉપદેશ આપનારી હોવી જોઈએ એમ કહીને મમ્મટાદિએ એ વિષયમાં હાથ ધોઈ નાંખ્યા છે એવો એક પ્રતિષ્ઠિત મત છે. એ માનનીય મતદારોને આટલું પૂછી શકાય: મમ્મટે જ પહેલા ઉલ્લાસમાં ધ્વનિકાવ્યનું જે દૃષ્ટાંત આપ્યું છે, તેમાં તો ઉપદેશને બદલે અનીતિનું ઉઘાડું સૂચન છે, તેનું શું?

૧૯૨૭

જે વર્ષોમાં ગુજરાતની સુલતાનિયત ગઇ અને મોગલાઇ આ પ્રમાણે આવી તે સંક્રાંતિકાળ (સં. ૧૬૨૮–૧૬૪૯ : ઇ. સ. ૧૫૭૨–૧૫૯૩) તો અલબત્ત પૂરતી શાંતિનો સમય નહોતો જ. માજી સુલતાનના સઘળાએ તોફાની અમીરો હજી નવી સત્તાને માથું નમાવતા થયા નહોતા; બળવાખોર મીરઝાઓ જ્યાંત્યાં બખેડા કે પોકળ ધમાલો કરીને મુત્સદ્દીઓની બુદ્ધિ અને લશ્કરના બાહુબળને કસતા હતા; અને ત્રીજા મુઝફ્ફરને શરણે લાવવાના મોગલ પ્રતિનિધિઓના પ્રયાસ સહેલાઇથી સફળ થતા નહોતા. આ સ્થિતિ લગભગ વીસ વર્ષ ચાલુ રહી. દરમિયાનમાં અમીરો ને મીરઝાઓએ થાકીને કે સાધનસામગ્રી ખૂટતાં નમતું મૂક્યું. મુઝફ્ફરે પહેલાં તો અડગપણે લડત ટકાવી રાખીને અમદાવાદ, વડોદરા ને ભરૂચ લીધાં (સં. ૧૬૩૯: ઇ. સ. ૧૫૮૩); પણ આખરે તેને દગો થયો અને સં. ૧૬૪૮માં (ઇ. સ. ૧૫૯૨માં) તેણે આપઘાત કર્યો.

આ બનાવોએ વાતાવરણ કેટલુંક અશાંત કર્યું, છતાં અમીરઉમરાવો કે સરદારોના સતત આંતરકલહવાળા આગલા જમાના (સં. ૧૫૯૨–૧૬૨૮ : ઇ. સ. ૧૫૩૬–૧૫૭૨) કરતાં આ કાળમાં અશાંતિ ઓછી હતી. વળી, હવે અકબરની દીર્ઘદર્શી રાજ્યનીતિએ રજપૂતોને પણ સાધવા માંડ્યા હતા. ગુજરાતની સંપૂર્ણ જીત મુખ્યત્વે તેના રજપૂત માંડલિકો રાજા ભગવાનદાસ અને રાજા માનસિંહ જેવાની જ બહાદુરી ને કુનેહને આભારી હતી.* આથી રાજદરબારમાં તેમ જ સમસ્ત આલમમાં હિંદુમુસલમાનો વચ્ચે ભાઇચારો કેટલોક વધ્યો. નવો મંગળકારી યુગ મંડાયાનું આ એક ચિહ્ન; અને બીજું, છેક સુલતાન બહાદુરશાહના (સં. ૧૫૮૨–૧૫૯૨ : ઇ. સ. ૧૫૨૬–૧૫૩૬) સમયથી ચાલતા આવેલા જમીનમહેસુલના જુલમી કાયદાને બદલે, જમીનની

* જુઓ હેવેલકૃત 'આર્યન રૂલ ઇન ઇંડિયા' પૃ. ૪૮૧–૮૨.

નવેસરથી આંકણી કરાવીને રાજા ટોડરમલે શહેનશાહના હુકમથી નવી ન્યાયસરની જમાબંદીની યોજના કરી, એ (સં. ૧૬૩૧: ઈ. સ. ૧૫૭૫).

આવી રીતે જામવા માંડેલી સ્થિરતાને પ્રતાપે અખા ને પ્રેમાનંદ, શામળ અને વલ્લભ; એ સર્વનાં આવતા યુગમાં (સં. ૧૬૪૯–૧૭૧૯: ઈ. સ. ૧૫૯૩–૧૬૬૩) થનાર કે આરંભાનાર કાર્ય માટે ભૂમિકા તૈયાર થવા માંડી; પણ પ્રસ્તુત યુગમાં તો, નાકરની (સં. ૧૫૫૨–૧૬૪૦: ઈ. સ. ૧૪૯૬–૧૫૮૪) કારકિર્દીનાં છેલ્લાં અગિયાર વર્ષના અપવાદ સિવાય સાહિત્યપ્રવૃત્તિ મોળી–મોળી એટલે છેક મંદ નહિ; પણ સામાન્ય કક્ષાની–દેખાય છે. આ સમયમાં કે તેની આસપાસ ત્રણ નોંધવાજોગ ઉપકવિઓ થયા: 'સાધુચરિત્ર,' 'શુકદેવાખ્યાન' અને 'સુભદ્રાહરણ'નો રચનાર વસ્તો (સં. ૧૬૨૪ : ઈ. સ. ૧૫૬૮): 'વલ્લભાખ્યાન'–વાળો ગોપાળ (સં. ૧૬૨૮ : ઈ. સ. ૧૫૭૨); અને 'રસમંજરી'કાર વછરાજ (સં. ૧૬૩૫: ઈ. સ. ૧૫૭૯). ત્રણમાંથી એકેનું કાર્ય કવિતા તરીકે બહુ ઉજ્જ્વલ કે ગૌરવશાળી નથી, જો કે ભાષાવિકાસની દૃષ્ટિએ તે કેટલાક મહત્ત્વવાળું છે. પણ એમની વધારે ગણવાજોગ વિશેષતા તો પ્રેમાનંદયુગના પુરોગામીઓ લેખે આપણે સમજવાની છે. નાકરે આખ્યાનોની જે પ્રથા લોકજનને પરિચિત કરવાં માંડેલી તેમાં નિષ્પત્તિ સાધનાર ભટ્ટ પ્રેમાનંદ પ્રગટતાં સુધી આ યુગના ગોપાળ અને વસ્તાએ તે પ્રથાને યથાશક્તિમતિ ટકાવી રાખી. અને વછરાજે તો એ બંનેથી આગળ જઈને પોતાની મનોહર વાર્તામાં શામળભટનાં લાક્ષણિક વસ્તુગુંફન અને સ્ત્રીપાત્રોની સ્પષ્ટ ઝાંખી કરાવી. આમ, રાજકીય સ્વસ્થતા બરાબર જામી રહી ત્યાર પહેલાં જ આ નમ્ર છતાં ઉત્સાહી કવિત્રયે આગામી યુગની સિદ્ધિઓ કાજે આશાવંત સંવિધાનો રચવા માંડ્યાં હતાં.

## ૨

### (સં. ૧૬૪૯–૧૭૧૯: ઇ. સ. ૧૫૯૩–૧૬૬૩)

મધ્યકાલીન ગુજરાતના ઇતિહાસમાં આ સૌથી વધારે આબાદીનો સમય છે. અકબરની સમુજ્જ્વલ કારકિર્દીનાં છેલ્લાં બાર વર્ષ આ જમાનામાં જ સમાય છે; અને તેની ડાહપણભરી, કાબેલ ને દયાળુ રાજ્યનીતિનો પ્રતિશબ્દ મીરઝા અઝીઝ, કોકા, શાહજહાન તથા દારાશીકોહની સુખસંચારક સૂબાગીરીમાં પડેલો આપણે જોઇએ છીએ. વળી, આજમખાને કોળીકાઠીઓને મહાત કરીને પ્રજાને રાહત આપી (સં. ૧૬૯૬: ઇ. સ. ૧૬૪૦) તે પણ આ અરસામાં જ. ઉપરાંત સલામતી અને સ્વસ્થતાના વાતાવરણમાં ઊંચી કારીગીરીનાં જે કેટલાંક સુંદર જાહેર બાંધકામો પણ થઇ શક્યાં, તેમાંનાં ત્રણ મુખ્ય હતાં: શાહીબાગ (સં. ૧૬૮૮: ઇ. સ. ૧૬૩૨); અજમલખાનનો મહેલ (સં. ૧૬૯૩: ઇ. સ. ૧૬૩૭); અને રાણપુરનો પ્રખ્યાત ઐતિહાસિક કિલ્લો તથા મહેલ (સં. ૧૬૯૬: ઇ. સ. ૧૬૪૦). ઇ. સ. ૧૬૪૨માં ભાગવટાઇ પદ્ધતિ પ્રચારમાં આવી એ નવી પરિસ્થિતિની એક વધારે નિશાની.

આ ઉજળા ને આકર્ષક ચિત્રના ઘેરા રંગો પણ છે. મલીક અંબરની સુરતની લૂંટ (સં. ૧૬૬૫: ઇ. સ. ૧૬૦૯), તથા ઔરંગઝેબની બે વર્ષની (સં. ૧૭૦૦–૧૭૦૨: ઇ. સ. ૧૬૪૪–૧૬૪૬) સૂબાગીરી દરમિયાન થએલા ઝગડા ને સરસપુર જૈન દેવાલયનું ભ્રષ્ટીકરણ (સં. ૧૭૦૦: ઇ. સ. ૧૬૪૪): આ બનાવો એવા રંગે રંગાએલા છે. પણ સામાન્યપણે અંધાધૂંધી કહી શકાય તેવું કૈં દેશમાં નહોતું. તેમ જ અહીં નોંધેલા બે આગળ પડી આવતા બનાવો સિવાય છૂટાંછવાયાં તોફાન કે બખેડા થતા તેની અસર પણ એટલી જીવલેણ

ન બનતી કે તે સમાજના જીવનને ગંભીરપણે ડામાડોળ કરી શકે; દેશનું એકંદર વાતાવરણ ઉધમાતિયું કે ભયપ્રેરક કહેવા જેવું જરાએ નહોતું. અને સત્તરમી સદીના ઉત્તરાર્ધ ને અઢારમીના પૂર્વાર્ધમાં જે કાળો કેર મરેઠા હુમલાખોરોએ વરતાવ્યો તેને મુકાબલે તો આ યુગ અદ્વિતીય શાંતિસામ્રાજ્યનો હતો.

એવા શાંતિયુગમાં સાહિત્યનાં નવીન પ્રેરક બળો ઉદ્‌ભવ્યાં અને ગુજરાતનો કાવ્યભંડાર પ્રકાશમાન, બહુપ્રભ, બહુરૂપ રત્નોથી સમૃદ્ધ બન્યો.

આ યુગના ચાર મહાન કવિઓએ સંક્રાંતિકાળની મોળપનો ખંગ વાળી દીધો. અખા ભક્ત અને પ્રેમાનંદની કેટલીક કૃતિઓ આ યુગમાં રચાઇ. રાજકીય શાંતિને લીધે એ બેની કલાનો જેમ પરિપાક થયો, તેમ આ જ સમયમાં યૌવન ભોગવતા શામળભટ ને વલ્લભની કવિત્વશક્તિ પણ નચિંતાઇના વાતાવરણમાં પોષાઇ તથા આગળ ઉપર અશાંત સ્થિતિમાં પણ વિકાસ પામવાનું બળ મેળવી શકી. એ કવિઓના કાર્યમાં યુગનું પ્રતિબિંબ ને તેની અસરો કયા રૂપમાં વરતાય છે, તેમણે ઝીલેલાં સમાજદશાનાં વિધવિધ આંદોલનો તેમની કવિતામાં કેવે પ્રકારે મૂર્ત થાય છે, તેનું ટૂંકું દિગ્દર્શન હવે તેમના મનોવ્યાપારના નિરૂપણ તથા કૃતિઓના ઉલ્લેખ દ્વારા કરીએ.

સુખસંપત્તિને લીધે એશઆરામ, વિલાસ ને સ્વચ્છંદ આ યુગના પૂર્વાર્ધમાં સારી રીતે વધ્યા હોવા જોઇએ. પ્રજા પર મોગલ શાહજાદાઓ અને તે સત્તાના બીજા અમીરી પ્રતિનિધિઓની વિલાસપ્રિય રહેણી-કરણીનો પ્રભાવ પણ એ પ્રત્યક્ષ દૃષ્ટાંતોથી પડ્યો હોય. એ સમયનું સામાજિક જીવન જાણવાનાં તો ખાસ સાધનો નથી પણ સાહિત્યમાં તેવાં પ્રમાણો શોધતાં આ અનુમાન સ્વાભાવિક ઠરે છે કે પ્રજા રંગીલી

ને બહુધા ઇશ્વરવિમુખ* ન થઇ હોત તો, અખા ભક્તે તેની પર વર્ષાવી છે તેવી અસ્ખલિત, ઉન્મૂલક કટાક્ષધારાની જરૂર પડત નહિ; કે ન જરૂર પડત પતિત પ્રજાના ઉદ્ધાર માટે જન્મનાર પ્રેરિતજન જેવા જ તેના સીધા ચોટખંધ ને અચૂક ઉપદેશોની. એવો ઉપદેશ તેણે વિશેષે કરીને, લોકપ્રિય થઇ શકે તેવા છપ્પાઓમાં સરલતાથી આપ્યો છે એ હકીકત અર્થસૂચક છે. તેની પોતાની વેદાંતલક્ષી મેધા તો 'અખેગીતા' ને 'અનુભવબિંદુ' જેવા દુર્બોધ ગ્રંથમણિઓમાં જ ખરો આવિર્ભાવ પામી શકી. પણ ઐહિક સુખના ઉપાસી અધર્મી સમકાલીનોને તારવા સારૂ છપ્પા જેવી પદેપદે દાખલાદૃષ્ટાંત ટાંકતી ત્રણત્રણ પંક્તિની સુગમ અસરકારક રચનાઓ કર્યા વિના તેને ચાલ્યું નહિ.

વળી, આ પણ વિચારવા જેવું છે કે અખાના કવનકાળ (સં. ૧૭૦૫: ઇ. સ. ૧૬૪૯ પછી) દરમિયાન વલ્લભમત ગુજરાતમાં અતિપ્રબળ હતો, તેણે ઉછેરેલા દંભી ગુરુઓ ને તેવા જ પ્રજાજનોનાં આચરણ જોઇને પણ અખાએ ગુરુઓ વિશે વારંવાર પ્રહારો કર્યા હોય; જે એક, અદ્વિતીય, સાચા ગુરુમાં § પોતાનું મન હર્યું, તેનું શરણું સર્વકાળ માટે પોતે લીધું હોય; અને બીજાને એ લેવાનો બોધ આતુરતાપૂર્વક આપ્યો હોય.

* હરિ જાણ્યા વિના ભૂલા ભમે
અખા પાર ન પામે કયમે
—આભડછેટ અંગ.

§ જે નરને આત્મા ગુરુ થશે,
કહ્યું અખાનું તે પ્રીછશે.
—પ્રપંચ અંગ.

૩

[ સં. ૧૬૪૯–૧૭૧૯ : ચાલુ ]

જે યુગબળે ચોક્કસ અંશે અખાને ઘડ્યો અને જેને નવે અવતારે ઘડવા તેણે પોતે કમ્મર કસી, એ જ યુગબળ પ્રેમાનંદમાં જુદી રીતે વ્યક્ત થાય છે. એકે જ્યાં ધર્મબોધકના એકતરફી અણુમાતા ઉત્સાહથી દેશને સુધારી નાંખવા જબરી અને જરૂરી કોશેશ કરી હતી, ત્યાં બીજાના રસપૂજક સુકુમાર આત્માએ ધર્મને કે અંગત અભિપ્રાયોને આગળ પડવા દીધા વિના, અનુકૂળ દેશકાલનો લાભ લઇને, કલાનાં ઉચ્ચતર લક્ષ્યો સાધવામાં મન પરોવ્યું.

પ્રેમાનંદનો સમય સં. ૧૬૯૨થી ૧૭૯૦; અને કવનકાળ આશરે સં. ૧૭૨૦થી ૧૭૫૦. બીજી બાજુ, વિવેચન ચાલે છે તે શાંતિયુગ સં. ૧૬૪૯થી માંડીને ૧૭૧૯ સુધી લંબાયો. આ પરથી જોઇ શકાશે કે પ્રેમાનંદ જન્મ્યા ઉછર્યા ને લખતા થયાં તે શાંતિનાં વર્ષોમાં જ; એમનું ચોથા ભાગ જેટલું કે વધુ કાર્ય પણ એ જ વર્ષોમાં થયું. તેમના માનસ તથા પ્રતિભાને ઘાટ આપનાર ઘણાખરા સંસ્કાર–અભ્યાસ, અનુભવ ને વાતાવરણને લગતા સંસ્કાર–પણ એ જ કાલાવધિમાં એમની પર પડેલા. પરિણામે, એમના કવનકાળનાં ત્રીસ (સં. ૧૭૨૦થી ૧૭૫૦: ઇ. સ. ૧૬૬૪ થી ૧૬૯૪ સુધીનાં) વર્ષ મરાઠી અવ્યવસ્થા દરમિયાન વીત્યાં છતાં, એમનું કલાજીવન તો નિશ્ચિંતતાના કાળમાં જ–કે જેવી નિશ્ચિંતતા ગુજરાતે પહેલાં કદી જાણી નહોતી ને બ્રિટિશ યુગ સુધી જાણવાનું નહોતું, તેવીના કાળમાં જ–બંધાએલું.

આ શુષ્ક ગણતરીઓ આપણને એક મહત્ત્વના લક્ષ્યબિંદુ તરફ દોરે છે—પ્રેમાનંદનાં આખ્યાનોમાં જે ઉત્તમ રસિકતા, સંસ્કારમયતા

ને કલાવૈભવ વિલસે છે, તે સમકાલીન દેશસ્થિતિને લીધે જ શક્ય નીવડ્યાં એમ માનવા આપણને પ્રેરે છે. તેનું 'નળાખ્યાન', તેનો 'દશમ સ્કંધ', તેણે ગાએલી ભક્ત નરસિંહની જીવનલીલા, 'રણયજ્ઞ', 'દ્રૌપદી સ્વયંવર' અને 'સુદામા ચરિત્ર,' તેણે અમર વાણીથી અંકિત કરેલાં ઓખા ને સુભદ્રાનાં હરણો: આ અને આવી મધ્યકાલીન યુગની કલગીરૂપ કૃતિઓ ન હોય અરાજક સુલતાનિયતનાં ફળ, કે ન હોય ધાડપાડુ મરાઠાઓના રાજ્યની ઉત્પત્તિઓ; એ તો મોગલ આધિપત્યના રસભરપૂર ને નિરુપદ્રવ વાતાવરણમાં જ સમૃદ્ધ થએલા સંસ્કારશોભન હૃદયનો પરિપાક, એમ પ્રત્યેક રસકોવિદનો આત્મા સાક્ષી પૂર્યા વિના રહેશે નહિ.*

પોતે કૈં પ્રેમાનંદની જેમ વેદપુરાણ કે રસાલંકાર ભણ્યો નથી એવો ટકોરમય એકરાર શામળ (જન્મ: આશરે સં. ૧૬૬૦ : ઇ. સ. ૧૬૦૪) એક ઠેકાણે કરે છે. એ કથન સર્વાંશે સાચું નથી પણ એટલું તો ખરૂં કે તેની પ્રેરણાનું પ્રભવસ્થાન વેદપુરાણાદિ પ્રાચીન સંસ્કૃતિના અવશેષો કરતાં એકાદ અંશે જ ઉતરતા એવા હિંદી ને વ્રજભાષાના સાહિત્ય-ભંડારમાં હતું. એના સમય પહેલાં એ પરભાષાઓનો પ્રભાવ ગુજરાતી પર નહોતો જ પડ્યો એમ નહિ. છપ્પાની વિશિષ્ટપણે હિંદી એવી રચના સંવત ૧૫૧૯માં જૈન સાધુએ કરેલી મળી આવે છે. અને એ કાવ્યરૂપ ઘણો વખત ગુજરાતી ભાટચારણોમાં પણ પ્રચલિત હતું, તે પરથી એ અસરની પુરોગામિતા સિદ્ધ થાય છે. પણ હવે શામળે એ પરપ્રાંતી અસરનો વધારે મોટા અને વિસ્તૃત પ્રમાણમાં લાભ લીધો એમ કહી શકાય, કારણ કે તેની આલમમશહૂર વાર્તાઓ છેક સ્વતઃકલ્પિત નહિ પણ હિંદી ભાષાની વાર્તાઓને આધારે યોજાયલી માલૂમ પડી છે.

* સં. ૧૬૮૭–૧૬૮૮માં ગુજરાતમાં ભારે દુકાળ પડ્યો હતો તેની અસર પ્રેમાનંદનાં 'હુંડી' 'વામનકથા' ને 'ઋષ્યશૃંગાખ્યાન' પર છે એ નોંધવાની જરૂર છે.

અલબત્ત, એટલું ખરૂં કે ગુજરાતી કવિએ હિંદી વસ્તુને પોતાની કલાનો ઓપ આપી તેજસ્વી અને લોકગમ્ય કરી. પણ તેમ કરવાની સ્વસ્થતા ને અવકાશ અત્યાર પહેલાં કોઇને લાધ્યાં નહોતાં એ હકીકત જ બતાવે છે કે શામળે પોતાની કિશોર વય અને ફૂટતી જુવાની દરમિયાન પ્રવર્તતાં શાંતિપ્રદ પ્રેરકબળોનો પૂરતો લાભ હિંદીના અભ્યાસ, કલ્પનાવિહારો તથા કાવ્યસર્જનને અનુરૂપ ભાવનાદર્શનોથી લીધો હશે. પ્રેરણાસ્રોતનો એ રીતે પ્રવાહ ઝીલનાર કવિએ 'નખિયલ રૂડા રાજવી'ની છાયામાં જીવન નિર્ગમતાં 'મદનમોહના' અને તેના નમૂનાની અનેકાનેક અદ્‌ભુતરસિક વાર્તાઓ રચી; આપણો પરિચિત પ્રયોગ છે તેમ, "વાર્તારસમાં જ્ઞાનગોળી પાઇ;" સંપ્રદાયોની તાત્ત્વિક એકતા 'પાનની વાર્તા' જેવી વાતમાં પ્રબોધી; લગભગ હરેક વાર્તામાં, ચાલુ જમાનામાં ફેલાઇ હશે તે, રાજકીય ખટપટોના પરિણામરૂપ અનીતિ પ્રત્યક્ષ ઉપદેશદ્વારા કે દૃષ્ટાંતોથી રોકવા પ્રયાસ કર્યો; સારીનરસી ઉભય પ્રકારની* નારીભાવના તટસ્થતાથી આલેખીને, તે યુગમાં શક્ય એટલી કલાવૃત્તિની પીછાન કરાવી; અને 'પદ્માવતી'માં સ્ત્રીશિક્ષણની તરફદારી તથા જ્ઞાતિના જુલમનો વિરોધ કરીને, અશાંતિના બીજા જમાનાઓને અલભ્ય એવું નવીન સમાજ-સુધારણાનું દર્શન પ્રજાને હિંમતભેર કરાવ્યું.

આમ, સં. ૧૬૪૯થી ૧૭૧૯ સુધી જે મોગલ સંરક્ષકતા ગુજરાતમાં વ્યાપી તેના નેજા નીચે તથા મોગલ જાહોજલાલીના કલાપોષક સ્ફુલિંગો વિસ્તર્યા તેની ઉષ્મા અનુભવતાં, એ કાળના ત્રણે કવિવરોએ સાહિત્યમાં વૈવિધ્ય ને સંસ્કારિતા અપૂર્વ શક્તિથી પૂર્યાં.

* શામળમાં અનીતિમય સ્ત્રીઓની છત છે પણ એક સ્થળે તેનો આ ખરો અભિપ્રાય વરતાઇ આવે છે: "છે નીચ કોઈ જ નારીઓ, સ્વભાવે સહુ નહિ સરખી."

૪

(સં ૧૭૨૦-૧૮૧૩: ઇ. સં. ૧૬૬૪-૧૭૫૭)

લગભગ એક સૈકા જેવડો આ યુગ ગુજરાતી ઇતિહાસમાં સૌથી વધારે ઘોર અને દારુણ અવ્યવસ્થાનો છે. તે એક છેડે સુરતની પહેલી પ્રખ્યાત લૂંટથી શરૂ થાય છે અને બીજે છેડે પ્લાસીના ક્રાંતિકારક યુદ્ધ સાથે ખતમ થાય છે. એ ત્રાણું વર્ષની ચાલુ અશાંતિનું વિભાજક વર્ષ સં. ૧૭૬૩ (ઇ. સ ૧૭૦૭) બને છે. તેની આગળનાં વર્ષોમાં મરાઠાઓએ ગુજરાતમાં પગપેસારો કરવો આદરેલો, તે સં. ૧૭૬૩માં સફળ થતાં એમણે પ્રાંતમાં રીતસર પ્રવેશ કર્યો. પછીનો અધસૈકો એટલે એ સત્તા જમાવવાના એમના જીવતોડ પ્રયાસનો કાળ.

એ દરેક વિભાગની રાજકીય ને સાહિત્યિક સ્થિતિ હવે વિચારીએ.

સં. ૧૭૨૦-૧૭૬૩: આ સમયમાં મરાઠાઓની ધાડો પડી અને ખંડણીઓ લેવાઇ. સુરત પર તો નાનામોટા મળીને ૭ હલ્લા થયાઃ સં. ૧૭૨૦માં: પછી પાંચ વર્ષ રહીને સં. ૧૭૨૫માં : પછી દર વર્ષે એકેકો સં. ૧૭૨૬માં ને સં. ૧૭૨૭માં : ને છેવટ સં. ૧૭૩૦માં અને સં. ૧૭૩૧માં. આમાંની પહેલી ધાડ વખતે તો શિવાજીને રૂપિયા એક કરોડનો માલ મળ્યો એમ 'ગુજરાત સર્વસંગ્રહ' નોંધે છે. વળી ઉપરાઉપરી દુકાળો પણ કેટલા બધા પડ્યા—સં. ૧૭૨૯, સં. ૧૭૩૭, સં. ૧૭૪૦ અને સં. ૧૭૫૪માં. એવામાં અનાજપાણીની તાણ કે અતિમોંઘવારીને લીધે અમદાવાદમાં હર વખતે હુલ્લડો થતાં ને લુંટફાટ થતી. આમ, પરદેશી હુમલા અને દુકાળને પરિણામે ગયા યુગની બધી આબાદી નીચોવાઇ ગઇ. ઉપરાંત, બીજી કોઇ રીતે પણ રાજકીય સ્વસ્થતા કશી હતી નહિ. સં. ૧૭૩૨માં કાંકરેજના અને સં. ૧૭૫૯માં પાટણની પડોશના કોળીઓએ તોફાન મચાવ્યાં; સં. ૧૭૩૫માં ઇડરના

રાજાએ બંડ કર્યું ને હાર ખાધી; એ જ સાલમાં ઉદેપુરના રાણાના નાના કુંવર ભીમસિંહે ગુજરાત પર હુમલો કરીને વડનગર અને વીસનગર લૂંટ્યાં; બિનમુસલીમો પર જઝીઆવેરો નંખાયો ને તેને અંગે અસંતોષ ફેલાયો તે પણ સં. ૧૭૩૫માં જ; સં. ૧૭૪૭માં ઇસલામી સાંપ્રદાયિકો મતીઆ તથા મોમણનાં ધાર્મિક કારણે બંડ થયાં; અને સં. ૧૭૬૩માં (ઇ. સ. ૧૭૦૭માં) ઔરંગઝેબ ગુજરી ગયો. આ છેલ્લા બનાવે ધાડપાડુ મરાઠાઓને બેલગામ બની મહાલવાની પુષ્કળ સગવડ કરી આપી.

આવી સાર્વત્રિક અરાજકતાના દિવસોમાં સાહિત્યના નવા એક પણ બળનો સંચાર થઇ શક્યો નહિ એ કુદરતી છે. બન્યું તે એટલું જ કે પ્રેમાનંદ અને શામળે ગયા જમાનામાં યુવાવસ્થા દરમિયાન જે સમૃદ્ધિ ને સંભારો આત્મામાં ભરી લીધેલા તેને તેમણે હવે ઉત્તર-કાળની કૃતિઓમાં ઉતાર્યા કર્યા; અને બીજું એ કે પ્રેમાનંદસુત વલ્લભના આંતરજીવનનું ઘડતર આ યુગમાં વિશિષ્ટ રીતે થતું હતું—જેને વિશે વધારે નીચે લખીશું. બાકી, યુગનું એકંદરે અવલોકન કરતાં તો ભાસે છે કે અરાજકતા ન હોત તો, પ્રેમાનંદે તુરતમાં જ અર્પેલી પ્રેરણાને બળે, તેના શિષ્યમંડળે તેમ જ બીજા સાહિત્યવંશજોએ, કૈંક ઊંચી પંક્તિનું કાર્ય કરી બતાવ્યુ હોત. પણ હકીકત તરીકે તો આ યુગમાં 'શીલવતીનો રાસ' એ સુજ્ઞાત કાવ્યના કર્તા નેમિવિજય (સં. ૧૭૫૬) સિવાય એક પણ નોંધવાજોગ નામ છે નહિ.

સં. ૧૭૬૩–૧૮૧૩ (ઇ. સ. ૧૭૦૭–૧૭૫૭): સર્વે ઇતિહાસકારો આને 'અવ્યવસ્થાનાં પચાસ વર્ષ' એવા સૂચક નામથી ઓળખે છે. અને અવ્યવસ્થા હતી પણ મુંઝવનારી, અસાધારણ, નાશકારક. તેમાં મુખ્ય તો, મોગલ સૂબાઓ અને મરાઠાઓ વચ્ચે ગુજરાતમાં સર્વોપરી થવાની સખત રસાકસી થઇ એ બાબત હતી. સં. ૧૭૮૬માં (ઇ. સ.

૧૭૩૦) મરાઠા ફાવ્યા. બીજા નાના અમીરોનાં બંડ ને એવું તો ચાલ્યા જ કરતું. અને કાઠિયાવાડમાં પણ મરાઠા દોર ચાલુ થયો ને જામવા લાગ્યો.

પણ એ જ ઉગ્ર ને ત્રાસક વાતાવરણે વલ્લભની (કવનકાળ : સં. ૧૭૬૦–૧૮૧૦) પ્રતિભાને પોષીને વેગ આપ્યો હોય, અને જુદાજુદા પરાક્રમના તેમ જ 'દુઃશાસનરુધિરપાન' જેવા બીભત્સ-રસિક વિષયો તેની પાસે પસંદ કરાવ્યા હોય તથા તેની શૈલીમાં તીખાશ જોમ ને સચોટતા ભરીને 'ફાંકડો' ને 'જોસીલો' એવાં વિશેષણોનો અધિકારી તેને ઠરાવ્યો હોય, એમ પણ સંભવે છે. એ ગુણો તેના સ્વકીય અને સર્વ રીતે વિશિષ્ટ છે. એવી રાજકીય દશા ત્યાર પહેલાં કે પછી નથી પ્રવર્તી, તેમ 'યક્ષપ્રશ્નોત્તર' કે 'કુંતીપ્રસન્નાખ્યાન' જેવી કવિતા પણ નથી જ લખાઇ. બીજી બાજુ, અવ્યવસ્થાના અનિવાર્ય પરિણામરૂપ જે પુષ્કળ સામાજિક સડો પ્રજામાં પેઠો હશે તે વલ્લભ મેવાડાનો, (સં. ૧૭૫૬–૧૭૯૨) હવે પછીના યુગવાળા ગોવિંદરામનાં (સં. ૧૮૩૭–૧૮૭૦) તથા કૃષ્ણરામનાં કળીકાળનાં વર્ણનો કે ગરબામાં પ્રતિબિંબિત થતો લાગે છે. આ બાબત પણ આપણા સમગ્ર પ્રાચીન સાહિત્યમાં લાક્ષણિક છે, કેમ કે ખસુસ કરીને કળીકાળને જ કોઇ કવિએ આ યુગની પહેલાં કે પછી અલગ વિષય તરીકે સ્વીકાર્યો નથી, તેમ વિસ્તારપૂર્વક તેને આવી જ તાદૃશતાથી કાવ્યમાં નિરૂપ્યો કે વર્ણવ્યો પણ નથી. એટલે, ઉક્ત કવિઓનાં અનુપમ કળીકાળવર્ણનો એ સમયના દેશકાળને જ આભારી હોવાં જોઇએ એવું અનુમાન અવાસ્તવિક નથી.

બે વધુ અનુમાનો પણ પ્રસ્તુત ખંડક સમેટતાં કરવા જેવાં છે, પરંતુ તેને પ્રશ્નાકારે રજૂ કરવાનું જ હાલ તો ઉચિત લાગે છેઃ ધીરા-ભક્તનો (સં. ૧૮૦૯–૧૮૮૧) વૈરાગ્ય જેની આપણે અતિપરિચયથી

અવજ્ઞા કરતાં શીખ્યા છીએ, પણ જેની ઉગ્રતા જન્મેલી છે. તો બળતા હૃદયના ભડકામાંથી જ, તે પણ એ દિવસોના અપાર નિર્વેદ અને નિઃસહાયતાનું જ પરિણામ ન હોઇ શકે? અને કાઠિયાવાડમાં એ જ વાતાવરણની આવતા યુગ પર પથરાએલી એવી જ અસરોએ ભોજા ભક્તની (સં. ૧૮૪૧–૧૯૦૮) નીડર ને ચાબખાબંધ સબળ કવિતામાં જડાએલા જુગુપ્સોત્પાદક વૈરાગ્યને તો કદાચ નહિ પ્રેર્યો હોય?

૫

(સં. ૧૮૧૩–૧૯૧૩: ઇ. સ. ૧૭૫૭–૧૮૫૭)

રાજકીય ઇતિહાસની નજરે, આ સૈકો પણ આગલાની જેમ બે કટકે વહેંચાઇ જાય છે: (૧) સં. ૧૮૧૩ થી ૧૮૭૪ (ઇ. સ. ૧૭૫૭–૧૮૧૮;) અને (૨) સં. ૧૮૭૪ થી ૧૯૧૩ (ઇ. સ. ૧૮૧૮–૧૮૫૭). પહેલા વિભાગનાં પરિવર્તનોની અસર સાહિત્ય પર કોઇ વિશિષ્ટ રૂપે થઇ નથી. પણ એ વર્ષોમાં સ્થપાવા માંડેલી શાંતિ સ્થિર થતી ગઇ તેમતેમ સં. ૧૮૭૪ પછી સાહિત્યનો સારો ફાલ ઊતર્યો. પરિણામે, રાજકીય પ્રદેશમાં આ બેમાંનો પહેલો અને સાહિત્યમાં બીજો યુગ મહત્ત્વનો છે. પ્રત્યેકનું આટલી ભૂમિકા સાથે દિગ્દર્શન કરી લઇએ.

સં. ૧૮૧૩–૧૮૭૪: આ સમયવિભાગમાં મુસલમાની સત્તા છેવટની ભાંગી. મરાઠાઓ ને પેશ્વાનો અમલ અમુક વર્ષ લગી ચાલ્યો, પણ સં. ૧૮૧૭માં (ઇ. સ. ૧૭૬૧) અહમદશાહ અબ્દલીને હાથે પાણીપતના સંગ્રામમાં પડેલા મારમાંથી મરાઠાઓ કદાપિ સાજા થઇ જ શક્યા નહિ. અને પેશ્વાઇનો પણ સં. ૧૮૭૪માં અંત આવ્યો. ગાયકવાડી સત્તા પણ આ અરસામાં ગુજરાતમાં વધુવધુ જામવા માંડી.

બીજી બાજુ અંગ્રેજોનું પરિબળ વધતું જ જતું હતું. એમણે સં. ૧૮૧૫માં સુરતનો, સં. ૧૮૨૮માં ભરુચનો અને સં. ૧૮૭૩માં અમદાવાદનો કબજો લીધો. સુરતનો છેલ્લો નવાબ સં. ૧૮૫૫માં મરી ગયો એ જૂનો યુગ અસ્ત થયાનું સીમાચિહ્ન; અને સીરામપોરમાં પહેલી પાદરીઓની શાળા નીકળી ( સં. ૧૮૫૫ ); બ્રિટિશ સત્તાધીશોએ દેશી રાજ્યો સાથે તહનામાં કર્યાં ( સં. ૧૮૬૫–૧૮૬૮ ); તથા કન્યાને દૂધપીતી કરવાની કચ્છમાં બંધી કરવામાં આવી ( સં. ૧૮૭૪ ): આટલાં નવીન યુગ પ્રવર્ત્યાનાં સીમાચિન્હો છે. સમગ્ર દૃષ્ટિએ અવલોકતાં, આ છ દસકાને સંધિકાળ કહી શકાય. પાછળથી લગભગ પ્રતિમારૂપે પૂજાએલી મશહૂર 'શાંતિ અને સુવ્યવસ્થા'નો પાયો એ દિવસોમાં જ નંખાએલો.

પરંતુ એ સાઠ–એકસઠ વર્ષમાં સાહિત્ય તો લગભગ હતું ત્યાં જ રહ્યું–ધીરાના (સં. ૧૮૦૯–૧૮૮૧) અપવાદ સિવાય. આમ, પ્રગટ રીતે નવી કે નોંધવાલાયક કાવ્યપ્રવૃત્તિ કશી થઇ નહિ, પણ યુગબળ જુદી રીતે છતું થવા લાગ્યું. આવતા જમાનાના (સં. ૧૮૭૪–૧૯૧૩) ઘણાખરા મુખ્ય કવિઓનાં શૈશવ કે યૌવન આ યુગમાં જ પસાર થએલાં. વર્ષો સહિત એમનાં નામ વિચારતાં આ વાત તુરત સ્પષ્ટ થાય તેમ છેઃ દયારામ (સં.૧૮૩૧–૧૯૦૮); ભોજો (સં. ૧૮૪૧–૧૯૦૮); રણછોડજી દિવાન (સં. ૧૮૨૪–૧૮૯૭); ગિરધર (સં. ૧૮૪૩–૧૯૦૮); પ્રેમાનંદ સ્વામી (સં. ૧૮૩૫–૧૯૦૧); નિષ્કુળાનંદ (સં. ૧૮૭૭); બ્રહ્માનંદ (સં. ૧૮૭૬); મનોહર સ્વામી (સં. ૧૮૪૪–૧૯૦૧); નિરાંત ભક્ત (સં. ૧૮૨૬–૧૯૦૨); અને બાપુસાહેબ ગાયકવાડ (સં. ૧૮૩૫–૧૮૯૯)–આ દસેની રસવૃત્તિ ને બુદ્ધિશક્તિનો વિકાસ થતો હતો અને કેટલાકે આરંભનું કાર્ય પણ કર્યું હતું. આ સ્થિતિને પ્રચલિત શાંતિનું જ પરિણામ માની શકાય.

એ કવિવૃંદમાંના સહજાનંદી સાધુઓનું કામ જરા વિસ્તારથી તપાસવાની જરૂર છે. બાકી દયારામ કે ગિરધરની કાવ્યકલા તથા તેનાં મુખ્ય તત્ત્વો તો એટલાં સુપરિચિત છે કે તેના લાંબા વિવેચનની જરૂર ન પડે. એટલું જ નોંધીશું કે, દયારામે ભારતવર્ષમાં વારંવાર પ્રવાસો કર્યા, અનેક ભાષાઓ પર પ્રભુતા મેળવી અને રસભરપૂર તેમ જ તત્ત્વચિંતનયુક્ત ગ્રંથો રચ્યા તથા ગિરધરે એકાગ્રતાથી આખું રામાયણ લોકપ્રિય થાય તેવી શૈલીમાં આપણને ગુજરાતી સ્વરૂપે આપ્યું અને 'રાજસૂય યજ્ઞ' જેવું સુવાચ્ય કાવ્ય પણ રચ્યું–આ સઘળું આગલા શતકમાં અશક્ય જ હતું એ નિર્વિવાદ છે.

આ જ યુગના આભૂષણરૂપ સ્વામીનારાયણ પંથના સાધુકવિઓ ઉપલા બંને કરતાં કંઇક જુદી ભાત પાડે છે તે હવે જોઇ જઇએ. એ સંપ્રદાય સં. ૧૮૫૬ની આસપાસ ગુજરાતમાં આવ્યો. વલ્લભી મતનો મધ્યાન્હ તે વખતે તપી ચૂક્યો હતો એટલે આ નવા સાંસ્કારિક બળને પ્રસરવાનો લાભ સારો મળ્યો. તેણે જૂના મતનો વિરોધ પણ કેટલીક બાબતોમાં આદર્યો. અલબત્ત, કૃષ્ણભક્તિ તો ચાલુ જ રહી અને બ્રહ્માનંદ જેવા રસિક કવિએ શૃંગાર પણ ગાયો. પણ સ્વામીનારાયણી કવિતાનાં એકબે લક્ષણ ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. એ પંથના પ્રવર્તકે સુખભોગ સામે સખત પ્રતિબંધો મૂક્યા હતા એ જાણીતું છે. પણ બન્યું એવું કે પંથના મુખ્ય શિષ્યોને ઉભરાતા કવિત્વની કુદરતી જ બક્ષીસ હતી; એટલે એમની ઉત્કટ ભોગવૃત્તિએ તેજસ્વી ભક્તિનાં અને શૃંગારનાં પદોરૂપે જ કાવ્યમાં આવિર્ભાવ શોધ્યો અને આ પરિસ્થિતિ એટલી પ્રબળ બની, એ વૃત્તિનો વિકાસ એટલો દુર્દમ નીવડ્યો કે સહજાનંદી કવિઓનાં વૈરાગ્યનાં પદોમાં પણ ઊંચું કવિત્વ અને હૃદય ભીંજવતા રસાલંકારો વિલસવા લાગ્યા. અશાંતિ અને નિર્વેદનું વાતાવરણ હવે હળવું થવા લાગેલું એટલે 'પ્રેમસખી' તથા બ્રહ્માનંદ સરખા

ચાલતું હતું; સંસ્કૃતિ અને સાહિત્યના બલપ્રદ પોષક 'ગુજરાતી'એ ૧૯૦૪માં પોતાની રૂપેરી જ્યુબિલી ઉજવી; એ જ વર્ષમાં કેખશરૂ કાબરાજી મરી ગયા; સાહિત્યપરિષદની સ્થાપના તથા 'બંધુસમાજ' ને 'સુંદરીસુબોધ'ના આરંભ વડે ૧૯૦૫ની સાલ સ્મરણીય બની; એવામાં જ બંગભંગ અને સ્વદેશીના સંચલને પ્રગટાવેલા ચૈતન્યના કોઇકોઇ તણખા ઉડીને અહીં પણ આવ્યા એટલે પ્રાંતમાં કેટલીક અપૂર્વ જાગૃતિ દેખાણી; ૧૯૦૬માં એક સાધારણ–સારા નાટકકાર ડાહ્યાભાઇ ધોળશાજીનું મરણ; ૧૯૦૭માં સમર્થ સંસ્કૃતિવિધાતા ગોવર્ધનરામનું મરણ; ૧૯૦૮માં નવી વાચનમાળાની શરૂઆત, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો મણિમહોત્સવ, નરસિંહ ધ્રુવ જેવા ઘણા આશાવંત જુવાનનું અવસાન, અને સસ્તું સાહિત્યવર્ધક મિત્રમંડલની સ્થાપના; ૧૯૦૯માં ગણતર શિષ્ટ પ્રકાશકોમાંની એકબંડાળ કમિટીનું ખાતમુહૂર્ત; ૧૯૧૨માં વડોદરા રાજ્યની રૂપિયા બે લાખવાળી સાહિત્યોત્તેજક યોજના અને મલબારીનું મરણ;અને ૧૯૧૩માં 'સાહિત્ય' પત્રનો જન્મ–એટલાં આ પહેલી તેરવર્ષીનાંઓછા કે વધુ મહત્ત્વવાળાં કેટલાક સીમાચિન્હો છે.

૧૯૧૪ને સંક્રમણનું વર્ષ ગણવું પડે તેમ છે. એક બાજુ અસ્તાચળે ઊતરેલા યુગના મોટા ગ્રંથો "જયા અને જયંત" 'સ્મરણસંહિતા' અને 'રાઇનો પર્વત'ની પ્રસિદ્ધિ અને બીજી બાજુ ગાંધીજીના સ્વદેશાગમનથી તથા રા. મુનશીના ગુજરાતી લખાણકામથી આરંભાયલી નવીન પ્રેરકતા–ઉભય એ વર્ષના કે એ અરસાના બનાવો છે. વળી પ્રજાપ્રજાના જે મહાતાંડવને પ્રતાપે જીવનની અનેક જૂની ભાવનાઓ ચૂર્ણ થઇ, અનેક જૂનાં ધોરણો વર્જવાં પડ્યાં, અનેક જૂનાં સ્વપ્નોને મનેકમને વણસાધ્યાં વીસારવાં પડ્યાં–અને એ ફેરફારોનો ગાઢો પાસ સાહિત્યને લાગ્યા વિના રહ્યો નહિ–તે વિશ્વવ્યાપી યાદવી પણ એ જ સાલમાં શરૂ થઇ હતી,

ને લેખકોએ, યુગબળોને વશ થઇને, અજાણતાં કે જાણીબૂઝીને કરવા માંડયું છે. એવા પ્રત્યાઘાતના નશામાં ચકચૂર નવીન સાહિત્યમાળીઓ જેમ કેટલુંક જરૂરી નીંદણકામ કરી રહ્યા છે, તેમ, કેટલાંક ફળફૂલના રસવંતા રોપનાં મૂળ પણ બેધડક ખોદી રહ્યા છે એમ તટસ્થ અવલોચકે નિખાલસપણે સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી.

આમ ઇસુની વીસમી સદીનું પહેલું ચરણ ગુજરાતી સાહિત્યમાં અસાધારણ સંક્રાંતિનો કાળ બન્યું છે. વિરોધી સાહિત્યબળોની તે સમરભૂમિ છે. તેમાં જય કોનો ને પરાજય કોનો, એ નિશ્ચિતપણે કહેવા સારૂ આજનો દિવસ બહુ વહેલો પડે. આજે તો કૈંએ થઇ શકે તો આટલું: (૧) પચીસીના સાહિત્યવિકાસનાં મુખ્ય સીમાચિન્હો અને પ્રવૃત્તિઓને સમક્ષ કરવાં; (૨) તેના બંને ભાગોનાં દૃષ્ટિબિંદુ અને ભાવનાનું નિદર્શન મુખ્ય લેખકોને અનુલક્ષીને કરવું; અને (૩) બંનેમાંથી ભાવિ સાહિત્યને વલણ આપવા શક્તિ ધરાવનારાં તત્ત્વો સૂચવવા પ્રયાસ કરવો.

૨

એ કાર્યક્રમ શરૂ કરતાં સૌથી પહેલાં તો થોડી મહત્ત્વની હકીકતો નજર સામે ગોઠવવી પડશે અને તેમાં સાહિત્યબનાવોની સાલવારી અગ્રસ્થાન લેશે.

સને ૧૮૯૮માં દલપતરામના મરણ સાથે નર્મદયુગનો (૧૮૪૮–૧૮૮૬) છેલ્લો બહુમાન્ય પ્રતિનિધિ ગયો; એ જ વર્ષમાં થએલા મણિલાલના અને બે વર્ષ બાદ કલાપીના મરણથી નવસાહિત્યે ગંભીર ખોટ ખમી; વળી, ’૯૮ની જ સાલમાં ગોવર્ધનરામે નિવૃત્તિનિવાસ સેવવો શરૂ કર્યો અને ત્યાર પછી ત્રણે વર્ષે ‘સરસ્વતીચંદ્ર’ જેવો અર્વાચીન ગુજરાતની સ્મૃતિ સરખો ગ્રંથમણિ પૂર્ણ પ્રકાશ પામ્યો; ૧૯૦૨માં ‘વસંત’ જન્મ્યું ત્યારે ત્રિમાસિક ‘સમાલોચક’નું શૈશવ

ચાલતું હતું; સંસ્કૃતિ અને સાહિત્યના બલપ્રદ પોષક 'ગુજરાતી'એ ૧૯૦૪માં પોતાની રૂપેરી જ્યુબિલી ઉજવી; એ જ વર્ષમાં ફેમશરૂ કાબરાજી મરી ગયા; સાહિત્યપરિષદની સ્થાપના તથા 'બંધુસમાજ' ને 'સુંદરીસુબોધ'ના આરંભ વડે ૧૯૦૫ની સાલ સ્મરણીય બની; એવામાં જ બંગભંગ અને સ્વદેશીના સંચલને પ્રગટાવેલા ચૈતન્યના કોઇકોઇ તણખા ઉડીને અહીં પણ આવ્યા એટલે પ્રાંતમાં કેટલીક અપૂર્વ જાગૃતિ દેખાણી; ૧૯૦૬માં એક સાધારણ–સારા નાટકકાર ડાહ્યાભાઇ ધોળશાજીનું મરણ; ૧૯૦૭માં સમર્થ સંસ્કૃતિવિધાતા ગોવર્ધનરામનું મરણ; ૧૯૦૮માં નવી વાચનમાળાની શરૂઆત, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો મણિમહોત્સવ, નરસિંહ ધ્રુવ જેવા ઘણા આશાવંત જુવાનનું અવસાન, અને સસ્તું સાહિત્યવર્ધક મિત્રમંડલની સ્થાપના; ૧૯૦૯માં ગણતર શિષ્ટ પ્રકાશકોમાંની એકબંડાળ કમિટીનું ખાતમુહૂર્ત; ૧૯૧૨માં વડોદરા રાજ્યની રૂપિયા બે લાખવાળી સાહિત્યોત્તેજક યોજના અને મલબારીનું મરણ;અને ૧૯૧૩માં 'સાહિત્ય' પત્રનો જન્મ–એટલાં આ પહેલી તેરવર્ષીનાંઓછા કે વધુ મહત્ત્વવાળાં કેટલાક સીમાચિન્હો છે.

૧૯૧૪ને સંક્રમણનું વર્ષ ગણવું પડે તેમ છે. એક બાજુ અસ્તાચળે ઊતરેલા યુગના મોટા ગ્રંથો "જયા અને જયંત" 'સ્મરણસંહિતા' અને 'રાઇનો પર્વત'ની પ્રસિદ્ધિ અને બીજી બાજુ ગાંધીજીના સ્વદેશાગમનથી તથા રા. મુનશીના ગુજરાતી લખાણકામથી આરંભાયલી નવીન પ્રેરકતા–ઉભય એ વર્ષના કે એ અરસાના બનાવો છે. વળી પ્રજાપ્રજાના જે મહાતાંડવને પ્રતાપે જીવનની અનેક જૂની ભાવનાઓ ચૂર્ણ થઇ, અનેક જૂનાં ધોરણો વર્જવાં પડ્યાં, અનેક જૂનાં સ્વપ્નોને મનેકમને વણસાધ્યાં વીસારવાં પડ્યાં–અને એ ફેરફારોનો ગાઢો પાસ સાહિત્યને લાગ્યા વિના રહ્યો નહિ–તે વિશ્વવ્યાપી યાદવી પણ એ જ સાલમાં શરૂ થઇ હતી,

ઉત્તરાર્ધના (૧૯૨૪–૨૫) સાહિત્યને લગતા કે તેની પર અસર કરનારા આગળપડતા બનાવો આટલા હતાઃ 'વેરની વસુલાત'નું સાત-ચારિયું પ્રકાશન (૧૯૧૫); 'વીસમી સદી'નો પહેલો અંક તથા 'પાટણની પ્રભુતા' (૧૯૧૬); હોમરૂલરોનો મધ્યાન્હ, 'ગુજરાતનો નાથ' શરૂ, રણજિતરામ અને 'મલયાનિલ'નાં અવસાન (૧૯૧૭); મોન્ટફર્ડ રીપોર્ટનું પ્રકટન (૧૯૧૮); જલીઆંવાલાનો ઐતિહાસિક સંહાર અને 'નવજીવન'નાં મંડાણ (૧૯૧૯); અસહકારનો ઉદય, પુરાતત્ત્વમંદિરની સ્થાપના અને અમદાવાદની "આદ્ય ગુજરાતી ને આદ્ય બંગાળીની પૂજામાં પરોવાઇ રહેનારી સાહિત્યપરિષદ" (૧૯૨૦); 'સૌરાષ્ટ્ર' અને તેની ભાવનાત્મક સાહિત્યશ્રેણીની પહેલી ઝાંખી (૧૯૨૧); સાહિત્યસંસદ અને 'ગુજરાત'ના નવીન સાહિત્યપ્રવાહનાં ફૂટતાં ઝરણાં (૧૯૨૨); 'પ્રજાબંધુ'નો રૌપ્ય મહોત્સવ (૧૯૨૩); 'પ્રણાલિકાવાદ'નું પ્રખ્યાત પ્રેરણાત્મક વ્યાખ્યાન થયું અને સૈકાની બીજી પચીસીના આરંભમાં કૈંક અણધારી દિશામાંથી અણધારી રીતો વડે ભાવિ સાહિત્યનું સમુદ્ધારક નહિ એટલું વેગદાતા બનનાર સાહિત્યપરિષદમંડળ ભાવનગરમાં અમુક અંશે વ્યવસ્થિત ઘાટ પામ્યું (૧૯૨૪); પુરાતન સાહિત્યસંસ્થા ફૉર્બ્સ સભાને સાઠ પૂરાં થઇ એકસઠમું વર્ષ ઊગ્યું અને 'મત્સ્યગંધા' આદિ નાટ્યસંગ્રહથી નવીનતર સાહિત્યનું બીજારોપણ થયું (૧૯૨૫).

## ૩

ઉપલી સર્વ સિવાયની કેટલીક ગૌણ છતાં નોંધવાજોગ પ્રવૃત્તિઓ પણ આપણા સમયાવધિમાં થઇ છે. આ પચીસીમાં જ અમુક વર્ષો સુધી શ્રેયઃસાધકોએ ગુજરાતના ધાર્મિક વાઙ્મયના પ્રદેશને જાણે કબજે કર્યો અને ખેડયે રાખ્યો; પ્રાર્થનાસમાજ આર્યસમાજ અને થીઓસૉફિકલ સોસાયટીનાં પ્રકાશનો કે પ્રવચનોએ પણ એ જ ક્ષેત્રમાં પોતીકા નાનામોટા

અંકુર ઊછેર્યા; મુંબાઇભાવનગરની કેટલીક જૈન સંસ્થાઓએ તથા સાહિત્યપરિષદના સઙ્ગત વિભાગોમાંના જૈન વિભાગે એ સર્વથી વધારે મહેચ્છાવાન, અને કેટલુંક સર્વ કાલ માટે ઉપયોગી એવું સાંપ્રદાયિક વાઙ્મય જાહેરમાં આણ્યું; જ્ઞાનપ્રચારક મંડળી અને પારસી લેખકમંડળ પણ સાહિત્યસૃષ્ટિમાં પોતાનો અણુ ઉમેરવાનું ચૂક્યાં નહિ તેમ ઇસલામીઓએ પણ પોતાનો જાણે અદીઠ એવો પરમાણુ ઉમેર્યો.

બંને યુગને સામાન્ય એવી કેટલીક નવી જાતની વિશિષ્ટ પ્રસિદ્ધિઓનો નામનિર્દેશ અહીં વચ્ચે જ કરી લેવો ઠીક પડશે. ઉચ્ચ પ્રતિની સ્વતંત્ર નવલિકાઓ આ પચીસીમાં જ લખાવી શરૂ થઇ. આગલી અધસદીના એકમાત્ર ‘કરણઘેલો’ પછી રા. નારાયણ ઠક્કુર, રા. ચુનીલાલ શાહ અને રા. રાજેન્દ્રલાલ દલાલ વગેરેના, તેમ જ પછીથી રા. મુનશીના હાથમાં ઐતિહાસિક નવલે અસાધારણ વિકાસ સાધ્યો છે. આમાંથી પહેલા ત્રણે એ સાહિત્યપ્રકારને પરંપરાપ્રાપ્ત રૂપમાં અને ચોથાએ અપરંપાર રૂપે ખીલવેલો છે. સ્મારકગ્રંથોમાં પહેલાં કાબરાજી અને ગોવર્ધનરામ વિશેના, પછીથી હાજીમહમ્મદ, જમનાબાઇ સક્કે, ‘કાન્ત’ અને સ્વ. વિભાકરને લગતા, એમ પ્રસિદ્ધ થયા છે. આ સાહિત્યપ્રકાર પણ પહેલી જ વાર ચાલુ શતકના પહેલા ચોથિયામાં આપણે ત્યાં ઊગ્યો એ વાત લક્ષમાં રાખવા જેવી છે. અને એથી પણ મહત્ત્વની બાબત વિશ્વકોશને લાગતી છે. એ ક્ષેત્રમાં રતનજી શેઠનાનું ‘જ્ઞાનચક્ર’ (૧૯૦૩-૧૯૧૦) ગમે તેટલી મર્યાદાવાળું છતાં આજ સુધી તો અદ્વિતીય છે અને સાહસહીણા હિંદુ સાક્ષરો ભણી સગર્વ હસતું ઉભું છે.

સાક્ષરજયંતીઓ ઉજવવાની પ્રથા પચીશીના પૂર્વાર્ધમાં ચાલુ થએલી તેને ઉત્તરાર્ધમાં ઉત્સાહ અને કાળજીથી જીવતી રાખવાનું માન કોઇ વૃદ્ધ કે માત્ર મોભ્ભાદાર સાહિત્યસંસ્થાને નહિ પણ વિલેપારલે, અમદાવાદ,

વડોદરા, અને થોડે અંશે સુરતભરૂચની સાહિત્યસભાઓને ઘટે છે. સાક્ષરમરણની શોકસભાઓ પણ હવે પહેલાં કરતાં વધુ સ્થળે ભરાય છે, અને લોકોના સાહિત્યપ્રેમની જ્યોતને સચેત રાખવામાં સંગીન સહાયતા કરે છે. એ જ ફરજ ગયા દસકામાં ખાસ પ્રચાર પામેલાં સાહિત્યવિષયક ભાષણો, શરદુત્સવો, લોકસાહિત્યશ્રવણના આધુનિક ડાયરાઓ, નાનામોટાં કલાપ્રદર્શનો અને કલાચર્ચાઓ ઇત્યાદિક પણ બજાવી રહ્યાં છે. વળી, પુસ્તકાલયોની પ્રવૃત્તિ સંગઠિત થઇને વિસ્તાર પામતી જાય છે; પત્રકારોનો પણ સંઘ સ્થપાઇને આત્મોદ્ધારનો માર્ગ શોધી રહ્યો છે; સાહિત્યચર્ચા છેક 'ગાંડીવ' ને 'બે ઘડી મોજ' જેવાં નવતર ઢબનાં સાતવારિયાં લગી પહોંચી ગઇ છે; સિનેમામાં દેશી કથાગાથાઓ અને શામળથી મુનશી સુધીની વાર્તાઓનો પગપેસારો થઇ ચૂક્યો છે; રંગભૂમિને સંસ્કારવાનો અભિલાષ વધે છે; સચિત્ર અચિત્ર ને વિચિત્ર સામયિકો–મૂર્છાગત 'વસંત–બુદ્ધિપ્રકાશ' ને નવજન્મ્યા 'પ્રસ્થાન'થી માંડીને, સાહિત્યના અમીરોને તો અગમ્ય પણ આમવર્ગને અતિસુગમ એવા 'સાહિત્ય' કે 'સમાલોચક' સુધીનાં; બહુધા લોકરંજક 'નવચેતન' 'ગુજરાત' કે 'શારદા' અને કૈંકે વિશિષ્ટતાવાળાં 'ગુણસુંદરી' વા 'સુવર્ણમાળા'થી માંડીને સંશોધકપ્રિય 'પુરાતત્ત્વ', શુદ્ધ સાહિત્યની ભાવનાઓને વ્યક્ત કરવા ને દિશા સૂચવવા મથતા 'કૌમુદી' અથવા કિશોરકિશોરીઓને જીવનમાં સાહસ સ્વાધીનતા અને વહેવારૂ ભાવનાવાદના પ્રેરક મંત્રો સુણાવતા 'કુમાર' સુધીઃ આવાં ભાતેભાતનાં સામયિકો–પ્રાંતના વહેતા વાઙ્મય અને ઘડાતી સંસ્કૃતિને પ્રતિબિંબિત કરવા કે સુઘટિત બનાવવાને અડગ આસનો વાળીને બેઠેલાં દેખાય છે.

તાત્કાલિક પ્રવૃત્તિઓ આમ એટલી બધી અને બહુરૂપી ફેલાઇ રહી છે કે ગઇ સદીને અંતે ગુજરેલા આપણા ભલાભોળા કવીશ્વર જો સ્વર્ગમાંથી અકસ્માત ઉતરી આવે તો તુરત એમને હૈયે તો ટાઢક જ

વળી જાય કે — આ...લો, શાણી રાણી ગુજરાતી વાણીની વકીલાત કરવાની જરા ય જરૂર હવે રહી નથી–તેની સાર્વભૌમ સત્તા સ્થપાઇ ચૂકી હોવાથી તે જગતસાહિત્યની પરિષદમાં દ્રૌપદીનો પ્રતાપ ધારતી વા હેલનની જેમ ત્રિલોકને મુગ્ધ કરતી વિરાજી શકે તેમ છે.

૪

સામયિકો સંપ્રદાયો ને સંસ્થાઓ: એ સર્વના જરૂરી પણ પ્રમાણમાં ક્ષણભંગુર કાર્ય કરતાં વધુ ઊંડી અને કાયમની અસર પ્રભાવશાળી વ્યક્તિઓએ સરજેલી કૃતિઓની થાય છે. એવા સાહિત્યકારો પચીસીના પહેલાબીજા બંને વિભાગોમાં થયા છે. તેમણે દેશકાળ તથા શક્તિમતિ અનુસાર પ્રાંતના ચણાતા વાઙ્‌મયમંદિરનાં ચોકઠામૂહૂર્ત તો કર્યાં જ છે – અને મોભમુહૂર્ત કરનાર, કળશ ચઢાવનાર ને પ્રતિમા પધરાવનાર આવી પહોંચે ત્યાર પહેલાં આ ક્રિયાવિધિ પણ આવશ્યક છે તેની કેમ ના પડાશે ?

ગોવર્ધનયુગનો (સને ૧૮૮૬-૮૭થી ૧૯૧૩-૧૪) અપરાર્ધ આ સદીમાં પડે છે. એ આખો જ પંડિતયુગ એટલે કે અનાકારભક્તોનો ('ઍબ્સ્ટ્રેક્શનિસ્ટસ') યુગ હતો. કાં તો નવલકથા ને કાવ્યનાટક લખવાં નહિ, અને લખવાં તો સુરેખ જીવંત પાત્રોના આલેખન કરતાં સિદ્ધાંતોના પ્રવર્તન સારૂ વધારે અંશે લખવાં–આવી સર્જનાત્મક વાઙ્‌મયની ભાવનાનો એ કાળ હતો. એની પર ગોવર્ધનરામ અને તેમના સીધા, કેટલીક રીતે વધારે કલાપ્રેમી ને કલ્પનાવંત, સાહિત્ય-વારસ ન્હાનાલાલ કવિનું આધિપત્ય કુદરતી રીતે જ સ્થપાયું. 'સરસ્વતીચંદ્ર' 'જયા અને જયંત' તથા 'સ્મરણસંહિતા' એ અપરાર્ધના

વડોદરા, અને થોડે અંશે સુરતભરૂચની સાહિત્યસભાઓને ઘટે છે. સાક્ષરમરણની શોકસભાઓ પણ હવે પહેલાં કરતાં વધુ સ્થળે ભરાય છે, અને લોકોના સાહિત્યપ્રેમની જ્યોતને સચેત રાખવામાં સંગીન સહાયતા કરે છે. એ જ ફરજ ગયા દસકામાં ખાસ પ્રચાર પામેલાં સાહિત્યવિષયક ભાષણો, શરદુત્સવો, લોકસાહિત્યશ્રવણના આધુનિક ડાયરાઓ, નાનામોટાં કલાપ્રદર્શનો અને કલાચર્ચાઓ ઇત્યાદિક પણ બજાવી રહ્યાં છે. વળી, પુસ્તકાલયોની પ્રવૃત્તિ સંગઠિત થઇને વિસ્તાર પામતી જાય છે; પત્રકારોનો પણ સંઘ સ્થપાઇને આત્મોદ્ધારના માર્ગ શોધી રહ્યો છે; સાહિત્યચર્ચા છેક 'ગાંડીવ' ને 'એ ઘડી મોજ' જેવાં નવતર ઢબનાં સાતવારિયાં લગી પહોંચી ગઇ છે; સિનેમામાં દેશી કથાગાથાઓ અને શામળથી મુનશી સુધીની વાર્તાઓનો પગપેસારો થઇ ચૂક્યો છે; રંગભૂમિને સંસ્કારવાના અભિલાષ વધે છે; સચિત્ર અચિત્ર ને વિચિત્ર સામયિકો–મૂર્છાગત 'વસંત–બુદ્ધિપ્રકાશ' ને નવજન્મ્યા 'પ્રસ્થાન'થી માંડીને, સાહિત્યના અમીરોને તો અગમ્ય પણ આમવર્ગને અતિસુગમ એવા 'સાહિત્ય' કે 'સમાલોચક' સુધીનાં; બહુધા લોકરંજક 'નવચેતન' 'ગુજરાત' કે 'શારદા' અને કૈંકે વિશિષ્ટતાવાળાં 'ગુણસુંદરી' વા 'સુવર્ણમાળા'થી માંડીને સંશોધકપ્રિય 'પુરાતત્ત્વ', શુદ્ધ સાહિત્યની ભાવનાઓને વ્યક્ત કરવા ને દિશા સૂચવવા મથતા 'કૌમુદી' અથવા કિશોરકિશોરીઓને જીવનમાં સાહસ સ્વાધીનતા અને વહેવારૂ ભાવના-વાદના પ્રેરક મંત્રો સુણાવતા 'કુમાર' સુધીઃ આવાં ભાતેભાતનાં સામયિકો–પ્રાંતના વહેતા વાઙ્મય અને ઘડાતી સંસ્કૃતિને પ્રતિબિંબિત કરવા કે સુઘટિત બનાવવાને અડગ આસનો વાળીને બેઠેલાં દેખાય છે.

તાત્કાલિક પ્રવૃત્તિઓ આમ એટલી બધી અને બહુરૂપી ફેલાઇ રહી છે કે ગઇ સદીને અંતે ગુજરેલા આપણા ભલાભોળા કવીશ્વર જો સ્વર્ગમાંથી અકસ્માત ઉતરી આવે તો તુરત એમને હૈયે તો ટાઢક જ

વળી જાય કે — આ...લો, શાણી રાણી ગુજરાતી વાણીની વકીલાત કરવાની જરા ય જરૂર હવે રહી નથી-તેની સાર્વભૌમ સત્તા સ્થપાઇ ચૂકી હોવાથી તે જગતસાહિત્યની પરિષદમાં દ્રૌપદીનો પ્રતાપ ધારતી વા હેલનની જેમ ત્રિલોકને મુગ્ધ કરતી વિરાજી શકે તેમ છે.

૪

સામયિકો સંપ્રદાયો ને સંસ્થાઓ: એ સર્વના જરૂરી પણ પ્રમાણમાં ક્ષણભંગુર કાર્ય કરતાં વધુ ઊંડી અને કાયમની અસર પ્રભાવશાળી વ્યક્તિઓએ સરજેલી કૃતિઓની થાય છે. એવા સાહિત્યકારો પચીસીના પહેલાબીજા બંને વિભાગોમાં થયા છે. તેમણે દેશકાળ તથા શક્તિમતિ અનુસાર પ્રાંતના ચણાતા વાઙ્મયમંદિરનાં ચોકઠામૂરત તો કર્યાં જ છે – અને મોભમુહૂર્ત કરનાર, કળશ ચઢાવનાર ને પ્રતિમા પધરાવનાર આવી પહોંચે ત્યાર પહેલાં આ ક્રિયાવિધિ પણ આવશ્યક છે તેની કેમ ના પડાશે ?

ગોવર્ધનયુગનો (સને ૧૮૮૬-૮૭થી ૧૯૧૩-૧૪) અપરાર્ધ આ સદીમાં પડે છે. એ આખો જ પંડિતયુગ એટલે કે અનાકારભક્તોનો (' ઍબ્સ્ટ્રૅક્શનિસ્ટસ' ) યુગ હતો. કાં તો નવલકથા ને કાવ્યનાટક લખવાં નહિ, અને લખવાં તો સુરેખ જીવંત પાત્રોના આલેખન કરતાં સિદ્ધાંતોના પ્રવર્તન સારૂ વધારે અંશે લખવાં-આવી સર્જનાત્મક વાઙ્મયની ભાવનાનો એ કાળ હતો. એની પર ગોવર્ધનરામ અને તેમના સીધા, કેટલીક રીતે વધારે કલાપ્રેમી ને કલ્પનાવંત, સાહિત્ય-વારસ ન્હાનાલાલ કવિનું આધિપત્ય કુદરતી રીતે જ સ્થપાયું. 'સરસ્વતીચંદ્ર' 'જયા અને જયંત' તથા 'સ્મરણસંહિતા' એ અપરાર્ધના

પ્રતિનિધિરૂપ ગ્રંથો છે.[1] એવામાં દેશનું અને તેથી લેખકસમાજના શિક્ષણનું વલણ ને વાતાવરણ જ એવું હતું કે રસસરિતા વહી શકે, પણ ઊંચા મજબૂત ને અડગ આરાઓની વચ્ચે જ; કલ્પના ઊડી શકે, પણ અશક્ય અપાર્થિવતાનાં ગગનોમાં જ–કે પછી અસ્થિર વિચારક્ષોભનાં પોચાણમાં જ; માનવતા વિકસી શકે, પણ ગળગળા પ્રેમાલાપોની એકસૂરી ધૂનોમાં જ; આ દશાને પરિણામે 'સરસ્વતીચન્દ્ર' નવલ નહિ પણ પુરાણ બન્યું અને 'જયા–જયન્ત' નાટક નહિ એટલું નૈષ્ઠિક બ્રહ્મચર્યનાં રમણીય સૂત્રોની સંહિતા બન્યું. પણ અનાકારી સિદ્ધાંતોએ રસકલ્પનાના પ્રદેશમાં આમ આક્રમણ કર્યું એ જેમ ગોવર્ધનયુગની સૌથી મોટી મર્યાદા હતી, તેમ એ જ સિદ્ધાંતોની સાવેશ ભક્તિના પરિપાકરૂપે વિદ્વત્તાને કૈંક અસાધારણ વેગ ને પોષણ મળ્યાં એ હકીકત તે યુગની છેલ્લી તેરવર્ષીની સૌથી મોટી સિદ્ધિ હતી. પંડિત માનસોની શોધકવૃત્તિ, ચિંતકવૃત્તિ અને વિવેચકવૃત્તિ ૧૮૮૬–૧૯૦૦ કરતાં યે ૧૯૦૧–૧૯૧૩માં વધારે વિકસી છે, અને ૧૯૧૪–૨૫માં એથી અર્ધી પણ નથી વિકસી–તેનું જે કૈં વિકસન આ પાછલાં વર્ષોમાં થયું તે મુખ્યત્વે જૂના સાક્ષરોને આભારી હતું–એમ એ સમયોનો કોઇ પણ અભ્યાસક તુરત જોઇ શકે તેમ છે. કેશવલાલ ધ્રુવે જે પાસાદાર ભાષાંતરોથી સાહિત્યને શણગાર્યું; આનંદશંકર ને નર્મદાશંકર મહેતાએ જે તત્ત્વ-ચિંતનો કર્યા; મણિશંકરે જે ધર્મવિચારો સ્વીકાર્યા; માનશંકર મહેતાએ આર્યત્વની જે વિશિષ્ટ, નમૂનારૂપ ભાવના વગરકીર્તિએ વર્ષો લગી સેવ્યા કરી; નરસિંહરાવે અને કમળાશંકરે, તનસુખરામે ને ઇચ્છારામે કે અંબાલાલ જાની, હીરાલાલ પારેખ, રામલાલ મોદી અને ભાનુસુખરામે જે

૧. આ લખતી વેળા 'કલાપીનો કેકારવ', 'કાન્ત'નાં નાટકો, 'રાઇનો પર્વત' કે 'કલાપીનો વિરહ' જેવી મહત્ત્વની કૃતિઓ ધ્યાન બહાર નથી, પણ એ ત્રણચારની પર યુગનું પ્રાતિનિધ્ય આરોપી શકાય તેમ નથી.

સંશોધનોમાં જિંદગી વીતાડી; ચિમનલાલ દલાલે ઇતિહાસની જે અવિચળ ભક્તિ આદરી; વાઙ્મયના ઐતિહાસિકો ઝવેરી અને દેરાસરીએ જે ઉપયોગી હકીકતપોથીઓ પ્રાંતને નજર કરી; અંબાલાલ સાકરલાલે જે આર્થિક પ્રશ્નો છેડ્યા; રમણભાઇ ને નરસિંહરાવે જે વિવેચનશૈલીઓ પ્રવર્તાવી વા બળવંતરાયે જે ગદ્યશૈલી ખીલવી; વિજયલાલ ધ્રુવે વિજ્ઞાનની જે તત્ત્વચર્ચા ઉઠાવી કે અંજારિયાએ કાવ્યના માધુર્યની જે ભાવના લોકપ્રિય કરી; ડાહ્યાભાઇ ધોળશાજી પ્રભૃતિએ જે શીખામણિયાં રૂઢિગ્રસ્ત નાટકો રચ્યાં; ઉત્તમલાલ ને હરસિદ્ધભાઇ જે થોડાં પણ ગંભીર નિબંધલેખનો કરતા રહ્યાં; મોહનલાલ દવે અને અતિસુખશંકરે જે સાહિત્યવિનોદોમાં કાલનિર્ગમન કીધાં; રામમોહનરાય જેવા અઠંગ નારીપૂજકે સુંદરીઓને જે સુબોધામૃતો ચખાડ્યાં; દેવશંકર ભટ્ટ કે કહાનજી ધર્મસિંહ જેવાએ લોકસાહિત્યના જે જે આદર્શો રજૂ કર્યા,–એ સઘળાં ય પાંડિત્યસેવન કે ધીર સુગંભીર વિચારસરણી જે યુગનાં સ્વભાવ જ બની ગયાં હોય તેની લાક્ષણિક ઉત્પત્તિઓ છે. અને આપણે જ્યારે આ સૌના કાર્યને પડછે એ સમયના બીજા કવિ ઉપકવિ કે વાર્તાનવેશોએ રચેલી લલિત વાઙ્મયની સૃષ્ટિ ધરીએ છીએ ત્યારે એમાં પણ રસવત્તાનો નહિ એટલા વિચારમયતા કે વિદ્વત્તાનો જ સંભાર ભરાયલો નજરે પડે છે. 'લલિત,' ખબરદાર અને ખોટાદકર કે ભોગીંદ્રરાવને યુગ સાથે જે ભાવનાસામ્ય ને શૈલીસામ્ય છે તે જેમ એક તરફ સ્વયમેવ છતું થયા વિના રહેતું નથી, તેમ બીજી તરફ કલ્પનાશીલ લેખકો એ વખતે પંડિતલેખકો કરતાં સંખ્યામાં પણ ઓછા હતા અને વિષયનું વૈવિધ્ય કે દૃષ્ટિનું વૈશાલ્ય પ્રમાણમાં અતિઓછું સાધી શકેલા, એ વાત પણ ધ્યાન ખેંચ્યા વિના રહેતી નથી.

૫

પછી ૧૯૧૪ અને અનુગામી વર્ષોમાં પ્રજાના જીવનમાં અપૂર્વ પરિવર્તનો ઉપરાછાપરી થયાં. એ સર્વ દેખાવે રાજકીય એટલાં હકીકતે સાંસ્કારિક હતાં તેથી સાહિત્ય તેમજ ઇતર વાઙ્મયના વિકાસ અને સેવન પર પણ તેમની ચોખ્ખી ને ઊંડી અસર થઇ. એ અસરનું મુખ્ય લક્ષણ તો સ્વયંપ્રકાશ છે, અને હજી આપણાં જીવન ને સાહિત્ય પર પ્રભુત્વ ભોગવે છે. સર્વદેશી ચાંચલ્ય, સર્વદેશી અધીરતા ને અસ્વસ્થતા, સર્વદેશી સારાનરસા તનમનાટો – આવા કોઇક શબ્દો એ લક્ષણોને વર્ણવવા વાપરી શકાય. અને પ્રક્ષોભણો જ જ્યારે દિવસક્રમ બને ત્યારે એવી મનોદશા પ્રજાની, વિશેષે કરીને પટુકરણ ('સેન્સિટિવ') જેમનું માનસ છે એવા શિષ્ટ લેખકવર્ગની, થઇ જાય એ કુદરતી છે. એવા વાતાવરણમાં પાંડિત્ય પરથી લેખકોની મમતા ઓછી થાય અને સર્ગશક્તિના ઉલ્લાસ કાજે નવાં ક્ષેત્રોમાં પ્રયોગો – ગમે તેવા પ્રાથમિક અસ્થિર કે સુંદર પણ નવા પ્રયોગો – આદરાય એ પણ એટલું જ અનિવાર્ય છે. ગયાં દસબાર વરસનું સર્વ પ્રકારનું વાઙ્મય સંવિક્ત ('ઍબ્સ્ટ્રૅક્ટ') ભાવનાઓને ત્યજતું થઇને સંહત ('કોન્ક્રીટ') ભાવનાઓને ભજતું થયું છે, આકારભક્તિના ઉપાસકો પ્રતિદિન વધતા જાય છે, સારી નવલોમાં પ્રેમ પણ હવે ગવાતો કે રોવાતો નથી એટલો જીવાય છે– આ બધું બને છે તેનું એક જ કારણ છેઃ અભ્યાસની કોટડીમાં ચોવીસે કલાક કેદ રહેવાને બદલે તેને વારંવાર છોડીને સાહિત્યકાર તેમ જ પંડિત હવે બહાર નીસરતો થયો છે; પ્રજાજીવનના ઉછળતા મહેરામણની ઊર્મિઓને પ્રકૃતિ અનુસાર તે સચિંત કે સોત્સાહ નીરખી રહે છે; અને વૃત્તિશક્તિ પ્રમાણે પોતાનાં દર્શનોને સાત્ત્વિક કે રજોગુણી અક્ષરાવલિમાં અવતારવા મથે છે.

આ નવરંગ પ્રભાતની નેકી પુકારનાર રણજિતરામ હતા. તેમના

કાર્યને સિદ્ધિઓ કરતાં શક્યતાઓ તરીકે જ લેખવવું પડે તેમ છે એ મોટી કમનસીબી. તેઓ જીવ્યા હોત તો શુદ્ધ સાહિત્યનો નવીન પ્રવાહ સત્ત્વગુણી વધારે રહી શક્યો હોત અને પાંડિત્યનું સેવન આજે છે તેના કરતાં વધારે સર્વદેશી અને આશાજનક હોત એ વાત તેમના કાર્યને ઝીણવટથી તપાસનાર તુરત જોઈ શકે છે. રણજિતરામે પોતાની પ્રિય ભાવનાઓને સાકાર કરવા માંડી ન માંડી ત્યાં તો એમનું આયુષ્ય ખૂટ્યું એટલે નવા યુગના (૧૯૧૪–૧૯૨૫ના) સાહિત્યે પ્રધાનપણે કનૈયાલાલ મુનશીને અને ચિંતન તથા પાંડિત્યે એ જ રીતે ગાંધીજીને મુખીપદે સ્થાપ્યા. એ નાયકવરોનાં કે અનુયાયીઓનાં પ્રત્યક્ષપરોક્ષ અર્પણોને કશી વિગતમાં ઊતરીને મૂલવવાનું આ સ્થાન નથી, પરંતુ આ ખંડકની શરૂઆતમાં જે સામાન્ય સ્થિતિદર્શન આપણે કર્યું તેમાંના સિદ્ધાંતોને યથાશક્તિમતિ મૂર્ત કરવાને બંને પ્રેરકો તેમ જ એમના સંપ્રદાયોએ (કે સંપ્રદાય બહારના લેખકોએ–પણ એ ને એ જ સીધી કે આડકતરી પ્રેરણા નીચે) સતત શ્રમ કર્યો છે એ જાણીતું છે. એ સિદ્ધાંતો તેમ જ તેમના નાનામોટા સેવનાર વિશે અગાઉ વિસ્તારથી આ પત્રમાં કે અન્યત્ર ઘણું કહેવાઈ ગયું છે અને વાચકોના મગજમાં એ તાજું જ છે, એટલે ચાવેલું ચાવવાની કે વાગોળવાની ટેવને વશ થયા વિના, પચીસી આખરનાં મુખ્ય વહેણોની દિશા ઓળખવાની કૈંક કોશિશ કરીને સમાપ્તિ કરીએ.

૬

આવતી કાલનું ગુજરાતી વાઙ્મય કેવું ઘડાશે? તેમાં સાહિત્ય અગ્ર સ્થાન લેશે કે પાંડિત્ય? તેનો સાંસ્કારિક પ્રણેતા કોણ? તેની વાચનશોખી પ્રજાનો અને વિદ્વાનોનો આગેવાન કોણ થશે? ... ...

આજનાં સત્યોને આધારે અનુમાનો કરી શકાય તેટલે અંશે આ

પ્રશ્નોના બે મુખ્ય ઉત્તર હોઇ શકેઃ એક તો હમણાં જ આપણી નજર સામે નવો અવતાર પામ્યે જતી સંસ્થાને અનુલક્ષીને; બીજો, તેના કરતાં વધારે સમગ્રદર્શી એવા વિદ્યાવ્યાસંગીઓના કોઇ સંઘની કલ્પના કરીને.

આજથી થોડાં અઠવાડિયાંની અંદર જ સાહિત્યપરિષદનું પરિષદ-મંડળ છેચટના સ્વરૂપમાં મૂકાશે. એ બંને વિશે જે ભાવનાઓ તેમના ચાલતી ઋતુના કાર્યવાહકોએ ભાષણોમાં પ્રજા સમક્ષ મૂકી છે તે પરથી તો "દોડતો માણસ પણ જોઇ શકે તેમ" છે કે એ સંસ્થા પર 'ગુજરાત' સંપ્રદાયના મહંતોની મહોરછાપ હવે આબાદ ઉઠવાની. આવું પરિણામ નીપજે તે સારૂં કે માઠું, તેનો નિર્ણય અત્યારે કરવો હોય તો પણ વિકલ્પાત્મક રૂપે જ થઇ શકે. એ સંપ્રદાયમાં જેટલી અમીવર્ષણ પ્રેરકતા હતી તેની ભરજોબન ભરતી સૂક્ષ્મદર્શી, અનુભવી આંખોને હવે ઉતરતી ભાસે છે. તેનાં લખાણોમાં એકવિધતા સાંકડાપણું, ચળવળાટ ને ખોટી ચમક વધારે પ્રવેશતાં જાય છે એટલે ઊંચા સાહિત્ય કરતાં હુશિયાર પત્રકારત્વના ગુણો તેમાં જામતા જાય છે. આમ કહેવામાં જેમ હકીકતનું જ કથન છે, તેમ બીજી બાજુ, નવી અનિષ્ટ દશા આમ ને આમ ચાલ્યા કરશે એવું અનુમાન પણ હમણાં અકાળે થએલું ગણાય તેમ છે. સંપ્રદાયના જૂના કલેવરમાં કોઇ અવનવી જડીબુટ્ટીને પ્રભાવે નવું ચૈતન્ય સ્ફુરે એ ઘટના છેક અસંભવિત નથી. જો એ રીતે 'ગુજરાત' સંપ્રદાયનો નવ અવતાર થશે, પરિષદમંડળમાં હજી કોઇક સ્વરૂપે પણ ટકવા પામનારા તેના માજી શહેનશાહો—એટલે કે 'વસંત' અને 'સાહિત્ય'ના સંપ્રદાયો—જો પૂરતું વ્યક્તિત્વ મંડળને દોરવાની ફરજ બજાવવામાં દાખવી શકશે, અને જો મંડળમાં તથા તેની સહગામી બનનારી જૂનીનવી સંસ્થાઓમાં કાર્યની યોજના અને કાર્યકરોની પસંદગી ઊંડાં, સ્થિર, નિરુપદ્રવ, નિષ્કોલાહલ સંશોધનો કરવાની તેમ જ ઉચ્ચતર સ્વતંત્ર સાહિત્યના પોષણની નજરે થઇ શકશે, તો તો ભાગ્યનું

પાંદડું આખરે ફર્યું લેખાશે. પણ આમાનું કશું જો નહિ બને, અને મૃગજળમાં ઝીલાયલું પ્રતિબિંબ માયાવી મહેલો-મિનારાઓનું જ હતું એમ સાબિત થશે, તો પછી સાહિત્યપરિષદ અને તેનું મંડળ અને તેનાં જથ્થાબંધ પેટામંડળો આપણી પેઢીની વિડંબના કરતાં, આપણી અલ્પમતિ અને અલ્પ શક્તિના સાક્ષીરૂપે, ઇતિહાસમાં નોંધાઇ જશે.

નવા જમાનાનો એ પ્રબળ વેગ આમ શંકા અને આશાની મિશ્ર લાગણીઓ ઉપજાવે છે તેવે વખતે, વિરલ બહુશ્રુતતાથી અલંકૃત એક સાક્ષર પર આપણાં આતુર નયન મંડાય છે. તેનું માનસ, તેની દષ્ટિ, તેની પ્રતીતિઓ અને તેની વાઙ્મયસેવા અમુક સાહિત્યસંપ્રદાયને સ્વાભાવિક રીતે વરેલાં હોવા છતાં, તેનામાં બીજાઓને ઉવેખવાની બાલબુદ્ધિ કે ધૃષ્ટતા નથી. 'નવજીવન' સંપ્રદાયનાં ગૌરવ ને ગાંભીર્ય, 'સૌરાષ્ટ્ર'ની વિલક્ષણ સ્વદેશિતા, 'સાહિત્ય'ની તળપદ-તપસ્યા કે 'ગુજરાત'ના જેવા છે તેવા જીવનના ઉલ્લાસ-સર્વનાં શ્રેષ્ઠ તત્ત્વોને અવલોકવા સમજવા અને ઝીલવાની અસાધારણ તાકાતવાળો તે વિદ્વન્નેતા છે. પરપ્રાંત છોડીને તે સ્વભૂમિને ફરીથી સેવવા લાગે, પ્રાચીન-અર્વાચીન આર્યાવર્તના અને પાશ્ચાત્ય દેશોના વાઙ્મયનાં પ્રાણવાન વહેણોને આ ગુજરાત દેશે વાળવામાં પોતાની લાક્ષણિક શક્તિઓને રોકે, અને સજીવતાની પ્રેમી સુયોગ્ય વિદ્વન્મંડળી દ્વારા આપણા સાહિત્ય તેમ જ પાંડિત્યના ઉદ્ધારમાં મન પરોવે, તો તેના ચિત્ત અને સ્વભાવની બીજી કેટલીક ગંભીર મર્યાદાઓ છતાં, તેના નાયકપદ નીચે આરંભાયલા આવતી પચીસીના વાઙ્મયવિકાસમાં કશી કમીના નહિ રહે—શું સંગીન વિદ્વત્તાની દષ્ટિએ, શું રસિકતા ને ઉલ્લાસની દષ્ટિએ. પણ એ પુરુષ જો છે તેવા જ સંજોગવશ ઉદાસીન કે સંકલ્પબળે નિર્બળ રહેશે તો પછી જગદ્ભરના વાઙ્મયમાં—કેવળ સાહિત્યના નહિ,

વિદ્યામાત્રના વિષયોમાં—આપણે બેત્રણ દસકામાં આપણું માનવંતું સ્થાન જતીએ એ આશાને છેલ્લી સલામ જ ભરવી પડશે.

૧૯૨૬

# ગઈ કાલના ધૂપછાંવ

## સમકાલીન

# સાહિત્યનાં પ્રેરકતત્ત્વો

## ૧

ચૈતન્યના ઓઘ ગુજરાતી હૃદયોને ફરી એક વાર સચેત ને સબળ કરી રહ્યા છે. ભૂતકાલના સર્વ યશસ્વી પ્રસંગોએ બન્યું હતું તેમ, વ્યવહારજ્ઞાન તેનું નવું જીવન ઘડે છે, રસજ્ઞાન તેનું ભાવિ સાહિત્ય સરજી રહ્યું છે. આધુનિક ઇતિહાસમાં ત્રીજી વાર આવો પ્રવાહ આજે ગુજરાતમાં વહે છે. સો–પોણોસો વર્ષ પર યુરોપી સંસ્કૃતિના પહેલા ચમકારાએ તેની કલ્પનાને મુગ્ધ કરી અને પછીના જમાનામાં એ અસર એવી સજ્જડ જામી કે એ તો એ જ રૂપમાં અહીં કાયમ રહેવાની એવું સૌનાં મને સ્વીકારી લીધું. એ મોહ આજથી આઠદશ વર્ષ પર નષ્ટ થયો ને સ્મૃતિ લાધી કે પરાયા તેજે પ્રકાશવાનો એ અખતરો દેશને પ્રતિદિન આત્મઘાતક નીવડતો હતો. આ નવા જ્ઞાને સાહિત્યના આદર્શોમાં પણ ઠેકઠેકે પરિવર્તન કરીને અનેક નવાં ને શક્તિશાલી આંદોલન પ્રગટાવ્યાં છે. તે નવાં બળોનું અર્થબોધન કર્યા પહેલાં આગલા બે જમાનાનાં સાહિત્યપ્રેરક તત્ત્વોનું ઝાંખું રેખાદર્શન કરીને જો શરૂઆત કરીશું તો નવયુગના સાહિત્યનું નિરૂપણ વધુ સુગમ ને સ્પષ્ટતર થશે.

## સમકાલીન

# સાહિત્યનાં પ્રેરકતત્ત્વો

### ૧

ચૈતન્યના ઓઘ ગુજરાતી હૃદયોને ફરી એક વાર સચેત ને સબળ કરી રહ્યા છે. ભૂતકાલના સર્વ યશસ્વી પ્રસંગોએ બન્યું હતું તેમ, વ્યવહારજ્ઞાન તેનું નવું જીવન ઘડે છે, રસજ્ઞાન તેનું ભાવિ સાહિત્ય સરજી રહ્યું છે. આધુનિક ઇતિહાસમાં ત્રીજી વાર આવો પ્રવાહ આજે ગુજરાતમાં વહે છે. સો–પોણોસો વર્ષ પર યુરોપી સંસ્કૃતિના પહેલા ચમકારાએ તેની કલ્પનાને મુગ્ધ કરી અને પછીના જમાનામાં એ અસર એવી સજડ જામી કે એ તો એ જ રૂપમાં અહીં કાયમ રહેવાની એવું સૌનાં મને સ્વીકારી લીધું. એ મોહ આજથી આઠદશ વર્ષ પર નષ્ટ થયો ને સ્મૃતિ લાધી કે પરાયા તેજે પ્રકાશવાનો એ અખતરો દેશને પ્રતિદિન આત્મઘાતક નીવડતો હતો. આ નવા જ્ઞાને સાહિત્યના આદર્શોમાં પણ કૈંકૈં પરિવર્તન કરીને અનેક નવાં ને શક્તિશાલી આંદોલન પ્રગટાવ્યાં છે. તે નવાં બળોનું અર્થબોધન કર્યા પહેલાં આગલા બે જમાનાનાં સાહિત્યપ્રેરક તત્ત્વોનું ઝાંખું રેખાદર્શન કરીને જો શરૂઆત કરીશું તો નવયુગના સાહિત્યનું નિરૂપણ વધુ સુગમ ને સ્પષ્ટતર થશે.

દયારામના મૃત્યુ સાથે સંવત* ૧૯૦૮માં જૂના સાહિત્યનું એક પુસ્તક બીડાયું અને જૂનું જીવન પણ ઊતરતી રાતની ધીમી છતાં અચૂક ગતિથી વર્ષોવર્ષ નવા રંગ, નવી તૃષ્ણાઓ ને નવાં સાધનોની પ્રયોગભૂમિ બની રહ્યું. એક જમાના કરતાં વધુ વખતથી ગુજરાત અંગ્રેજોના તાબામાં હતું અને તેમના સંસ્કારો મહેનત લઈલઈને સમજવામાં ને સ્વીકારવામાં મગરૂરી માનતું થયું હતું. સૈકાઓ સુધી શોષાયલા ને ઘવાયલા ગુજરાતીઓ, બીજા પ્રાંતના હિંદીઓ પેઠે જ, સ્વત્વ શું, સ્વરક્ષા શું, સ્વમાન શું એ બધું ભૂલી ગયા હતા. આવે વખતે પાશ્ચાત્ય સંસ્કૃતિનો પ્રવાહ આપણે ત્યાં ન આવ્યો હોત તો શું બનત એ કલ્પનાવિલાસનો વિષય છે. હકીકત એ છે કે તે પ્રવાહ આવ્યો અને દયારામના જીવન-કાળમાં જ તેના પ્રત્યક્ષ ફલરૂપ અને તે જમાનાનાં સાહિત્ય ને જીવન બંનેની ઘડનાર બે સંસ્થાઓ ગુજરાતમાં સરજાઈ; ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (૧૯૦૪); અને બુદ્ધિવર્ધક સભા (૧૯૦૭). પછીનાં પાંચસાત વર્ષમાં એક તરફ સોસાયટીએ સાહિત્યપોષણ આરંભ્યું ને બીજી તરફ સભાએ નવા યુગના પ્રવર્તકો પ્રગટાવ્યા. નર્મદાશંકર, કરસનદાસ, મહીપતરામ ને ઝવેરીલાલે જાણે આકાશના તારા અવની પર ઊતારવાનાં વ્રત લીધાં હતાં. બુદ્ધિવર્ધનના જ એ અભિલાષીઓએ પ્રાંતના જીવન ને સંસ્કારને પણ નવી દિશામાં દોર્યાં. તેમણે મંડળીઓ સ્થાપી, સભાઓ ગોઠવી, સંપ્રદાયો પ્રસાર્યા, દેશોદ્ધારની યોજનાઓ ઘડી ને 'સુધારાનું બાઈબલ' પણ રચવા માંડ્યું. પવન કે પાવકને બાંધી શકો તો જ જેને બાંધી શકો એવા નર્મદે સ્થળેસ્થળે ઘૂમીને સંસારસુધારાનો ઉદ્ઘોષ કર્યો; કરસનદાસે 'સત્યપ્રકાશ'માં તાતાં તીર જેવી વાણીથી ભ્રષ્ટ ધર્માચાર્યો માટે ભોંય ભારે કરવા માંડી; મહીપતરામે

* આ નિબંધમાંની સઘળી સાલો વિક્રમસંવત અનુસાર સમજવી.

સૌની પહેલાં સમુદ્ર ઓળંગીને સર્વકાલ માટે ગુજરાતીઓના વિકાસમાં સંગીન હિસ્સો આપ્યો. સિનેમાનાં પ્રતિપલ બદલાતાં દશ્યોની ઝડપથી રોજ કંઈક એવું બનતું જેથી પ્રજાજનો પણ ક્ષોભ, આશા અને ચિંતાની ત્રિવેણીમાં સ્નાન કરતેકરતે જીવન ગાળતાં. સૌના જ મનમાં બોલવા-ચાલવામાં, દેખાવમાં ને કામોમાં–ખુદ વાતાવરણમાં જ, નિઃસીમ ચંચળતા વ્યાપી રહી હતી અને પ્રાંતને ઇચ્છાઅનિચ્છાએ પ્રગતિને પંથે ઘસડતી હતી. અને આજે નર્મદપૂજાનો યુગ ફરી મંડાયો છે તે આ જ કારણથી કે ઉત્સાહના ઉદ્રેક અને ચંચળતા ફરી એક વાર આપણા જીવનમાં પ્રગટ્યાં છે અને આપણા સાહિત્યમાં પ્રાણ પૂરી રહ્યાં છે.

નર્મદયુગ (૧૯૧૨–૧૯૪૨) અને પ્રવર્તમાન યુગ (૧૯૭૧થી) વચ્ચેનો અંકોડો તે ગોવર્ધનયુગ (૧૯૪૧થી ૧૯૭૧). તે જ યુગમાં નરસિંહરાવની અશ્રુતપૂર્વ કવિતા, મણિલાલનું ગહન પાંડિત્ય, મહિશંકરની સૂક્ષ્મ રસિકતા, રમણભાઇની સુવિકસિત સાહિત્યદૃષ્ટિ, કલાપી ને ન્હાના-લાલની વિશિષ્ટ પ્રેમભાવનાઓ–આ સઘળું પણ હોવા છતાં, ગોવર્ધન-રામના નામથી તે યુગને ઓળખીશું તે એટલા માટે કે તેમની કૃતિ-ઓએ પ્રાંતનાં સાહિત્ય તેમ જીવનને પણ એ સમયમાં જે ઘાટ આપ્યો તે આપવા અન્ય સાહિત્યકારોમાંથી કોઇ પણ સમર્થ નીવડ્યા નથી. ગોવર્ધનરામનો જન્મ ૧૯૧૧માં થયો; મણિલાલનો ૧૯૧૪માં અને નરસિંહરાવનો ૧૯૧૫માં. વચ્ચે બળવાના વર્ષ ૧૯૧૩માં યુનિવર્સિટીઓ ઊઘડી; અને ત્યાર પછી ત્રીસે વર્ષે એ કેળવણીના ફાલ સમાં 'સુદર્શન' (૧૯૪૧), 'જ્ઞાનસુધા' ને 'કુસુમમાળા' (૧૯૪૨), 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ (૧૯૪૩) તથા 'ઇંદ્રજીતવધ' મહાકાવ્ય (૧૯૪૩) ગુજરાતને ચરણે ધરાયાં. ચંચલતા શબ્દમાં નર્મદયુગનો અર્ક છે તેમ ગંભીરતા શબ્દમાં આ ગોવર્ધનયુગનો છે.

તેનું બધું જ ગંભીર ને પ્રશાંત હતું. મૉડરેટોનું શબ્દશૂરું રાજકારણ, સુધારકોની અમાપ આપવડ, ઉદ્યોગવીરોની નીરસ ને કાચી ધનપ્રીતિ, સાહિત્યકારોનો જીવનરસને ભોગે પણ પાંડિત્ય સેવવાનો અજબ આગ્રહઃ આ ચાર એ યુગનાં ઉજ્જ્વલતમ પ્રતિબિંબ હતાં. અને સાહિત્યમાં તો, જગતે કદી નહિ જોએલું એવું ઘણું આપણે ત્યાં બન્યું. શ્રમસાધ્ય અભ્યાસ સાહિત્યનો સર્વાશ્ચર્યમય દેવ મનાયો; શબ્દજોડણીની ચર્ચા એટલી અસહ્ય થઇ કે જીવનની જોડણી સમજવાની સલાહો અપાઇ; થોડાંક નધણિયાતાં નાટકોનો ધણી સરજવાની ચિંતા સાક્ષરોને શિરે આવી પડી; ગિરિકંદરાની અપ્સરાઓનાં મુખડાંમાંથી સાહિત્યના અગમ્ય બ્રહ્મસંદેશા સુણાયા; મોરચકોરનાં દર્શન રણવગડાને બદલે રમણીનયનમાં અઘોર મધરાતે થવા માંડ્યાં; કોકિલા કવિહૃદયની અધિષ્ઠાત્રી બની; તેના એકસૂરા ટહુકારમાં રસમાત્રનાં અનેરા રહસ્ય સમાયાં; કુદરત અને કાંતા સિવાય ત્રીજી વસ્તુ વિશ્વમાં જોવાની કવિઓએ ના પાડી. વિચાર ને ઊર્મિઓનું વર્તુલ આટલું બધું સંકોચાવવામાં ગૌરવ ન મનાયું હોત, અને ભવ્યતર મહેચ્છાઓ હૃદયમાં જાગે તેવું જીવન ત્યારના યુગપ્રણેતાઓ જીવી શક્યા હોત તો અર્વાચીન સાહિત્ય અત્યારે જ વધારે સુંદર, વધારે સમૃદ્ધ ને વધારે યશસ્વી ન પ્રકાશતું હોત ?

'જયા અને જયંત' (૧૯૭૦). 'રાઇનો પર્વત' (૧૯૭૦), 'સ્મરણસંહિતા' (૧૯૭૧), 'હાસ્યમંદિર' (૧૯૭૧): આ કૃતિઓ સાથે એ યુગની લીલા સંકેલાઇ. તે સમયના ઘણાખરા સાક્ષરો હજુ વિદ્યમાન છે અને ઓછુંવત્તું લખ્યે જાય છે. તેમનું હવે પછીનું કાર્ય પણ, 'પાકે ઘડે કાંઠા ચઢે નહિ' એ ન્યાયે નવાં આંદોલનનું સત્કારક અને આલેખક હોવા કરતાં જૂના જ યુગનો પ્રતિશબ્દ હોવાનું; એટલે 'પ્રેમકુંજ' 'રાજર્ષિ ભરત' 'પૂર્વાલાપ' 'ઉગતી જુવાની' અને બે

અગ્રણી સાક્ષરોના લેખસંગ્રહ જે કદાચ આઠબાર મહિનામાં બહાર પડે, તેની ગણના સમકાલીન સાહિત્યમાં કરીશું નહિ.

ઉપલી ચાર કૃતિઓના પ્રકાશનની લગભગ સાથોસાથ જ રાજ્યપ્રકરણમાં અને સાહિત્યમાં નવાં બલો અને અપૂર્વ પ્રવાહોનો સંચાર ૧૯૭૦ની આસપાસ થવા માંડ્યો હતો. ૧૯૭૧માં હોમરૂલ લીગોએ યુવાન્ આત્માઓમાં અદ્‌ભુત તનમનાટ મચાવવો શરૂ કર્યો. ગુજરાતમાં વક્તૃત્વનાં બીજ પણ આ પ્રવૃત્તિને પ્રતાપે જ રોપાયાં ને અંકુરવા લાગ્યાં. સતત બે વર્ષના પ્રયાસને પરિણામે હોમ-રૂલરોનો મધ્યાન્હ '૭૩ના વર્ષમાં સહસ્ત્રરશ્મિની પ્રખરતાથી તપ્યો. '૭૫ના ચૈત્રમાં જલિયાંવાલાના ભસ્મરાશિમાંથી સત્યાગ્રહની જ્વાલા ભભૂકી, અને તેને ઝીલીને ઘેરેઘેર પ્રગટાવનારૂં 'નવજીવન' ભાદરવામાં શરૂ થયું. એ પત્રના અદ્‌ભુત પ્રભાવે નવગુજરાતની સંસ્કૃતિ ઘડવા માંડી. વળતા વર્ષના શ્રાવણમાં લોકમાન્ય ટિળકનો સ્વર્ગવાસ ને અસહકારનો જન્મ થયો.

સાહિત્યમાં તે વખતે થએલાં પરિવર્તનો આટલાં હતાં: ૧૯૭૧માં રણજિતરામને હાથે છેલ્લી યશસ્વી સાહિત્યપરિષદ સુરતમાં ભરાઇ. નવ-સાહિત્યના પ્રભાતતારક સમો એ પુરુષ શુક્ર જેટલા જ શુભ્ર જ્યોતિ અને ટૂંકા જીવનનો ધારનાર હતો. ૧૯૭૩માં તેનું મૃત્યુ થયાને આગલે વર્ષે, નવા સાહિત્યને દિશાસૂચન કરનાર એક બલ–તે માત્ર માસિક નહોતું–'વીસમી સદી' એ દેખા દેવા માંડી હતી. બીજી ઘણીઘણી નવીનતાઓ ઉપરાંત પ્રો. ખુશાલ શાહનું નાટક 'દુનિયા ઝુકતી હય' તથા 'ગુજરાતનો નાથ' અને પાછળથી 'પૃથિવીવલ્લભ' પણ તેમાં પ્રગટ થયાં.

ગુજરાતી જીવન અને સાહિત્યમાં આ નવીન તત્ત્વો પ્રવેશ્યાં તે જ સમય દરમિયાન જે આંદોલનો જગતમાં પ્રસરવા માંડ્યાં અને જેની

તેનું બધું જ ગંભીર ને પ્રશાંત હતું. મૉડરેટોનું શબ્દશૂરું રાજકારણ, સુધારકોની અમાપ આપવડ, ઉદ્યોગવીરોની નીરસ ને કાચી ધનપ્રીતિ, સાહિત્યકારોનો જીવનરસને ભોગે પણ પાંડિત્ય સેવવાનો અજબ આગ્રહ: આ ચાર એ યુગનાં ઉજ્જ્વલતમ પ્રતિબિંબ હતાં. અને સાહિત્યમાં તો, જગતે કદી નહિ જોએલું એવું ઘણું આપણે ત્યાં બન્યું. શ્રમસાધ્ય અભ્યાસ સાહિત્યનો સર્વાશ્ચર્યમય દેવ મનાયો; શબ્દજોડણીની ચર્ચા એટલી અસહ્ય થઇ કે જીવનની જોડણી સમજવાની સલાહો અપાઇ; થોડાંક નધણિયાતાં નાટકોનો ધણી સરજવાની ચિંતા સાક્ષરોને શિરે આવી પડી; ગિરિકંદરાની અપ્સરાઓનાં મુખડલાંમાંથી સાહિત્યના અગમ્ય બ્રહ્મસંદેશા સુણાયા; મોરચકોરનાં દર્શન રણવગડાને બદલે રમણીનયનમાં અઘોર મધરાતે થવા માંડ્યાં; કોકિલા કવિહૃદયની અધિષ્ઠાત્રી બની; તેના એકસૂરા ટહુકારમાં રસમાત્રનાં અનેરા રહસ્ય સમાયાં; કુદરત અને કાંતા સિવાય ત્રીજી વસ્તુ વિશ્વમાં જોવાની કવિઓએ ના પાડી. વિચાર ને ઊર્મિઓનું વર્તુલ આટલું બધું સંકોચાવવામાં ગૌરવ ન મનાયું હોત, અને ભવ્યતર મહેચ્છાઓ હૃદયમાં જાગે તેવું જીવન ત્યારના યુગપ્રણેતાઓ જીવી શક્યા હોત તો અર્વાચીન સાહિત્ય અત્યારે જ વધારે સુંદર, વધારે સમૃદ્ધ ને વધારે યશસ્વી ન પ્રકાશતું હોત ?

'જયા અને જયંત' (૧૯૭૦). 'રાઇનો પર્વત' (૧૯૭૦), 'સ્મરણસંહિતા' (૧૯૭૧), 'હાસ્યમંદિર' (૧૯૭૧): આ કૃતિઓ સાથે એ યુગની લીલા સંકેલાઇ. તે સમયના ઘણાખરા સાક્ષરો હજુ વિદ્યમાન છે અને ઓછુંવત્તું લખ્યે જાય છે. તેમનું હવે પછીનું કાર્ય પણ, 'પાકે ઘડે કાંઠા ચઢે નહિ' એ ન્યાયે નવાં આંદોલનનું સત્કારક અને આલેખક હોવા કરતાં જૂના જ યુગનો પ્રતિશબ્દ હોવાનું; એટલે 'પ્રેમકુંજ' 'રાજર્ષિ ભરત' 'પૂર્વાલાપ' 'ઉગતી જુવાની' અને બે

અગ્રણી સાક્ષરોના લેખસંગ્રહ જે કદાચ આઠબાર મહિનામાં બહાર પડે, તેની ગણના સમકાલીન સાહિત્યમાં કરીશું નહિ.

ઉપલી ચાર કૃતિઓના પ્રકાશનની લગભગ સાથોસાથ જ રાજ્યપ્રકરણમાં અને સાહિત્યમાં નવાં બળો અને અપૂર્વ પ્રવાહોનો સંચાર ૧૯૭૦ની આસપાસ થવા માંડ્યો હતો. ૧૯૭૧માં હોમરૂલ લીગોએ યુવાન્ આત્માઓમાં અદ્ભુત તનમનાટ મચાવવો શરૂ કર્યો. ગુજરાતમાં વક્તૃત્વનાં બીજ પણ આ પ્રવૃત્તિને પ્રતાપે જ રોપાયાં ને અંકુરવા લાગ્યાં. સતત બે વર્ષના પ્રયાસને પરિણામે હોમ-રૂલરોનો મધ્યાન્હ '૭૩ના વર્ષમાં સહસ્રરશ્મિની પ્રખરતાથી તપ્યો. '૭૫ના ચૈત્રમાં જલિયાંવાલાના ભસ્મરાશિમાંથી સત્યાગ્રહની જ્વાલા ભભૂકી, અને તેને ઝીલીને ઘેરઘેર પ્રગટાવનારૂં 'નવજીવન' ભાદરવામાં શરૂ થયું. એ પત્રના અદ્ભુત પ્રભાવે નવગુજરાતની સંસ્કૃતિ ઘડવા માંડી. વળતા વર્ષના શ્રાવણમાં લોકમાન્ય ટિળકનો સ્વર્ગવાસ ને અસહકારનો જન્મ થયો.

સાહિત્યમાં તે વખતે થએલાં પરિવર્તનો આટલાં હતાં: ૧૯૭૧માં રણજિતરામને હાથે છેલ્લી યશસ્વી સાહિત્યપરિષદ સુરતમાં ભરાઇ. નવ-સાહિત્યના પ્રભાતતારક સમો એ પુરુષ શુક્ર જેટલા જ શુભ્ર જ્યોતિ અને ટૂંકા જીવનનો ધારનાર હતો. ૧૯૭૩માં તેનું મૃત્યુ થયાને આગલે વર્ષે, નવા સાહિત્યને દિશાસૂચન કરનાર એક બલ–તે માત્ર માસિક નહોતું–'વીસમી સદી' એ દેખા દેવા માંડી હતી. બીજી ઘણીઘણી નવીનતાઓ ઉપરાંત પ્રો. ખુશાલ શાહનું નાટક 'દુનિયા ઝુકતી હય' તથા 'ગુજરાતનો નાથ' અને પાછળથી 'પૃથિવીવલ્લભ' પણ તેમાં પ્રગટ થયાં.

ગુજરાતી જીવન અને સાહિત્યમાં આ નવીન તત્ત્વો પ્રવેશ્યાં તે જ સમય દરમિયાન જે આંદોલનો જગતમાં પ્રસરવા માંડ્યાં અને જેની

તેનું બધું જ ગંભીર ને પ્રશાંત હતું. મૉડરેટોનું શબ્દશૂરું રાજકારણ, સુધારકોની અમાપ આપવડાઈ, ઉદ્યોગવીરોની નીરસ ને કાચી ધનપ્રીતિ, સાહિત્યકારોનો જીવનરસને ભોગે પણ પાંડિત્ય સેવવાનો અજબ આગ્રહઃ આ ચાર એ યુગનાં ઉજ્જ્વલતમ પ્રતિબિંબ હતાં. અને સાહિત્યમાં તો, જગતે કદી નહિ જોએલું એવું ઘણું આપણે ત્યાં બન્યું. શ્રમસાધ્ય અભ્યાસ સાહિત્યનો સર્વાશ્ચર્યમય દેવ મનાયો; શબ્દજોડણીની ચર્ચા એટલી અસહ્ય થઇ કે જીવનની જોડણી સમજવાની સલાહો અપાઇ; થોડાંક નધણિયાતાં નાટકોનો ધણી સરજવાની ચિંતા સાક્ષરોને શિરે આવી પડી; ગિરિકંદરાની અપ્સરાઓનાં મુખડલાંમાંથી સાહિત્યના અગમ્ય બ્રહ્મસંદેશા સુણાયા; મોરચકોરનાં દર્શન રણ્‌વગડાને બદલે રમણીનયનમાં અઘોર મધરાતે થવા માંડ્યાં; કોકિલા કવિહૃદયની અધિષ્ઠાત્રી બની; તેના એકસૂરા ટહુકારમાં રસમાત્રનાં અનેરા રહસ્ય સમાયાં; કુદરત અને કાંતા સિવાય ત્રીજી વસ્તુ વિશ્વમાં જોવાની કવિઓએ ના પાડી. વિચાર ને ઊર્મિઓનું વર્તુલ આટલું બધું સંકોચાવવામાં ગૌરવ ન મનાયું હોત, અને ભવ્યતર મહેચ્છાઓ હૃદયમાં જાગે તેવું જીવન ત્યારના યુગપ્રણેતાઓ જીવી શક્યા હોત તો અર્વાચીન સાહિત્ય અત્યારે જ વધારે સુંદર, વધારે સમૃદ્ધ ને વધારે યશસ્વી ન પ્રકાશતું હોત ?

'જયા અને જયંત' (૧૯૭૦). 'રાઇનો પર્વત' (૧૯૭૦), 'સ્મરણસંહિતા' (૧૯૭૧), 'હાસ્યમંદિર' (૧૯૭૧): આ કૃતિઓ સાથે એ યુગની લીલા સંકેલાઇ. તે સમયના ઘણાખરા સાક્ષરો હજુ વિદ્યમાન છે અને ઓછુંવત્તું લખ્યે જાય છે. તેમનું હવે પછીનું કાર્ય પણ, 'પાકે ઘડે કાંઠા ચઢે નહિ' એ ન્યાયે નવાં આંદોલનનું સત્કારક અને આક્ષેપક હોવા કરતાં જૂના જ યુગનો પ્રતિશબ્દ હોવાનું; એટલે 'પ્રેમકુંજ' 'રાજર્ષિ ભરત' 'પૂર્વાલાપ' 'ઉગતી જુવાની' અને બે

અગ્રણી સાક્ષરોના લેખસંગ્રહ જે કદાચ આઠબાર મહિનામાં બહાર પડે, તેની ગણના સમકાલીન સાહિત્યમાં કરીશું નહિ.

ઉપલી ચાર કૃતિઓના પ્રકાશનની લગભગ સાથેસાથ જ રાજ્યપ્રકરણમાં અને સાહિત્યમાં નવાં બલો અને અપૂર્વ પ્રવાહોનો સંચાર ૧૯૭૦ની આસપાસ થવા માંડ્યો હતો. ૧૯૭૧માં હોમરૂલ લીગોએ યુવાન્ આત્માઓમાં અદ્‌ભુત તનમનાટ મચાવવો શરૂ કર્યો. ગુજરાતમાં વક્તૃત્વનાં બીજ પણ આ પ્રવૃત્તિને પ્રતાપે જ રોપાયાં ને અંકુરવા લાગ્યાં. સતત બે વર્ષના પ્રયાસને પરિણામે હોમરૂલરોનો મધ્યાન્હ '૭૩ના વર્ષમાં સહસ્રરશ્મિની પ્રખરતાથી તપ્યો. '૭૫ના ચૈત્રમાં જલિયાંવાલાના ભસ્મરાશિમાંથી સત્યાગ્રહની જ્વાલા ભભૂકી, અને તેને ઝીલીને ઘેરેઘેર પ્રગટાવનારૂં 'નવજીવન' ભાદરવામાં શરૂ થયું. એ પત્રના અદ્‌ભુત પ્રભાવે નવગુજરાતની સંસ્કૃતિ ઘડવા માંડી. વળતા વર્ષના શ્રાવણમાં લોકમાન્ય ટિળકનો સ્વર્ગવાસ ને અસહકારનો જન્મ થયો.

સાહિત્યમાં તે વખતે થએલાં પરિવર્તનો આટલાં હતાં: ૧૯૭૧માં રણજિતરામને હાથે છેલ્લી યશસ્વી સાહિત્યપરિષદ સુરતમાં ભરાઇ. નવસાહિત્યના પ્રભાતતારક સમો એ પુરુષ શુક્ર જેટલા જ શુભ્ર જ્યોતિ અને ટૂંકા જીવનનો ધારનાર હતો. ૧૯૭૩માં તેનું મૃત્યુ થયાને આગલે વર્ષે, નવા સાહિત્યને દિશાસૂચન કરનાર એક બલ—તે માત્ર માસિક નહોતું—'વીસમી સદી' એ દેખા દેવા માંડી હતી. બીજી ઘણીઘણી નવીનતાઓ ઉપરાંત પ્રો. ખુશાલ શાહનું નાટક 'દુનિયા ઝુકતી હય' તથા 'ગુજરાતનો નાથ' અને પાછળથી 'પૃથિવીવલ્લભ' પણ તેમાં પ્રગટ થયાં.

ગુજરાતી જીવન અને સાહિત્યમાં આ નવીન તત્ત્વો પ્રવેશ્યાં તે જ સમય દરમિયાન જે આંદોલનો જગતમાં પ્રસરવા માંડયાં અને જેની

પ્રેરકતાને સર્વ દેશોનું ઘડાતું સાહિત્ય આભારી છે, તે, માનવસંસ્કૃતિના ઇતિહાસમાં પણ કોઇકોઇ વાર જ પ્રગટે છે એ પ્રકારનાં હતાં. ફ્રેંચ રેવોલ્યુશનની પ્રલયરેલ પછી બરાબર સવાસો વર્ષે ફરીથી એક વાર ધરા ધ્રુજાવતી ઘટનાઓના ઝંઝાવાતમાં જગત સપડાયું. જ્યાંત્યાં વિગ્રહો સળગ્યા ને ઉત્પાતો ફૂટી નીકળ્યા; રાજસિંહાસનો ડોલવા કે ઉખડવા માંડ્યાં; ગોરા ને રંગીન લોકની રસાકસી જોરમાં ચાલી; ભારતવાસીઓ સમજતાં શીખ્યા કે પોતાને માથે કેવળ પરરાજ્ય નહિ, પરસંસ્કાર પણ એકચક્રી ને દુર્ધર્ષ સત્તા ચલાવી રહ્યા છે. પ્રજાઓના આવા મહાતાંડવમાં અનેક જૂની ભાવનાઓ ચૂર્ણ થઇ, અનેક જૂનાં ધોરણો વર્જવાં પડ્યાં, અનેક જૂનાં સ્વપ્નોને મનેકમને વણસાધ્યાં વીસારવાં પડ્યાં. પણ કુદરત શૂન્યતાની વિરોધી છે, એટલે જૂનાનું સ્થાન લેવા નવું સરજ્યા વિના રહી નહિ. આજે જગતનું ને ભારતનું તેમ જ ગુજરાતનું વાતાવરણ જે પ્રેરણાઓ ઝીલી રહ્યું છે તેને પરિણામે જીવનની ભાવનાઓ ને આકાંક્ષાઓ પણ પલટાઇને નવરંગ પ્રભાત વરવા તત્પર થતી જાય છે. આ નવું જીવન જીવનારાં સ્ત્રીપુરુષો સાહિત્ય પણ નવું જ માગે છે ને માગશે. પંડિતાઇની પ્રતિમા જેવો નહિ, કાલીઘેલી ભાષામાં રાચી રહેલો નહિ, બ્રહ્મની ભવ્ય શુષ્કતાનો રસિયો નહિ, પણ રાષ્ટ્રનો વિધાતા બનવાનું સામર્થ્ય ધારનાર સાહિત્યકાર તે માગણી સંતોખશે. અત્યારે પણ સુણનારને તેના આગમનનો પગરવ સંભળાય છે. યુગબળોથી ઘડાયલો છતાં તે નવયુગનો પ્રેરક અને શાસક બનશે, પોતાની શક્તિઓમાં તેને અખૂટ શ્રદ્ધા હશે, સ્વદેશનું તે અચળ અભિમાન ધારશે, અને પોતાના સંસ્કારોનો તે અનન્ય ભક્ત રહેશે. પ્રજાના ભાવિનું સૂક્ષ્મ આર્ષદૃષ્ટિથી દર્શન કરીને તેની સિદ્ધિ માટે જે કૈં કરવું પડે તે કરવાનાં ઉત્સાહ ને નિપુણતા પણ તેને પરમેશ્વરે બક્ષ્યાં હશે.

આ પરિસ્થિતિમાં, ગુજરાતી સાહિત્યનાં આંદોલન કઇ દિશામાં ગતિ કરે છે અને તેના નવીન સાહિત્યસ્વામીઓ પાસેથી આપણને કેવીકેવી આશાઓ છે તેનો વિચાર આવશ્યક બને છે.

૧૯૭૦-૭૩ને આપણે વર્તમાન યુગનો આરંભકાલ ગણ્યો. તે સમામાં એક એવી ભાવના હિંદમાં જાગી, જેણે નવો મન્વંતર માંડનાર પ્રેરક તત્ત્વનું સ્થાન આપણા રાષ્ટ્રજીવનમાં લીધું. એ ભાવના માતૃભાષાઓ માટે તેમનું સ્વાભાવિક સ્થાન પાછું જીતવાની અને દેશોદયના અદ્ભુત-રચાતા મંદિરમાં તેની પુનઃ પ્રતિષ્ઠા કરવાની. સાદાં અને સ્વાભાવિક સત્યો સૌથી મોડાં જ આદર પામે છે એ ન્યાયે, જમાનાઓ સુધી કોઇને સૂઝેલો નહિ એવો કેળવણીના વાહનનો અને રાષ્ટ્રભાષાઓના સમુદ્ધારનો પ્રશ્ન એવામાં પહેલી જ વાર વ્યાપક રાષ્ટ્રીય દૃષ્ટિએ ચર્ચાવા અને ક્રમેક્રમે આચરાવા લાગ્યો. દેશોદ્ધારની મંત્રણાઓમાં તે અગ્રપદે શોભ્યો, નેતાઓની યોજનાશક્તિને કસી રહ્યો અને લોકસમસ્તના અંતરનો આવકાર પામ્યો. એ હજી પણ પૂરો થાળે પડ્યો નથી છતાં પ્રતિવર્ષ દૃઢતાથી પોતાનું મહત્ત્વ સાબિત કરી રહ્યો છે એ વિશે વિચારકોના મનમાં તો કશો અંદેશો નથી. આ પ્રશ્નની સફળ ઉકેલણીમાં પ્રજાની સંસ્કૃતિનું પ્રાણપ્રદ બીજ છે એટલે તે જેમજેમ વધુ ઘૂંટાઇને ઘટ્ટ થતો જશે તેમતેમ વધારે અસરકારક નીવડશે એ નિર્વિવાદ છે. દરમિયાનમાં, ગુજરાતી સાહિત્યવિકાસના આલોચકે આ સંબંધમાં એક વાત તો અવશ્ય હર્ષભીને હૈયે સદૈવ સંભારવી પડશેઃ દેશની ને પ્રાંતની શિક્ષણપ્રથામાં ને બીજી સંસ્થાઓમાં સ્વભાષાને સ્થાન અપાવવાની હિલચાલે સરકારી વિદ્યાલયોમાં ભણી ઉતરેલા ઘણા ય સાહિત્યસેવકોનો ગુજરાતી પ્રત્યેનો તિરસ્કાર છોડાવ્યો છે અને તેમની પાસે ગુજરાતીનું ગૌરવ મુક્તકંઠે સ્વીકારાવ્યું છે. આ પરિણામ અંધ દેશભક્તિનું નહિ પણ સચેત ને વિવેકી ચિત્તવૃત્તિનું છે અને દિવસે-

દિવસે વધારે અનુયાયીઓ પોતાના પક્ષમાં ઉમેરતું જાય છે. ખરૂં છે કે, હજુ પણ કેળવાએલા ને સંસ્કારી મનાતા ઘણા ગુજરાતીઓ વાતચિતમાં સ્વભાષાનો ઉપયોગ સગર્વ કરતાં શીખ્યા નથી; છૂટથી શુદ્ધ ને સારૂં ગુજરાતી બોલવાના યત્નો જોઇએ તેટલા થતા નથી; કોર્ટદરબારની ભાષા હજુ પારકી જ છે; આપણાં વાક્યો બહુધા અંગ્રેજીમાં જ વિચારાઇને બહાર પડે છે ને આપણી બોલીમાં અંગ્રેજીનો નિરર્થક ને હાસ્યજનક ભેગ હજુ ઘણો છે. આ સઘળી ઊણપો છતાં, સ્વભાષા માટે ચોતરફ જે માન ઉપજવા લાગ્યું છે, ને સાહિત્ય પર તેની જે સચોટ અસર, હાલ અંકુરરૂપે જ, થઇ રહી છે; તેને અવગણવાની હિંમત કોઇ પણ સમજુ માણસ કરી શકે તેમ નથી. સ્વભાષાનો પ્રશ્ન અને તેનાં આનુષંગિક તત્ત્વો સમકાલીન ને ભાવી સાહિત્ય પર કેવા પ્રકારની જુદીજુદી અસર કરે છે અને કરશે એ વાત આગળ ચર્ચીશું. અહીં તેનો નિર્દેશ નવીન સાહિત્યના અગત્યના પ્રેરકબળ તરીકે જ કર્યો છે.

૨

સાહિત્ય એટલે અપૂર્વ અને ભાવનાશાળી આત્માઓની સર્ગશક્તિનો કલાત્મક વાણીરૂપે આવિર્ભાવ. દેશમાં શ્રેષ્ઠ અને પ્રતાપી સાહિત્યનો ઉદ્‌ભવ ક્યારે થાય કે જનતાનાં હૃદય ઉન્નત ને સત્ત્વશીલ ભાવના કે ભાવનાઓથી વલોવાઇ રહ્યાં હોય. અત્યારે એવી ભાવનાઓનું પોષક વાતાવરણ આપણા પ્રાંતમાં વિસ્તરતું જાય છે. દુનિયામાં અનેક દેશો છે પણ દેશોમાં દેશ તો એક ગુજરાત જ જ્યાં કૃષ્ણચંદ્રની રાજધાની જામી, જ્યાં પરાક્રમી પરશુરામનો આશ્રમ સ્થપાયો,–જેણે સિદ્ધરાજ જેવો સમ્રાટ સરજ્યો, જેણે રાણક સમી પ્રાતઃસ્મરણીય સતીનાં સત્ પ્રગટાવ્યાં,–જેણે મીરાંને ઉછંગે ધરી, જેણે પ્રેમાનંદની ભાષાભક્તિ ને દયારામના રસોન્માદ પોષ્યાઃ પરંપરાનું આવું સદભિમાન

જ્યાં ખીલવા માંડે અને જગદુદ્ધારકોમાંનો એક અતુલ વીરેંદ્ર જ્યાં વિદ્યમાન હોય ત્યાં સાહિત્યપ્રેરક ભાવનાઓની શી કમીના સંભવે? ગુજરાતને અસ્મિતાનું ભાન હજી-હમણાં જ થવા માંડ્યું છે એ જોતાં, અને આધુનિક સંસ્કૃતિને નિઃશસ્ત્ર સત્યાગ્રહનો મંત્ર તેણે આપ્યાને દશકો પણ વીત્યો નથી એ વિચારતાં, આટલું તો સ્પષ્ટ સમજાય છે કે આ બીજોમાંથી જે વૃક્ષરાજિ પાંગરશે તેની ઘટા વિસ્તૃત પથરાશે, તેનાં પુષ્પો અપાર્થિવ સૌરભનો પ્રસારનાર બનશે, તેનાં ફળની મીઠાશ અને પોષકતા જગતે કદી જોઈ કે જાણી ન હોય તેવી અપૂર્વ ને અનન્યસાધારણ નીવડશે. એ આગામી યુગના સાહિત્યકારની આત્મસમૃદ્ધિ, સાધન અને તેના કાર્યક્ષેત્રનું કેટલુંક વિગતવાર વિવેચન હવે કરીએ.

વ્યક્તિત્વની જરૂર જિંદગીની એકેએક ઉપયોગી પ્રવૃત્તિમાં પડે છે, પણ સાહિત્યકારનું તો સર્વસ્વ પ્રબળ અને બહુવ્યાપી વ્યક્તિત્વમાં જ સમાયું છે. રાજપુરુષના વિજયનો આધાર વિચક્ષણતા પર જ છે; સૈનિકની કીર્તિ બાહુબળ પર અવલંબે છે; વેપારી સાહસથી જ કમાય છે; લોકહૃદયનો અભ્યાસ પત્રકાર થવા માટે પૂરતો છે; શસ્ત્રો ચીરવાની નિર્દયતા સારો દાક્તર નીપજાવી શકે છે; વકીલની આવડત વાક્પટુતાથી શરૂ થઈ ધનસંગ્રહમાં પરિણમે છે; શિક્ષકો ને અધ્યાપકો વિદ્વાન ગણાઈને જ સંતુષ્ટ થઈ શકે છે; પણ પ્રતિભાશાલી સાહિત્યકારને આવા એકાદ કિરણમાંથી જ ઘડવામાં વિધાતાએ ડાહપણ માન્યું નથી. તેનું કાર્ય સ્થૂલ કરતાં સૂક્ષ્મ વધુ અંશે છે એટલે એકલી તીક્ષ્ણ બુદ્ધિ કે સાહસવૃત્તિ, એકલી પ્રાથમિક નિર્દયતા, એકલી વાક્પટુતા કે વિદ્વત્તા તેની મુક્તિનાં દ્વાર ખોલે તેમ નથી. આ સર્વ શક્તિઓની સહાયતાથી તે જગતને ઓળખતાં શીખે છે ને તે ઓળખને પોતાના અર્થગ્રહણ તરીકે કૃતિઓમાં ઉતારે છે. વધુમાં, સંસારની આંટીઘૂંટીઓ એવી કારમી છે અને એ ભિચારો તેની સામે ટક્કર ઝીલવાનું અપ્રાતીણ્ય

ધરાવવા માટે પહેલેથી જ એટલો પ્રખ્યાત થએલો છે કે જે ગુણો જડ જગતમાં એક મટકું મારતામાં તમને સફળતા સધાવી શકે તેટલાથી જ તેનું દળદર ફીટે તેમ નથી. તે તો એક જ મંત્ર રજનીદિન રટયા કરે છે અને તે-વિશ્વમાં ડગલેડગલે, જનહૃદયમાં તંતુતંતુએ, જનપ્રવૃત્તિમાં કાર્યેકાર્યે જે સત્ય છુપાયાં છે તેનાં રહસ્ય પ્રીછવાની ઝંખના-જે સૌંદર્યો અગોચર સરે છે તેનો રસ લૂંટવાની ઘેલછા. એ ઝંખના જેટલી વધારે સતત અને એ ઘેલછા જેટલી વધારે ઉત્કટ, તેટલું તેનું વ્યક્તિત્વ વધારે પ્રભાવશાળી. પ્રભુનો પ્રસાદ પામેલા આત્માઓ પણ આ શક્તિઓ મુશ્કેલીથી ખીલવી ને ટકાવી શકે છે તો પછી શતકોની નિદ્રા ત્યજીને જેણે આળસે માંડ મરડયું છે એવા સાંપ્રત ગુજરાતના બાલક સાહિત્યકારની શી વાત કરવી? વ્યક્તિત્વ વિકસાવવાને કયાંકયાં તત્ત્વો જરૂરનાં છે તેના મૂળાક્ષર પણ તેણે તો હવે ઘૂંટવાના છે. જીવનને વિલોકવું તો સ્વકીય દૃષ્ટિથી જ, વાતેવાતનો મર્મ સમજવો તો અખંડ સમભાવથી જ, પ્રસંગેપ્રસંગમાં વર્તવું તો અજેય સત્તાધારીની છટાથી જ: આ દશાઓ તેના મનથી કોઈક અજ્ઞાત ભૂમિની અણઅનુભવી ભયંકરતા કે રમણીયતા જેવી છે. પરસંસ્કારની ધૂંસરી દૂર ઉછાળીને, પરભાષાનો ભાર વહેનારની મંદબુદ્ધિને તુચ્છકારીને, સ્વદેશીઓનાં પ્રમાદ ને બેપરવાઈથી પર બનીને, તેમના સ્વાર્થો જ તોષવામાં રહેલી અધમતાને અળગી કરીને, ગુજરાતના સાહિત્યવીરે આત્માની કલામાત્રનો સાક્ષાત્કાર, સંજોગાનુસાર, રસિકતાથી ને પ્રફુલ્લતાથી, પ્રચંડ શાસનથી કે નિશ્ચલ, નિર્દય આગ્રહથી હજુ હવે કરવાનો છે.

તે અણજન્મ્યા કે આજ પર્યંત અપ્રકાશિત બાલક સાહિત્યકારનું આછુંઘેરું ચિત્ર આલેખવાનો પ્રયાસ કરીએ એટલે તેને હાથે નિર્માનાર સાહિત્યનો પણ ખ્યાલ આવી શકશે.

તે જીવન અને માનવતાનો રસિયો હશે તેટલો બીજી કોઇ વસ્તુનો નહિ હોય. વર્તમાન જીવનના તદ્દાકાર અંશરૂપ બની રહેવામાં તે પોતાના અવતારની ધન્યતા માનશે. સૂક્ષ્મ રસદૃષ્ટિથી જીવનનાં વૈવિધ્ય ને પરિવર્તન નીરખવામાં, સમજવામાં ને તેમને સાહિત્યસૃષ્ટિની અંદર અવતારવામાં જે આનંદ તે માણશે એ અમુક શબ્દ વિશે આગલા લેખકો શું કહી ગયા છે કે શું કહેવું ભૂલી ગયા છે એની મીમાંસામાં નહિ માણે. તે અભ્યાસને સાધન અને જીવનને સાધ્ય માનશે એટલે તેની કૃતિઓમાં ચેતન અને ચિરંજીવિતા પણ વિશેષ જણાશે. તે વિદ્યાવિલાસી થશે પણ વિદ્યાવિલાસ તેનું ધ્યેય નહિ બને; તે વિચારક હશે પણ વિચારશીલતા તેની મનોવૃત્તિની મર્યાદા બાંધી લેશે નહિ; ગંભીરતા ને શાંતિ તેનાએ સ્વભાવમાં ઠરશે પણ અંધશ્રદ્ધાળુની ચિબ્વટથી તે એનો અનુરાગી થઇને નહિ રહે. વળી, તેની લાક્ષણિક વિશેષતા આ હશે કે તેનાં દૃષ્ટિબિંદુ ને ભાવનાઓમાં પ્રતિમાસ રાષ્ટ્રીયતાનું પૂરણ સ્થિરતાથી પુરાયું જશે. બર્ક, શેલી ને વર્ડ્સ્વર્થનો પૂજારી એ દેવોના પણ શુભાશિષ પામીને પ્રેમાનંદ અને નર્મદને મંદિરે પ્રણિપાત કરવામાં કૃતાર્થતા સમજશે. હોમર ને મિલ્ટનની કલ્પનાસૃષ્ટિમાં વિહરતા આત્માને હવે પ્રતીતિ થશે કે વેદપુરાણ ને મહાભારતનાં ઐશ્વર્ય પણ અણુભારે ઓછાં ઉતરે તેમ નથી. જીવન આ પ્રમાણે જ્યાં ભાવનાશીલ ને રિદ્ધિવંત થવા માંડશે, ઇતિહાસની અમોઘ પ્રેરણા જ્યાં પળેપળે ચૈતન્ય રેડશે ને અસ્મિતાનો અકળ શબ્દ જ્યાં હૃદયહૃદયને પુકારી રહેશે, તે પ્રાંત શી શી અપ્રતિમ વિભૂતિઓનું પ્રભવસ્થાન નહિ નીવડે, શાં શાં વિરલ સર્જન તેના સાહિત્યને જગતભરમાં અમર ને ગૌરવવંતું સ્થાન નહિ અપાવે ?

૩

એવું સ્થાન જીતવા જે જે સાધનોની જરૂર છે તેનું તથા જેવી ભાષામાં નવું સાહિત્ય મૂર્ત થશે અને જેજે પ્રકારરૂપે તે વિકસશે તેનું દિગ્દર્શન પણ થવું જોઇએ.

સાહિત્યના અર્થાત્ સર્જનાત્મક વાઙ્મયના—આ યુગમાં પ્રધાનપણે ખીલે છે તેના—ઉદ્ભવ અને ઉલ્લાસનો આધાર લેખકનો આત્મા કેટલા પ્રમાણમાં જીવંત છે અને તેની કલાદૃષ્ટિ કેટલી મર્મગામી છે તેના પર રહે છે. આવી જીવંતતા ને કલાદૃષ્ટિ અભ્યાસખંડોના એકાંત કરતાં બહુરૂપી ને બહુરંગી સંસારમાં વધુ પોષાય છે. નરનારીઓ સાથે લેખક જેટલો વધારે પ્રત્યક્ષ સમાગમ રાખી શકે ને જેટલી તલસ્પર્શી અનુકંપાથી વ્યક્તિવ્યક્તિનાં હૃદય વાંચી શકે, તેટલી તેની કૃતિ વધારે સમૃદ્ધ ને પ્રભાવ પાડનારી બની શકે. ગુજરાતનો નવો લેખકવર્ગ અત્યારે આ જરૂરિયાત સમજતો થયો છે એ ચિન્હ આશાજનક છે. નવીન જાગૃતિનાં અનેક નાનાંમોટાં બળો અને ભાવનાઓથી પ્રેરાઇને એ વર્ગે વર્ષો પછી પહેલી જ વાર જાણ્યું ને સ્વીકાર્યું છે કે, પ્રજાજીવનથી વિમુખ રહેનાર કવિ કે લેખકનું દિલ અલ્પસત્ત્વ ને સંકુચિત બની જાય છે. આ અભિજ્ઞાન તેને દેશની એકેએક પ્રવૃત્તિનો નિરીક્ષક થવા પ્રેરે છે, સંચલનમાત્રનો મહિમા તેની પાસે સ્વીકારાવે છે અને લોકહૃદયમાં ઉછળતી અગણિત ઊર્મિઓના વેગ અને અસ્થિરતાના અંતરમાં પણ અનસ્ત ધ્રુવના પ્રકાશથી પ્રકાશતી આત્મસિદ્ધિની વાંછનાનાં દર્શન તેને કરાવે છે.

આટલું વર્તમાન વિશે; ભૂતકાલ પણ ઓછો વૈભવ તેને હૃદયે ભરતો નથી—ખાસ કરીને ગુજરાતનું જૂનું સાહિત્ય ને જૂના ઇતિહાસો. એ બંનેના સંશોધનનું કાર્ય બાલ્યાવસ્થામાં છે અને થયું છે તેટલા

પર પણ રસજ્ઞતાનાં કુમળાં તેજ કરતાં પાંડિત્યનો પ્રતાપ વધુ પડ્યો છે. નવી મનોદશા બીજાં ક્ષેત્રોમાં તેમ અહીં પણ રસને પ્રાધાન્ય આપશે. હૃદય સાહિત્યને અને કલ્પના ઇતિહાસને ઉકેલશે. ગુજરાતની જૂની ભાષાઓનો અભ્યાસ જેમજેમ વધશે તેમતેમ ભાલણ ને પદ્મનાભ, લાવણ્યસમય ને નેમિવિજય જેવાનાં સુંદર કવિત્વની પિછાન વાચકો વધુ પ્રમાણમાં કરતા થશે. ઉપરાંત, દૃષ્ટિબિંદુ વિશાળ થવા સાથે એક પ્રચલિત ભ્રમનો પણ નિરાસ થશે. પ્રાચીન કવિઓએ એકવિધ અને અલ્પરસિક કૃતિઓ જ રચી છે એ આરોપમાં તે ભ્રમ રહેલો છે. પણ પ્રબંધોથી માંડીને દયારામ સુધીના સમયની કોઇ પણ સારી સાહિત્યકૃતિ તપાસો. તેમાંની કેટલીકમાં ગુજરાતનાં રીતરિવાજ, રહેણીકરણી ને આદર્શોનું સમુજ્જ્વલ પ્રતિબિંબ છે; અને બીજી કેટલીકમાં જ્યાં આછોતરી નજરને માત્ર કૃષ્ણભક્તિ કે શુષ્ક ધર્મબોધ દેખાય છે ત્યાં સૂક્ષ્મ નિરીક્ષકે મનુષ્યહૃદયના કેટલાક પ્રધાન ભાવો–વાત્સલ્ય ને આર્દ્રતા, ઉન્મત્ત રસપિપાસા કે અતલ વૈરાગ્ય–નીરખ્યા વિના નહિ રહે. દુનિયામાંથી હૃદયનો ધબકાર અટકશે નહિ ત્યાં સુધી એ ભાવો અટકે તેમ નથી અને તેથી જ તેને ઝીલનારું સાહિત્ય પ્રાચીન ને પ્રાચીનતર ભલે થતું જાય પણ 'જૂનું' તો થશે જ નહિ.

ગતકાળનાં ભાષા ને સાહિત્યની પેઠે ઇતિહાસ પણ નવા સાહિત્યકારને પ્રેરણા અર્પનાર થતો જશે. પ્રતાપી વ્યક્તિઓ ને સજીવ ઘટનાઓ તરીકે તેનો અભ્યાસ થશે. ગુજરાતનાં પરાક્રમો, સાહસો ને સમર્પણોથી યશોજ્જ્વલ બનેલાં સ્થાનકોનું અવલોકન ને અધ્યયન તેના કાર્યમાં સબળ ને અવનવું ચૈતન્ય પૂરશે. વળી, કેળવણીની યોજનાઓમાં અને જીવનમાં જેમજેમ પ્રવાસ અને વિશેષે કરીને ગુજરાતકાઠિયાવાડનો પ્રવાસ મહત્ત્વનું સ્થાન મેળવશે તેમતેમ આપણી પરંપરાઓ, સંસ્થાઓ, જ્ઞાતિઓ, તેના રિવાજ અને પ્રવૃત્તિઓના નિકટતર ને જીવંત સંસર્ગમાં

આવનાર વ્યક્તિઓમાંથી એવો લેખકવર્ગ પાકશે જે સાચું, પ્રજાકીય ને નગદ સાહિત્ય સરજશે. એ લેખકો સાહિત્યને જીવન ઘડવામાં પણ પ્રેરક-તત્ત્વ બનાવશે અને નવગુજરાતની વિશિષ્ટ ને અસ્મિતાવાન સંસ્કૃતિ જે આજે મનમોહક સ્વપ્ન છે તેને નિર્વિવાદ સત્યરૂપે જગતમાં અવતારશે.

૪

નવા સાહિત્યનો વિચાર કરતાં એક વાત સૌથી પહેલી નજરે ચઢે છે; ગયાં પાંચસાત વર્ષમાં ગુજરાતી ભાષાએ અણધાર્યો ને અસાધારણ વિકાસ સાધવા માંડ્યો છે. આગલા યુગમાં તેની પ્રગતિ કૈંક આવી થઈ: નર્મદયુગમાં રાંક હતી તે ગોવર્ધનયુગમાં સમૃદ્ધ બની; પણ સાથેસાથે શ્રીમંતનો આડંબર, સ્થૂલતા ને ખોટા શોખ પણ તેમાં પ્રવેશ્યાં. પરિણામે, તે સમયના ભાષાના ઇતિહાસની પદપંક્તિઓ શોધનારે એ પંક્તિઓ શોધી કાઢી આબાદ અચૂકતાથી, પણ શોધના કાર્યમાં તેણે તન્મયતા એટલી સાધી કે આજે પણ તે જ ભાષાનો જીવંત પ્રવાહ પ્રાંતમાં વહે છે એ ઘટના વિચારવાનાં વૃત્તિ કે અવકાશ તેને બહુ રહ્યાં નહિ આવા વાતાવરણમાં ઉછરેલા લેખકોએ કેવું સાહિત્ય સરજ્યું તે આપણે જોઈ ગયા. ક્લિષ્ટતા એટલે વાણીસૌંદર્ય અને કૃત્રિમતા એટલે વાણીસામર્થ્ય એ મતલબનાં સૂત્રો તેમણે ગર્ભિત રૂપે, સિદ્ધાંતથી નહિ પણ દૃષ્ટાંતથી, પ્રચારમાં આણ્યાં. આ પરિણામ માટે વ્યક્તિઓ કરતાં વસ્તુસ્થિતિ વધારે જવાબદાર હતી. જીવનક્ષેત્ર એટલું સાંકડું હતું, શિક્ષણ એટલું બિનકુદરતી હતું ને સાહિત્ય એટલું પરવશ હતું કે અંગ્રેજી કે સંસ્કૃતનાં બીબાંમાં ગુજરાતીપણાનો રસ રેડવા સિવાય લેખકો બીજું કૈં ભાગ્યે જ કરી શકતા. એ સંજોગોમાં અંગ્રેજીએ કૃત્રિમતા ને સંસ્કૃતે ક્લિષ્ટતા આપણને અર્પ્યાં એ હકીકત ઐતિહાસિક દૃષ્ટિએ અનિવાર્ય લાગે છે. એ જ દૃષ્ટિથી જોતાં આટલું

પણ સ્વીકારવું જોઈએ કે, અનેક કારણોથી ભાવિ ગુજરાતી વધુ સ્વાભાવિક સુંદર ને પ્રવાહી બનશે, પણ ઉપલાં બે તત્ત્વોની વત્તીઓછી અસર તો તેની પર કાયમ રહેવાની.

આજે બદલાયલા વાતાવરણમાં ભાવનાનાં તેમ ભાષાનાં પણ જુદાં આંદોલનો સ્ફુરે છે, અને તેમાં પ્રજાનો પ્રાણ જુદી જ તરેહથી ઝીલાય છે. પ્રત્યેક યુગનાં પ્રેરકતત્ત્વો હમેશાં પોતપોતાની ભાષા ઘડે છે. આ નિયમાનુસાર સમકાલીન સાહિત્યની ભાષામાં પણ અનેક નાનાંમોટાં બલો પ્રવર્તે છે. તે ભાષાતત્ત્વો મુખ્યત્વે કરીને ચાર છેઃ (૧) અંગ્રેજી ભાષા, જેની અસરનું પ્રમાણ ઘટતું જાય છે ને ગુજરાતીને વધુ અનુકૂળ વાક્યરચના આજના કળાજીવાન લેખકો કરે છે; (૨) સંસ્કૃત, જેણે આદિ કાળથી ગુજરાતીને ગાંભીર્ય ને ગૌરવ અર્પ્યાં છે; (૩) તળપદા, દેશ્ય શબ્દો અને ઉક્તિપ્રકારો, જે નવજાગૃતિને પ્રતાપે પુનર્જીવન પામ્યા છે અને ભાષામાં સરલતા ઉમેરીને ઊંચી જાતના સાહિત્યને સાર્વજનિક કરવામાં ઘણી મદદ કરે છે; અને (૪) શિષ્ટ નગરજનોની નિત્યભાષામાંથી વીણાયલા શબ્દપ્રયોગો ને ઉક્તિપ્રકારો, જે લખાણને લાલિત્ય, માધુર્ય ને તાજગી બક્ષે છે. આટલાં મુખ્ય તત્ત્વો ઉપરાંત ફારસી ને અરબી શબ્દો પણ સાહિત્યના ગુજરાતીમાં હાલ વધુ છૂટથી વપરાય છે. આવા વપરાટ વિરુદ્ધ જૂના લેખકોએ દૃઢ કરેલા ગ્રાહ એક પછી એક નષ્ટ થાય છે અને ગુજરાતીઓએ પોતાના જ કરી લીધેલા એ શબ્દોના નિર્બાધ ઉપયોગથી પસંદગીનું ક્ષેત્ર વિશાલ અને વૈવિધ્યમય થયું છે.

આ સિવાય, ગંભીર વિષયો સુગંભીર ભાષા વિના નિરૂપી શકાય જ નહિ એ ગયા યુગના ભ્રમને સિદ્ધાંતો નહિ પણ હકીકતોએ આ યુગમાં ઉઘાડો પાડ્યો છે. મનુષ્યહૃદયની કેટલીક સૌથી ઉત્કૃષ્ટ ને ગંભીરમાં ગંભીર ભાવનાઓ આજે સુગમ્ય, સચોટ ને તણખાઝરતી ગુજરાતીમાં સર્વત્ર

વ્યક્ત થઇ રહી છે. વાક્યોના વણાટમાં ઘટ્ટ તંતુઓનું સ્થાન કુમાશે લીધું છે અને લેખકોની કલાદૃષ્ટિ પુસ્તકવશ મટીને કુદરતની સાથી બનતી જાય છે. કલ્પના આગળ કરતાં વધુ સજીવ ને વિશાલતર પ્રદેશોમાં રમતી થઇ છે એટલે વાણીનો પ્રવાહ પણ અખંડ ને સવેગ વહી શકે છે. આ સ્થિતિએ વાચકોના ખાસ અને આમ વર્ગ એ તડોને સાંધવા માંડ્યાં છે અને 'વિદ્વદ્ભોગ્ય' ને 'લોકભોગ્ય' શબ્દોથી સૂચવાતાં ખોટા ભેદને ભૂતકાલના ગહનમાં સદાને માટે સરકાવ્યા છે.

નવલરામે સાહિત્યના ત્રણ મુખ્ય પ્રકાર સૂચવ્યા છેઃ મોહનગ્રંથીનું, બોધનગ્રંથીનું અને શોધનગ્રંથીનું સાહિત્ય. ગયા જમાનાના લેખકોએ પહેલા કરતાં બીજા ને ત્રીજા પ્રકારને વધુ ખીલવ્યો છે. દેશકાળ જોતાં એ જેમ અનિવાર્ય હતું, તેમ મોહનગ્રંથીનું સાહિત્ય હવે વધુ ખીલે તે પણ અનિવાર્ય લાગે છે. એ પ્રકારનું સાહિત્ય સરજનાર વર્ગ સાહિત્યસર્જનમાં અભ્યાસ કરતાં માનવંતાને ઉચ્ચતર આસને સ્થાપે છે એટલે ઉપદેશ અને સંશોધનનું કાર્ય એક જુદા જ વર્ગને હાથે થવું જોઇશે. આ ત્રણે પ્રકારનો કેવો વિકાસ થવા સંભવ છે એ હવે જોઇએ.

બોધનગ્રંથીનાં લખાણોમાં મુખ્યત્વે કરીને તત્ત્વજ્ઞાન, ધર્મોપદેશ, ધર્મચર્ચા ને નીતિશિક્ષણના વિષયોનો સમાવેશ થાય. આ પ્રકારનું ગયા જમાનાનું જે શિષ્ટ સાહિત્ય પરસાહિત્યના પ્રતિશબ્દરૂપ હતું તેણે ત્યારના સંસ્કારી ગુજરાતીને અને કેવળ પરંપરાનુસારી હતું તેણે પ્રાકૃત ગુજરાતીને આકર્ષ્યો. પણ આજે એ અને શિક્ષિત વર્ગ બંનેનાં જીવનને એક વિરલ ધર્માત્માના જે સર્વજિત સંદેશ રંગી રહ્યા છે તેને પરિણામે નરનારીઓને ભાવનાત્મક ને સબળ યુગધર્મ તો સાંપડ્યો છે. તેનાં બળોને વિચારકો અને કાર્યકરો એકત્રિત કરીને આગામી યુગ માટે પણ જુદીજુદી જીવનભાવનાઓ જેમજેમ પ્રગટાવતા જશે તેમતેમ ગુજરાતની પરંપરાને તેમ જ આધુનિક જરૂરતોને

–નિત્યજીવનના નાનામોટા સર્વ પ્રશ્નોને–મૂર્ત કરતી આપણી વિશિષ્ટ ને માનવતાયુક્ત ફિલસૂફી ઘડાતી જશે ને આપણાં ધર્મનીતિ નવો ઓપ પામી ઉજ્જવલતર બનશે; અને એ રીતે ઉપજેલો આંદોલન ઊંચાં ધાર્મિક સાહિત્યને પુષ્કળ ખીલવશે.

શોધનગ્રંથીનાં ક્ષેત્રોમાં કાર્ય કરનાર વર્ગે બીજાથી સ્વતંત્રપણે પોતાની પ્રવૃત્તિ ચલાવવી જોઇએ એ ઉપર કહ્યું. અત્યારે પણ એવો વર્ગ નવાં આંદોલનને પ્રતાપે જ, યોજનાઓ અને સિદ્ધિઓથી, આપણે ત્યાં ઉચ્ચતર પ્રકારનું પાંડિત્ય સેવી રહ્યો છે. ગુજરાત પુરાતત્ત્વમંદિરની પદવી અને પ્રવૃત્તિ, દૃષ્ટિબિંદુની અને બીજી કેટલીક મર્યાદાઓ છતાં આજે પણ એટલી આગળ પડતી છે કે જતે દિવસે આપણાં સમાજશાસ્ત્ર ને અર્થશાસ્ત્ર, ઇતિહાસ ને પ્રાચીનકાવ્યોની ખોજ, વ્યાકરણ ને રસાલંકારના ગ્રંથો તેમ જ વ્યુત્પત્તિ, જોડણી ને ભાષાશાસ્ત્રના અભ્યાસનું કાર્ય સજીવન રાખવામાં એ ઘણો સંગીન હિસ્સો આપશે એવી આશા રહે છે. જ્ઞાનવિકાસના પ્રયાસનું ક્ષેત્ર જેમ વિશાલતર તેમ વધુ સારૂં એ ન્યાયે તેણે આખા ભારતવર્ષના પુરાતત્ત્વનું અધ્યયન આદર્યું છે; પણ બીજી સંસ્થાઓએ તેની સહાયકરૂપે ગુજરાતમાં જ ઇતિહાસ, ભાષા ને બીજા શાસ્ત્રીય વિષયો પર ખાસ ધ્યાન આપવાની જરૂર પડશે.

એ વિદ્યાવિશારદો અભ્યાસરત જીવન ગાળી સંસ્કૃતિને સમૃદ્ધ કરશે ત્યારે સંસારરત જીવન ગાળનાર સ્ત્રીપુરુષો મોહનગ્રંથીના એટલે સર્જનાત્મક વાઙ્મય કે સાહિત્યથી એ જ સંસ્કૃતિને ચેતનમય ને રસમય કરવા માંડશે. અત્યારે પણ આ વર્ગ જે આગામી સાહિત્યકારનું ચિત્ર આપણે આલેખ્યું તેના કાર્ય માટે માર્ગને સરલતર કરી રહ્યો છે. જગતની પ્રવૃત્તિઓમાં અને આપણી જિંદગીમાં આપણે પ્રતિદિન વધુંવધુ રસપૂર્વક ભાગ લેતા થઇએ છીએ એટલે આપણો

નાટક, કવિતા ને વાર્તાઓમાંથી જીવ, જગત ને ઇશ્વરના અકળ ભેદો જોડે બાથ ભીડવાની વૃત્તિ ઓછી થઇને વિવિધ વ્યતિકરો અને જીવંત પાત્રોની સૃષ્ટિ સરજવાના :અભિલાષ વધુવધુ જાગતા જાય છે. આ વિષયમાં નાટક, નવલકથા ને સંસ્મરણોના લબ્ધપ્રતિષ્ઠ લેખકો છે તેમ કેટલાક યુવાન સાહિત્યસેવકો પણ ટૂંકી વાર્તા, નિબંધિકાઓ કે ચારિત્રનિરૂપણો અને—અમુક અંશે—કલા ને સાહિત્યનાં વિવેચનના તથા કવિતાના પ્રદેશોમાં ધ્યાન ખેંચનારૂં કાય કરી રહ્યા છે. આ વર્ગે સમકાલીન સાહિત્યનાં આંદોલન પ્રકટાવવામાં મોટો હિસ્સો આપ્યો છે. તેણે નવાં દૃષ્ટિબિંદુઓ પ્રાંત સમક્ષ મૂક્યાં છે કે નવી પદ્ધતિઓ સ્વીકારીને રસસાહિત્યના મૂર્છિત આત્માને પુનઃ પ્રાણ અર્પ્યો છે. જેને Literature of aspiration કહે છે તેવું, ઊર્ધ્વગામી અભિલાષાઓ વ્યક્ત કરતું, આ સાહિત્ય છે. જીવનમાં આજે જે વસ્તુઓ કે ભાવનાઓનો કાળ પક્યો છે તે આ આત્માઓમાં પ્રગટીને પ્રફુલ્લ થઇ છે અને સૂક્ષ્મ કે સમૃદ્ધ કલાથી તેનો આવિર્ભાવ થવા લાગ્યો છે. જનતાએ તો, હમેશ માફક, આ અપૂર્વ સ્ફુલિંગો જીરવતાં પહેલાં ચોપાસ અધીરાઇ ને અસ્વસ્થતા પ્રદર્શિત કરી છે. એ ઉભરો શમ્યા પછી નવી શક્તિઓ તેના હૃદયમાં પણ જન્મશે. તે સમયે આજની નવીનતા ત્યારના જીવનના તાણાવાણારૂપ બની જશે; અને આ આદ્ય પ્રવર્તકોના કાર્યને સમકાલીનોએ ભ્રૂભંગથી જ કેમ વધાવ્યું એમ વિસ્મય પામતો વિ. સં. ૨૦૦૧નો ગુજરાતી પૂર્વજોની બુદ્ધિશક્તિનો ક્યાસ કાઢવા બેસશે.

સાહિત્ય એટલે લેખકોનો ઘેલછાભર્યો કલ્પનાવિહાર ને વાચકોનો ક્ષણ બે ક્ષણનો વિલાસ એમ ઘણાં માણસો માને છે; સાહિત્યને પ્રજાજીવનની વિધાયક શક્તિ તરીકે સમજવાનું ઘણાં થોડાંને સૂઝે છે; અને તેથી પણ થોડાંને સાહિત્ય ખાતર આકરાં સમર્પણ કરવાની સ્ફુરણા થાય છે. છતાં, નિરાશા પ્રમાદનું જ પરિણામ હોય છે અને એ

રીતે પાપનો એક પ્રકાર બને છે માટે, આપણે સમાપ્તિ કરતાં ઇચ્છીશું કે જેમજેમ સાહિત્યના સમર્પણીઓ પાકવા માંડશે અને તેની ખૂઝ જાણનાર રસજ્ઞ વાચકો વધશે તેમતેમ ઊંચા પ્રકારના સાહિત્ય માટે પ્રજા વધુ દરકાર કરતાં શીખશે. સાથેસાથે, ગુજરાતમાં અત્યારે પ્રવર્તે છે તેવાં પ્રેરકતત્ત્વોને ઝીલવાની અને તે પ્રેરણાઓ પીને લોકજીવનને પણ ઘડવાની મહેચ્છા આપણે ત્યાં બહુ સબળ થશે. આ યુગનું વાતાવરણ તેવી મહેચ્છાને પોષી રહ્યું છે, અને તેવા ત્યાગશીલ સાહિત્યકારોને પણ સરજતું જાય છે; અને તેથી જ, જે ફૂટતાં કિરણોની ઝાંખી આપણે કરી તેનો પૂર્ણ પ્રકાશ રેલવનાર સાહિત્યના એ તારણહાર પર આજે આતુર, નિમંત્રતાં નયનો ઠરી રહ્યાં છે.

૧૯૨૩

# નવા સાહિત્યનાં પ્રેરકબળો

આપણી પરાધીનતાનો દિવસ હવે આથમતો જાય છે—જીવનના બીજા પ્રદેશોમાં તેમ સાહિત્યમાં પણ. પરદેશના સાહિત્યકારોને ચરણે બેસીને, જીવનદર્શન કે સંસ્કારની ભાવના વિશે તેઓ ભણાવે તેટલું જ શીખવાની ઘડી હવે વીતી ગઈ છે. આજે કોટયવધિ હિંદવાસીઓના દિલમાં ફરી એક વાર ચૈતન્ય સ્ફુરવા માંડ્યું છે. તેમનો નિર્ધાર છે કે જગતમાં જીવવું તો સ્વતંત્રપણે જ, વિકાસ સાધવો તો પોતાના જ પ્રભાવે, ઝૂઝવું તો પણ પોતાના જ બળે. આવી મનોદશામાં વિહરતી પ્રજાની એષણા અને અભિલાષાને પારકી ભૂમિના પાકની ગમે તેવી સ્વાદિષ્ટ વાનીઓ પણ હવે સંતોષ આપશે નહિ. દેશમાં જે નવી ભાવનાઓ જાગી છે અને જે અસંખ્ય પ્રવૃત્તિઓ લોકમાનસને સચેત કરી રહી છે એ બધી ગુજરાતી લેખકને હાથે, ગુજરાતી જીવનને ઘટે તેવી રીતે, ગુજરાતી વાંચનારને પ્રેરે અને દોરે તેમ, આપણા ગુજરાતના સાહિત્યમાં અમર અક્ષરે અવતરવા લાગે એવું આપણે વાંછીએ છીએ. એ વાંછના આજે પ્રવર્તતાં સાહિત્ય અને સંસ્કારનાં કેવાંકેવાં પ્રેરકબળોથી આવતાં થોડાં વરસોમાં પૂરી પડવા સંભવ છે એ આજનો વિષય છે. આમ આવતાં વરસોની વાત કરવી એટલે ભવિષ્ય ભાખવાનું મોહક છતાં જોખમભર્યું કામ હાથ

૧. ૧૯૮૧ના ભાદરવા શુદ ૯ ને શુક્રવારે વિલ્સન કૉલેજના વિદ્યાર્થીઓ પાસે વાંચેલું વ્યાખ્યાન, થોડા ઘટાડા સાથે.

ધરવું – સ્વપ્નસૃષ્ટિના ચમત્કાર રંગતરંગોને ઝીલવા મથવું; તેની ઊઘડતી ને ઊંડી જતી કળાઓને સુરેખતાથી આલેખવાનો મુશ્કેલ પ્રયાસ કરવો.

સ્થિતિ આવી છે છતાં મેં નવા, આગામી યુગના સાહિત્યને પ્રેરનારાં બળો વિશે બોલવાનું રાખ્યું છે, કેમ કે અત્યારે જે ઉગ્ર છતાં દૈવી અસંતોષ આપણાં સૌનાં દિલમાં પ્રજળી રહ્યો છે તે આશાજનક ભાવિની ઝાંખીથી જ શમી શકે તેમ છે. અને આજની દૃષ્ટિને જે વસ્તુ ઝાંખીઝાંખી જ દેખાય છે તેને કાલે સિદ્ધ કરનારી શક્તિઓ વિદ્યાર્થી-સંઘમાં સૌથી વિશેષ હોય તે કુદરતી છે. આ કારણથી પણ, તમારા માનનીય મંત્રીનું નિમંત્રણ સ્વીકારતાં આ વિષય પર જ કૈંક કહેવાનું મને સૌથી ઉચિત જણાયું.

નવું સાહિત્ય આજનાં ક્યાં બંધનો દૂર કરીને કઇ દિશામાં ગતિ કરે તેવો સંભવ છે તેનું સૂચન કર્યા અગાઉ, પશ્ચાદ્ભૂમિ તરીકે, આજથી દસકા પરનું સાહિત્ય કેવું હતું તેનું ચિત્ર દોરવાનો પ્રયાસ કરીએ.

સંવત ૧૯૭૦નું વર્ષ એટલે નાનાં મોટાં ઘણાં પરિવર્તનોનું વર્ષ. એ વર્ષથી ઇતિહાસકાર નવો યુગ આંકવા પ્રેરાય તો નવાઇ નહિ. અર્વાચીન સંસ્કૃતિને કોઇ નવું ને અનોખું જ રૂપ આપનાર યુરોપી મહાયુદ્ધ એ વર્ષમાં જ આરંભાયું; અને પાછળથી સત્યાગ્રહ અને અસહકારદ્વારા હિંદુસ્તાનનું પુનર્વિધાન કરવા નિર્માયેલો રાષ્ટ્રવીર દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ આવ્યો તે પણ એવામાં જ. એ રાજકીય બનાવોની સાહિત્ય પર થયેલી અસર ઓછી નથી, પણ એકલા સાહિત્યનાં જ એ વખતનાં સીમાચિન્હો પર નજર માંડીએ તો જણાય છે કે ગોવર્ધનરામ અને કલાપી, તેમ જ ન્હાનાલાલ, નરસિંહરાવ, તથા 'લલિત' એ ત્યારના સૌથી લોકપ્રિય લેખકો હતા; 'વસંત' અને 'સમાલોચક' સૌથી સારાં માસિકોમાં ગણાતાં; ગુજરાતી ભાષામાં પ્રવાહિતા કરતાં નક્કરપણું વધારે હતું. વંગ

અને તેજસ્વિતા કરતાં, કૃત્રિમ એવું ગૌરવ તેમાં વધારે દેખા દેતું. તે યુગનો સાહિત્યકાર જીવનની સિદ્ધિ મૂર્ત નહિ, પણ અમૂર્ત ભાવનાઓના સેવનમાં જોતો એટલે યુગને સંકેલનારી કૃતિ સ્વાભાવિક રીતે જ, અતિઉન્નત છતાં દુઃસાધ્ય, કેવળ ભાવવાચક આદર્શ દેખાડનાર 'જયા અને જયંત' જ બની શકી.

આ બધું પલટી નાંખનાર માણસો એ વખતે લોકદૃષ્ટિમાં તુરતના જ આવવા માંડ્યા હતા અથવા શાળાજીવન પૂરૂં કરતા હતા. ગૂર્જરસભા એવામાં નવીસવી જ સ્થપાઇ હતી; તેના ચાલકો બહુધા ખાનગી સાહિત્યમંડળોમાં જ પ્રખ્યાત હતા; રા. મુનશીએ અંગ્રેજીમાં લખવું છોડીને ગુજરાતીમાં ભાગ્યે જ લખવા માંડ્યું હતું, પણ પ્રબોધકાળના નૂતન સ્ફુલિંગો તો એમના આત્મામાં પણ તતડાટ કરી રહ્યા હતા; રા. ચંદ્રશંકર પંડ્યાની સંસ્કારી વક્તૃત્વકળાથી ગુજરાતી શહેરો ગાજતાં થયાં નહોતાં; રા. યાજ્ઞિકનું માસિક 'નવજીવન' હજી જન્મ્યું નહોતું; રા. વિભાકરની અવનવીન નાટકાવલિનો એકે મણકો પ્રજાને સાદર થયો નહોતો; રણજિતરામ ભર્યા ગુજરાતની ફિકર રાખીને ફરતા અને પ્રત્યેક નવીન આશાદાયી યુવકને — લેખક તેમ જ કાર્યકરને — જુદીજુદી રીતે પ્રોત્સાહન આપતા. ટૂંકમાં, તે દહાડે નવો યુગ એરણ પર હતો.

વળી, એ સર્વનાથી બાળક એવી ઉછરતી પેઢીના સાહિત્યસેવકો જેમણે પાછળથી નામ કાઢ્યું છે તેઓ સઘળા પણ તેવામાં નિશાળિયા કે કૉલેજીઅન હતા. રા. બટુભાઇ ઉમરવાડીઆ, 'ધૂમકેતુ', રા. મેઘાણી, રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, રા. દેશળજી પરમાર, રા. ત્રિભુવન વ્યાસ, રા. મુનિકુમાર, રા. પૃથુલાલ શુકલ, રા. ગગનવિહારી, 'સૈનિક' વગેરે જુવાન મંડળી તે સમયમાં પોતપોતાની શક્તિમતિ અને વલણ અનુસાર પરસાહિત્યની રસવતી પ્રેરણાઓ પીવામાં કે રાષ્ટ્રીયતાનાં નવીન, પ્રાણપદ આંદોલનો ઝીલવામાં રોકાઇ ગઇ હતી.

વધુમાં, રાષ્ટ્રસંથનના નવનીતરૂપ બે બળવાન સાહિત્યસંપ્રદાયો – આજનો 'નવજીવન' સંપ્રદાય અને 'સૌરાષ્ટ્ર'નો સંપ્રદાય – એ વર્ષમાં અસ્તિત્વ ધરાવતા થયા નહોતા.

૧૯૭૦માં આ પ્રમાણે હતું. ત્યાર પછીનાં દસ અગીઆર વરસમાં ઉપર ગણાવ્યા તે લેખકોએ પોતાનું લાક્ષણિક અને બહુવિધ અર્પણ પ્રાંતના સાહિત્યને કર્યું છે. એમના અર્પણનું અવલોકન કરવાની અહીં જરૂર નથી કેમ કે તે આપણી નજર સામે જ થતું આવ્યું છે અને હજી પણ થાય છે. તેથી વધારે પ્રસ્તુત અને આજના વિષય માટે આવશ્યક તો એ છે કે આજનો સાહિત્યકાર કઇકઇ બાબતોમાં ઊણો છે તેનો વિચાર કરવો. ઊણપોના એ સૂચન પરથી આપોઆપ સમજાશે કે નવા સાહિત્યને પ્રેરનારાં અને પરિપૂર્ણ કરનારાં બળો કેવી જાતનાં હોવાં જોઇએ.

ત્યારે, આજનો નમૂનારૂપ સાહિત્યકાર કેવો છે? આ પ્રશ્નના ઉત્તર માટે, સમકાલીન સાહિત્યના સંપ્રદાયોનું દિગ્દર્શન કરતાં મેં બીજે સ્થળે વાપરેલાં વચનો જરા ફેરફાર કરીને ઉતારવાની જરૂર પડે છે.

> ૧૯૮૧ના સાહિત્યકારનું દૃષ્ટિબિંદુ પૂરે અંશે, ખરેખર અર્થમાં, રાષ્ટ્રીય થયું નથી; તેણે લોકહૃદયના ધબકારા સુણ્યા છે એટલું જ, તેની સાથે તે એકતાર નથી થયો; તેણે તત્ત્વજ્ઞાનમાં ચંચુપાત કર્યો છે ને વિજ્ઞાનનાં દૂરથી જ દર્શન કર્યાં છે; તે પ્રવાસી નથી, અનુભવનો રસિયો નથી, વૈવિધ્યનો આકાંક્ષી નથી, જિજ્ઞાસા વડે રંગાઇ રહ્યો નથી: તેને હિંદની પ્રાચીન સંસ્કૃતિનું, સંસ્કૃત સાહિત્યના ભંડારનું, પરપ્રાંતો કે પરદેશોનાં સાહિત્યોનું પ્રત્યક્ષ ને નિશાળ જ્ઞાન નથી; તેણે જૂના ગુજરાતી સાહિત્ય કે ભાષા વિશે સાંભળ્યું છે તેથી ઓછું તેને જોયું છે, તેનાથી પણ ઓછું એ વાંચ્યું છે, અને તેનો અભ્યાસ કરવાની તો તાકાત પણ એ ખોઇ બેઠો છે. *

* 'કૌમુદી' પોષ ૧૯૮૧; પૃ. ૯.

આપણો આજનો સાહિત્યકાર આવી ગંભીર મર્યાદાઓ લઇને સાહિત્યની સૃષ્ટિમાં અવતર્યો છે તેમાં વાંક બે વસ્તુઓનો છેઃ એક તો આપણું રાજ્યતંત્ર, અને બીજી આપણી શિક્ષણપદ્ધતિ. હિંદની અર્વાચીન સંસ્કૃતિને અને તેથી સંસ્કૃતિના કલાત્મક ઉદ્દગાર એવા સાહિત્યને અમુક જ જાતનો રૂપાળો કે બેડોળ ઘાટ આપવા માટે ચાલુ રાજ્યતંત્ર અનેક રીતે જવાબદાર છે. પણ તે સર્વની ચર્ચા અહીં ન કરીએ. આજના ઉદ્દેશ માટે તો રાજ્યતંત્રની એક સૌથી પ્રાણઘાતક ત્રુટી પર જ મારે ધ્યાન ખેંચવાનું છે. એ ત્રુટી આ દેશના પ્રાંતોની આજની રચનાને લગતી તથા તેની અનુષંગી એવી રાજ્યભાષાને લગતી છે. હિંદની ઇલાકાવાર થએલી જે વહેંચણીથી હમણાં વહીવટ ચલાવવામાં આવે છે તે પહેલેથી જ બિનકુદરતી હતી, પણ હવે તો વિનાશકારક અને અસહ્ય બની રહી છે. તે વહેંચણી અસલ વારામાં જેઓએ કરી તેમનામાં રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ રજભાર પણ નહોતું એટલે તેમણે તો તંત્ર ચલાવવાની સગવડનો જ વિચાર કર્યો. પણ આપણી આંખો તો હવે ખુલવી ઘટે છે. આપણને તો હવે સમજાવું ઘટે છે કે આ ભરતખંડનો એકેક પ્રાંત–ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ, ઉત્કલ, કેરળ, સિંધ, પંજાબ, વરાડ, બિહાર, એમ હરેક પ્રાંત–નાનો કે મોટો દેશ છે; તેથી ભરતખંડના વિભાગો એ હરેક દેશની સ્વભાષાના ધોરણથી જ થવા જોઇએ, બીજી કોઇ પણ રીતે નહિ. તેમ થાય ત્યારે જ હરેક પ્રાંતનું વ્યક્તિત્વ ખીલે અને તેની લાક્ષણિક સંસ્કૃતિ પોષાય; ત્યારે જ, ગુજરાતમાં પ્રત્યેક સ્થળે–રાજ્યકચેરી અને અદાલતોમાં, રાજ્યના હરેક નાનામોટા ખાતામાં, નિશાળો અને કૉલેજોમાં, બધે–ગુજરાતી દ્વારા વહેવાર ચાલી શકે. તેમ થાય તો જ પ્રજાના પ્રત્યેક વર્ગને સ્વાભાવિક વાતાવરણમાં જીવનનો લહાવો મળે અને સાહિત્યકાર પણ એવા વાતાવરણમાંથી જ અખંડ પ્રવાહે વહેતી પ્રાણવાન પ્રેરણાઓ ઝીલી

શકે. આજે એ સ્થિતિ નથી તેથી આજનો સાહિત્યકાર આખો દિવસ ઍડવોકેટ, પ્રોફેસર કે સરકારી અમલદાર તરીકે જિંદગીનો વહેવાર પારકી ભાષામાં ચલાવીને પછી રાત્રે સ્વભાષામાં વાર્તા, કવિતા કે નાટક રચવા બેસે છે. આથી તેનું કાર્ય બહુ ભાગે કૃત્રિમ બને છે; ઉપલકિયું ને નિર્બળ લાગે છે; તે અમર નહિ થાય એવી દહેશત પણ રહે છે. આ કથનના અલબત્ત અપવાદો છે. જેઓ પરભાષા દ્વારા કામકાજ ચલાવતા નથી અને લોકજીવનના વધારે ગાઢ સંપર્કમાં આવે છે તેવા કેટલાક ખાસ કરીને તરુણ સાહિત્યકારોનું ગુજરાતી કુદરતી અને જોમદાર હોય છે. પણ તેવા લેખકોનું પ્રમાણ વધવું જોઇએ. ભાષાવાર પ્રાંતરચના ચાલુ કરવામાં રહેલી ઘણીઘણી મુશ્કેલી છતાં, એ યોજના કોઇક દહાડો તો અમલમાં મૂકવી જ પડશે. અને તે તેવી રીતે ચાલુ થશે ત્યારે જ ખરેખરા ગુજરાતી સાહિત્યકારો પ્રગટશે. નવીન રાજ્યતંત્રનું આ અંગ સાહિત્યનું કેવું મહાન પ્રેરકબળ બની શકે તેમ છે તેનો અત્યારની પરસંસ્કારે રંગાયલી મનોદશાને ખ્યાલ સુદ્ધાં ન આવે એ બનવાજોગ છે. પણ જ્યારેત્યારે એ બળ સાહિત્ય પર અસાધારણ પરિવર્તનકારી અસર કરશે જ એવી મને તો પ્રતીતિ છે.

હવે શિક્ષણપદ્ધતિને લગતી વાત વિચારીએ. ચાલુ પદ્ધતિ દૂષણોથી ભરચક છે એની તો યુવકજનોને આટલે વર્ષે યાદ આપવાની ન જ હોય. એ વિષયનું અહીં વિસ્તૃત નિરૂપણ કરવાની જરૂર નથી. તેથી કેવળ એટલું જ સ્પષ્ટ કરીએ કે શિક્ષણની ખામીઓને લીધે કઇકઇ બાબતોમાં આજનો સાહિત્યકાર દરિદ્ર રહ્યો છે અને આવતી કાલનો સાહિત્યકાર સમૃદ્ધિમાન થઇ શકે તેમ છે.

નિશાળથી માંડીને તે આપણે કૉલેજ ભણી ઉતરીએ ત્યાં સુધીમાં

જેજે સંસ્કારો આપણા મન પર પાડવામાં આવે છે તેમાં ક્યાં ય પણ હિન્દની પ્રાચીન કે મધ્યકાલીન સંસ્કૃતિનો ક્રમસર ને શાસ્ત્રીય અભ્યાસ કરવાનો અવકાશ નથી. આ ખામી આપણે ભણતર છોડીને સાહિત્યસેવા કરવા લાગીએ ત્યારે સૌથી વધુ સાલે છે કેમ કે જ્યાં આપણાં પોતાનાં ધર્મશાસ્ત્રો, ફિલસુફી, કળા, કારીગીરીઓ, સમાજરચના અને સાહિત્યની કે બીજા પ્રાંતોની ભાષાઓની ગતાગમ ન હોય ત્યાં આપણને આપણા ખરા ગૌરવનું ભાન શી રીતે થાય? કે આપણી સાચી અપૂર્ણતા કેમ વર્તાય? અથવા જીવન અને સાહિત્યનાં નવાં સ્વતંત્ર દર્શન પણ શી રીતે સ્ફુરે? આત્મભાન ખીલવાનાં આ સાધનોને અભાવે સાહિત્યકાર પ્રજાના ચઢઉતર ઘણા વર્ગોથી અળગો પડી ગયો છે અને પોતાના અતિસાંકડા એકલવાયા કુંડાળામાં જ રાતદિવસ ભમતો ને તેમાં જ મહત્તા માનતો, તે અલ્પજીવી સાધારણ લખાણ લખી શકે છે.

એક ત્રીજી ખામી તેને નડ્યા કરે છે તે દેશાટન સંબંધી. દેશ-દેશમાં પ્રવાસ કરવો, ત્યાં અનેક તરેહનાં માણસો જોડે ભમવું, તેમના સ્વભાવ અને કૃત્યોની પિછાન ને પૃથક્કરણ કરી તેમાંથી જીવનની સ્વકીય ફિલસુફી તારવવી, નવાં ને નિરનિરાળાં સ્થાનોનાં અવલોકનથી મગજને તાજગી અને હૃદયને ઉલ્લાસ અર્પવોઃ આ સઘળું હરકોઇ દેશકાળની શિક્ષણપ્રથાનું આવશ્યક અંગ હોય. પણ આપણો દેશ અને કાળ બંને તેની મનાઇ કરે છે. આપણે તો જ્યાં જન્મ્યા તે ગામડું જોયું ને જ્યાં કેળવાયા તે શહેર જોયું એટલે આપણા પ્રવાસની ઇતિશ્રી આવી રહી. પણ આમ હવે ઝાઝો વખત ચાલવું જોઇતું નથી કેમ કે પ્રવાસ જીવનના હરકોઇ ક્ષેત્રને લાભકારક છે પણ સાહિત્યસર્જનમાં તો તે અમી સિંચનાર હોઇને તેનું મહત્ત્વ આંક્યું જાય તેમ નથી.

આવી જ રીતે, અભ્યાસનો વિસ્તાર હાલ છે તેનાથી વધારીને ભિન્નભિન્ન કલાઓ, ફિલસુફી અને સૃષ્ટિવિજ્ઞાનનાં સર્વમાન્ય મૂળતત્ત્વો જો યોગ્ય રીતે કુમળી વયથી જ શીખવાતાં થાય તો આપણે જીવન તેમ જ કુદરત પર વધારે વિશાળ, વૈવિધ્યવાળી અને સબળ દૃષ્ટિ ફેરવતા થઇએ; સાહિત્ય પણ તેટલે અંશે વધારે રસાત્મક બને તથા પ્રફુલ્લ બને.

સરકારી શિક્ષણસંસ્થાઓની આ ગલતીઓ બેપાંચ વરસમાં નિવારી શકાય અને નજીકના ભવિષ્યમાં ગુજરાતી યુવકયુવતીઓ સ્વકીય સંસ્કારથી ઓપતાં થાય, નવીન સાહિત્ય ટૂંક વખતમાં ખરેખર રાષ્ટ્રીય બનવા માંડે, એ આશા વ્યર્થ લાગે છે. પણ પ્રજાનો મોટો ભાગ જે કેળવણી લઇ રહ્યો છે તેમાં આ વિપ્લવકારક ફેરફારો પ્રવેશ પામે તે દરમિયાનમાં એક બીજે સ્થળે તો વિપ્લવ ક્યારનો ચાલુ થઇ ચૂક્યો છે. આજે કેટલોક વખત થયાં 'ગુજરાત વિદ્યાપીઠ' અને 'ગુજરાત પુરાતત્ત્વ મંદિર' જે અપૂર્વ પ્રયોગ સાબરમતીને રમણીય તીરે કરી રહ્યાં છે તેને નવા સાહિત્યનો સમીક્ષક અવગણી શકે તેમ નથી. એ બે તેમ જ એવી બીજી નાની કે મોટી પ્રજાકીય શિક્ષણસંસ્થાઓ હજી ઊગતી અવસ્થામાં છે તેથી તેમના કાર્ય તરફ સંમતિ કરતાં ટીકાની નજરે વધારે જોવાય એ સમજી શકાય તેવું છે. પણ જે ભાવનાથી એ સૌ પ્રેરાયાં છે અને જે ભાવના અનુભવે તથા કાળબળે કરીને તેમના કાર્યમાં વધારે સ્ફુટ અને પ્રકાશમાન થવાની જ, તેની શક્યતાઓ સાહિત્યવિકાસ માટે અત્યંત આશાભરી છે એટલું જ નહિ, હૈયું ઠારનારી પણ છે. ત્યાં આત્માના જે અંકુરો ફુટે અને ઉછરે છે તે કદી પણ આજ પહેલાં અર્વાચીન ગુજરાતે ઉછેર્યા નથી; એટલે ત્યાં કેળવાયલા આવતી પેઢીઓના ગુજરાતીઓ સાહિત્યસેવક તરીકે બહાર આવશે ત્યારે ખરે જ આપણને કોઇક અભિનવ, પરમ સુંદર, જ્ઞાનગરવી રસગીતાઓ સુણાવશે તેમાં સંદેહ નથી.

આ પ્રમાણે તળ ગુજરાતમાં તેમ કાઠિયાવાડમાં પણ નવાં સાંસ્કારિક પ્રેરકબળો થોડાં વર્ષથી પ્રવર્તી રહ્યાં છે. શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન અને 'સૌરાષ્ટ્ર' પત્ર તથા તેની વિશિષ્ટ પ્રવૃત્તિઓ સૌને સુવિદિત છે. તેમાંએ, રા. મેઘાણીએ જે સોરઠી સાહિત્ય અવિરત શ્રમ અને ઉત્સાહથી બહાર આણવા માંડ્યું છે તેમાંનાં અદ્ભુત તત્ત્વ, સૂક્ષ્મ રસિકતા તથા ભાષાવૈભવનો આગામી સાહિત્ય પર જે પ્રભાવ પડશે તે પણ તેજસ્વી અને મૂલ્યવાન નીવડશે.

અસ્તુ. હવે વિષય સમેટીએ. તેમ કરતાં મારે આ એક જ વાત પર ભાર મૂકવાનો છે કે ભાવિ સાહિત્ય માટે આપણે ગમે તેવા ઊંચા વિચારો કે યોજનાઓ કરીએ, પણ આપણા સકળ મનોરથોની સિદ્ધિ તો નિર્મળ વ્યક્તિત્વને ઝળકાવતા આપણે નવી પરિસ્થિતિને પહોંચી વળવાનું હૃદયબળ જે અંશે કેળવી શકીશું તેના પર જ રહેશે; કેમ કે, આપણે અત્યારે ભોગવીએ છીએ તેને મળતી દશા ભોગવતા જુવાન અમેરિકન સાક્ષરને સંબોધતાં એમર્સને કહ્યું હતું તેમ,

Is it not the chief disgrace in the world, not to be a unit;—not to be reckoned one character;—not to yield that peculiar fruit which each man was created to bear, but to be reckoned in the gross, in the hundred or the thousand, of the party, the section to which we belong; and our opinion predicted geographically, as the north or the south? Not so, brothers and friends,-please God ours shall not be so. We will walk on our own feet; we will work with our own hands; we will speak with our own minds. The study of letters shall be no longer a name for pity, for doubt and for sensual indul-

gence. The dread of man and the love of man shall be a wall of defence and a wreath of joy around all. A nation of men will for the first time exist, because each believes himself inspired by the divine soul which also inspires all men.

ગુજરાતની પ્રજા પણ એમ જ પહેલવહેલી વાર પોતાના સ્વતંત્ર જીવનનો સાક્ષાત્કાર કરવાનો, સ્વતંત્ર સંસ્કૃતિ વિકસાવવાનો, સ્વતંત્ર આત્માના પ્રતિબિંબરૂપ અજર ને અમર સાહિત્ય સરજવાનો, તે સરજીને બળવંતી, પ્રતાપી, મહાપ્રજા તરીકે અક્ષયકીર્તિ વરવાનો પવિત્ર ને ગંભીર પ્રયત્ન આજે કરે છે. તેની નિરંતર રક્ષા કરી રહેલા દિગ્પાળો અને દેવદૂતો તેના એ યશોજ્જવળ કાર્યમાં સહાય થાઓ એવી પ્રાર્થના સહિત સમાપ્તિ કરીશું.

૧૯૨૫

# મન્થનયુગનો સાહિત્યકાર

## ૧

સાહિત્યકલાના આ મહોત્સવપ્રસંગે[1] મને સંભારવા અને નોતરવા માટે હું આપ સર્વનો ઋણી છું અને ખરેખર ઋણી છું. 'ખરેખર' કેમ કે ઋણસ્વીકારનું આ પ્રારંભવચન એ નિષ્પ્રાણ શિષ્ટાચારનું વચન નથી. એમાં શિષ્ટાચાર હોય જ, તો એ પ્રાણવાન છે. હું અનુભવું છું કે જિંદગીમાં કદી કરી નથી એવડી લાંબી મુસાફરી માથે લેવી; એને માટેની મોટી તૈયારીઓ અને નાની ચિંતાઓ બરાબર મહિનાદિવસ સુધી કરતા રહેવું; નવા પ્રદેશોને આંખો ભરીભરી નિહાળવા અને નવાં માણસોનાં ઓળખાણ આનંદપૂર્વક કરવાં; કોઈ જૂના મિત્રોનાં મુખ પણ વર્ષોના ગાળા પછી આ અવસરને અંગે જ ફરીથી જોવાં; અને એ રીતે, પત્રકારી નિત્યજીવનના ઊંડા ચીલાને થોડા દિવસ પણ છોડીને, ભવાટવીના એ એક નાના સાંકડા ચીલા બહાર પણ ઘણાં વનઉપવનના વિશાળ પંથો છે, મનહર તેમ જ મનભર ફૂલવાડીઓ અને વૃક્ષઘટાઓ આત્માના વિહાર કે આરામ કાજે અહર્નિશ ઝૂલતી ને ઝૂકતી જ હોય છે, એવા ભાનમાં થોડો વખત પણ રાચવું—આ સર્વ લાભો,

૧. કરાચી મુકામે ૧૯૨૯ના માર્ચએપ્રિલના સંધિકાળના દિવસોમાં એ ઉત્સવ ઉજવાયલો. ત્યાં વાંચવા માટે આ વ્યાખ્યાન તૈયાર કર્યું હતું.

હું અનુભવું છું કે, આપના માયાળુ નિમંત્રણ વિના મને ન જ મળ્યા હોત: તેથી જ કહું છું કે આપ સૌના આનંદનો સહભોક્તા થવા આપે મને તેડાવ્યો, એ બદલ હું આપનો ખરેખર–ખરેખર ને અત્યંત–આભારી છું.

## ૨

ઉપર જે પત્રકારી જીવનનો ઉલ્લેખ કર્યો તે મુખ્યત્વે 'લિટરરી જર્નાલિસ્ટ'નું, સાક્ષરી પત્રકારનું જીવન છે. તેની સાક્ષરતા વિશેષણથી જ અટકી જાય છે, નામ સુધી પહોંચી શકતી નથી, એ આપ જોઈ શકશો. આનો અર્થ એ કે તેવા પત્રકારને પોતાને શુદ્ધ સાક્ષરજીવન ગાળવાની તકો અને સગવડો ગુજરાતમાં ઝાઝી નથી. આપણો પત્રકાર, અભ્યાસી કે વિચારક કરતાં પ્રચારક વધારે અંશે હોય છે. આમ હોવાથી સાક્ષરી પત્રકારનો મુખ્ય ધર્મ એ રહે છે કે જગતની અને દેશની ભૂતકાલીન તેમ જ પ્રવર્તમાન સાક્ષરતાનો શિક્ષિત જનતામાં પ્રચાર કરવો. એ પ્રચારકામને અંગે તેણે બીજાં ઘણાં સાધનો ઊભાં કરવાનાં હોય છે તેમ પોતાના પત્રદ્વારા પ્રજાને સાહિત્ય અને સાક્ષરતાનાં શ્રેષ્ઠ ફળો પીરસવાને લેખકોનો સહકાર પણ શોધવા અને સાધવાનો હોય છે. એનું પત્ર યુગનાં પ્રગતિમાન બળોનું વાહક હોય, તેથી એ લેખકમંડળ પણ બહુધા તરુણ સાહિત્યકારોનું બનેલું હોવાનું. પોતાનું પત્ર કેવળ ગતિ ન કર્યા કરે, પ્રજાની વર્તમાન જરૂરતો ઉપરાંત ભાવિ આશાઓને પણ વ્યક્ત કરે, અને ત્યાં એ આશાઓ સિદ્ધ કરવા યત્ન આદરે, એ માટે પત્રકારે – તંત્રીએ – બે ટેવો ખસુસ કરીને પાડવાની હોય છે. તેણે જેમ એક તરફથી પોતાની જાતસુદ્ધાંતના આખા લેખકવર્ગની શક્તિઓને ઓળખી લેવા તથા વાપરવા ઉદ્યુક્ત રહેવાનું હોય છે, તેમ એ આખા વર્ગની મર્યાદાઓ પણ, નિખાલસ

આત્મનિરીક્ષણથી તેમ જ સમભાવી પરનિરીક્ષણથી તપાસતા રહેવાની હોય છે. સાધારણ રીતે એવું બને છે કે શક્તિઓની ઓળખ પ્રમાણમાં સહેલી હોય છે, પણ મર્યાદાની નિરીક્ષા મુશ્કેલ છે. પણ યુવાન સાહિત્યકારોએ પોતાના વિકાસને રુંધવો ન હોય તો તેમણે એ મુશ્કેલીભરી ફરજ થોડી કે ઘણી બજાવ્યે જ છૂટકો. આ કારણે, એવા સાહિત્યકારની શક્તિઓની જરા ય અવગણના કર્યા વિના, તેનો વિકાસ થવામાં નડેલી કે હજી નડતી મર્યાદાઓને સમજવાનો પ્રયત્ન આપણે આજે કરીશું. એ પ્રયત્ન આપણા સાહિત્યના ભાવિદર્શન અને ભાવિસર્જનનો વિચાર કરવામાં પણ સહાય થવાનો સંભવ છે. મને આશા છે કે ગુજરાતના જૂનાનવા સાહિત્યનાં પ્રેમીઓને આ પ્રયત્ન નીરસ કે નિરુપયોગી લાગશે નહિ.

૩

પંદરેક વર્ષથી જગત અને ભારતવર્ષ કોઈક મહામન્થનનાં વમળોમાં ઘૂમરીઓ ખાતું પડ્યું છે. મનુષ્યજીવનનું એક પણ ક્ષેત્ર એવું નથી જેણે એ દિવ્ય-દારુણ મન્થનના ઘોર, ઘોર તેટલા જ ભવ્ય, નિનાદ સુણ્યા ન હોય; અને મનુષ્યજીવોમાં કદાચ એક પણ એવો નથી, જેણે એ દિશામાત્રને વ્યાપી લેતી વમળપરંપરાનો ઉન્માદક વેગ કોઈ ઘડીએ પણ, કોઈક રૂપમાં પણ, ઓછોવત્તો અનુભવ્યો ન હોય. લોકક્ષય કરવો, અને તે નવલોકના સર્જનનિમિત્તે જ કરવો, એવો જેનો સ્વભાવ છે, તે કાલભગવાનની આને એક વિશેષ લીલા જ કહીશું. પણ અનિષ્ટોનો ક્ષય અને ઇષ્ટનું નવું સર્જન ક્યારે થશે, માનવ-સાગરનાં આ પ્રચંડ મન્થન પૂરાં થઈ ક્યારે તેમાંથી હલાહલ ઉપર તરી આવી છૂટું પડશે, ચિરંજીવ લોકકલ્યાણને કાજે એ હલાહલનું અદ્‌ભુત શાંતિથી પાન કરી લઈ, અનંતકાળનો નીલકંઠ બનવા તત્પર

એવો તપોનિધિ કો ધૂર્જટિ ક્યારે પ્રગટશે–અને પછી ક્યારે આ મરણોન્મુખી પૃથ્વીપ્રજાઓને અમૃત લાધશે–આ સર્વે પ્રશ્નો અત્યારે તો પ્રશ્નો જ છે. તેમને એ સ્વરૂપે જ છોડી, માત્ર રજૂ કરી, આપણે ધ્યાનમાં રાખવાનું તે એટલું કે, નવો લેખકવર્ગ આવા સર્વદેશી અપૂર્વ મન્થનકાળમાં વસે છે, તેના અતિચંચળ વાતાવરણથી સદૈવ વીંટાયલો રહે છે, એવા વાતાવરણનો જ તે બહુધા રસિયો થઇ ગયો છે, અને તેવા વાતાવરણમાં અંતર્ગત એવા કાચાપાકા સંસ્કારો, ક્ષણેક્ષણે નવતા ધરનારા છતાં સર્વથા રમણીય નહિ એવા સંસ્કારો, રેકર્ડમાં ગાયન સાંગોપાંગ ઝીલાઇ ને છપાઇ જાય તેમ, તેના આત્મામાં ઝીલાઇને છપાતા હોય છે.

મન્થનયુગના સાહિત્યકારની ઉત્કૃષ્ટ શક્તિઓ તેમ તેની ગંભીર મર્યાદાઓ પણ આ વાતાવરણનાં પરિણામો છે અને તેની નાનીનાની કૃતિઓમાં પ્રતિબિંબિત થાય છે. આપણે તેના એ ગુણદોષનું દિગ્દર્શન અહીં સિદ્ધાંતોપૂરતું અને સર્વસામાન્ય દૃષ્ટિએ જ કરીશું – લેખક કે કૃતિનાં નામ લીધા વિના, કેમ કે નામો આપણા હેતુ માટે આવશ્યક નથી.

આપણા તરુણ, રસપ્રધાન લેખકની, એટલે કે સાહિત્યકારની, કાવ્ય નાટક ને નવલિકાના યુવાન સર્જકની મુખ્ય શક્તિઓ આઠ છે એમ કહી શકાય. તેનામાં પ્રથમ પંક્તિની તો નહિ, પણ બીજી પંક્તિમાં ઠીકઠીક ઊંચું સ્થાન પામે તેવી કલ્પના છે; અનર્ગલ વહેતો ઉત્સાહ છે; ઉઘડતી, તેને કૈંક અંજાવતી પણ, જગવિશાળ દૃષ્ટિ છે; કદાચ પરિપક્વ નહિ છતાં ખરો નિષ્ઠાવાન દેશપ્રેમ છે; પ્રજ્વલિત ભાવનાશીલતા તો જાણે તેના શ્વાસોચ્છ્વાસમાં જ રહેલી છે; અક્ષરસાધને બને તેટલી જનસેવા કરવાની હોંશ સ્વભાવાનુસાર સ્થિરતાથી કે ઉત્કટપણે, તેના હૃદયમાં રમતી હોય છે; પ્રકૃતિ તેમ જ દેશકાળને પ્રભાવે કરીને તેનામાં

કેટલોક સાહસશૅાખ જાગી શક્યો છે; અને એ શૅાખમાંથી જ તેના રૂઢિભંગો – સમાજની કે વિચારની કે શૈલીની રૂઢિના તેના અનેકવિધ ભંગો – ઉદ્‌ભવ પામતા હોય છે. કલ્પના અને ઉત્સાહ; જગદ્દૃષ્ટિ અને રાષ્ટ્રદૃષ્ટિ; ભાવનાભક્તિ, સેવાવૃત્તિ, સાહસ અને રૂઢિવિરોધઃ અષ્ટભૂજા મહાલક્ષ્મીની જેમ, પોતાની આત્મલક્ષ્મીને આ અષ્ટશક્તિઓ વડે બલાઢ્ય માનતો, જાણીને નહિ એટલું અજાણ્યે માનતો, આ મન્થનકાળનો સાહિત્યકાર સમકાલીન ગુજરાતના અજ્ઞાનાસુરને હણી, તેજોમય અને સૌમ્ય જ્ઞાનદેવની પુનઃપ્રતિષ્ઠા પ્રાંતમન્દિરે કરવાને જાણે અધીરો–અધીરો થઇ રહ્યો છે. સાહિત્યકારના ચિત્તમાં ઊંડેઊંડે વાસ કરી રહેલ આ માન્યતા ભલે સોએ ટકા સાચી ન હોય પણ તેમાં તથ્યાંશ તો સારા પ્રમાણમાં છે એટલું જ નોંધીને આપણે અત્યારે તો આગળ ચાલીશું.

૪

સાંપ્રતયુગના વાતાવરણે, ચંચળતાથી સભરભર્યા આ દેશકાળે જેમ યુવાન સાહિત્યકારોની કેટલીક ઉત્તમ શક્તિઓને આગળ આણી અને ખીલવી છે તેમ, એ જ દેશકાળે તેના ચારિત્રની અને સર્જનની ઊણપોને પણ ઘડી છે. ગયા યુગના સાહિત્યકારોનો મોટો ભાગ, બધા નહિ પણ મોટો ભાગ, માપસરની જ રસિકતા અને એકતરફી જેવી વિદ્વત્તા પોતાનાં લખાણોમાં ઉતારી શકેલ. એ લખાણોથી જૂની વાચકપ્રજા પણ સારી પેઠે ધરાઇ ચૂકી હતી, અને નવીના મનમાં તો એવાં લખાણો લખાયાં પણ શા વાસ્તે હશે તે સંબંધી સમવિષમ થવા માંડ્યા હતા. આ ઊગતી વાચકપ્રજાને તો કૈંક નવુંનવું, કૈંક પ્રોત્સાહક, કૈંક કલ્પનાને ઉત્તેજે તેવું, ચિત્તને કોઇ નવલવિશાળ પ્રદેશોમાં ભ્રમણ કરાવે, કે ઊંડે ઊંડે તેવું વાચન જોઇતું

હતું. આ નવી માગણીને પૂરી પાડવાની ઘણીખરી તૈયારી આપણા અષ્ટવિધ શક્તિઓથી સંપન્ન, નવા સાહિત્યકારમાં હતી. તેણે કેટલેક અંશે યુગબળથી પ્રેરાઇને અને કેટલેક અંશે યુગનાં બળોને વિશિષ્ટ દિશા કે વેગ આપવાની અભિલાષાથી પોતાની વાર્તાઓ અને નાટિકાઓ, કાવ્યો, સંવાદો અને રસાત્મક નિબંધિકાઓમાં નવા યુગની પ્રજાને સંતોષે, કેટલીક વાર તો વશ કરી લે, તેવું સાહિત્ય રચવા માંડ્યું. એ સાહિત્યના ગુણદોષની વિગતોમાં ઊતર્યા વિના એકંદરે એમ કહી શકાય કે, એ સાહિત્યે આપણામાંના ઘણાખરાની કરી લીધેલ નજરબંધીને લીધે, અત્યારે તો આપણને તેના દોષ કરતાં ગુણ જ વધારે દેખાય છે. પણ એ વાત જવા દઇએ. અહીં પ્રસ્તુત છે તે એટલું જ કે આ નવા સાહિત્યને મળેલા તેવા અલ્પવિવેકી સત્કારે તેના રચનારના માનસ પર કેટલીક શોચનીય માઠી અસર કરી છે. ઉપર આપણે જોયું કે એવા સાહિત્ય માટે વાચકવર્ગ તલસતો તો હતો જ. એની તીવ્ર તલસને જે કોઇ સંતોષી શકે તે સહેજે, છાપાંચોપાનિયાંના જુવાન, ઉત્સાહ-મૂર્તિ અવલોકનકારોનું તથા પ્રજાનું પ્રીતિપાત્ર બની જાય એ પણ કુદરતી હતું. એ રીતે વાચકોને સંતોષ આપનાર સાહિત્યકારના માનસિક ઘડતરમાં તેના સ્વભાવને લીધે તેમ જ વાતાવરણની સર્વવ્યાપક ચંચળતાને લીધે, વિવેકબુદ્ધિના કરતાં કલ્પનાતત્ત્વ અને ઊર્મિતત્ત્વ વિશેષ હોવાથી, વિશ્વસાહિત્યમાંના ખરેખરા, નિકટના, નિત્યના પરિચય કરતાં એ સાહિત્યોના મર્યાદિત વાચન કે છૂટક માહિતી વડે જ તેની આંતરદૃષ્ટિ વધારે કેળવાયલી હોવાથી, વ્યવહારજીવનના પ્રત્યક્ષ કે ઊંડા અનુભવ કરતાં ભાવનાજીવનના એકવિધ વિહારોનું પ્રમાણ અસામાન્ય હોવાથી, તેનામાં પ્રજાપ્રીતિ એટલે કે કીર્તિ જીરવવાની શક્તિ, જેટલી રહેવી જોઇએ તેટલી રહી નથી, એવો આ વિષયના જાણકારોનો અનુભવ છે. આ મતદર્શન – કે એકરાર, જે

કહો તે – દુઃખદ છે, કેટલાકને તે પ્રશ્નાસ્પદ પણ લાગે. પરંતુ, તેને બનેલી હકીકતોનો આધાર છે એટલું જ કહી, એવી સ્થિતિના ઉપાયો શા હોઇ શકે તે સૂચવીશ. ઉપાયો મારી નજરે બે દેખાય છેઃ પહેલો તો એ કે સાહિત્યકાર પોતે જ આત્મનિરીક્ષણ દ્વારા સમજી લે કે પોતાની સાચી, અનેકવિધ શક્તિઓને પણ મર્યાદા હોવાનો સંભવ છે; અને બીજો ઉપાય એ કે પુખ્ત ઉમરના સજીવ વિદ્વત્તાવાળા વિવેચકો યુવાન શક્તિશાળી સાહિયકારોની કૃતિઓનાં સમભાવી, માર્ગદર્શક, નિષ્પક્ષપાત વિવેચનો નિયમસર અને વિગતવાર કરતા રહીને, તેમને સમવયસ્ક વિવેચકોનાં અતિવખાણ કે અવારનવારની અતિનિન્દામાંથી બચાવી લે. પણ આ બીજો ઉપાય એવા પુખ્ત વિદ્વાનોની વ્યવસાયિતા કે ઉદાસીનતાને લઇને, એ રૂપે અને સતતપણે, લેવામાં આવે તેમ લાગતું નથી. તેથી હરેક ઉગતા સાહિત્યકારે, ત્રીસની આસપાસના આજનાં પ્રત્યેક સાહિત્યકારે જે કરવાનું રહ્યું તે એટલું જ કે તેણે પોતે જ અવિરત નિત્યજાગૃત આત્મનિરીક્ષણના પ્રકાશમાં પોતાની વૃત્તિઓ અને કૃતિઓ કેવી દેખાય છે, તે જોવાની ટેવ પાડવી. એવી ટેવને અભાવે, તેમનાંમાંના કોઇકોઇ તો અત્યારે પણ, પ્રસિદ્ધિની અખંડ વર્ષતી ઉષ્માને પ્રતાપે, 'હૉટ–હાઉસ–ગ્રોથ' (Hot-house-growth) વાળા રોપાની જેમ, ઉતાવળે પાકી ગયા હોય, ઉતાવળે થાકી પણ ગયા હોય, નવપ્રેરણા ઝીલવા અશક્ત કે અયોગ્ય નીવડ્યા હોય, તો પણ નવાઇ નહિ. એ લોકો તો ચેતે કે ન ચેતે, પણ જેમનો વિનિપાત હજી અટલો નિરાશાજનક ન હોય તેમણે તો હવે મોહનિદ્રા ત્યજી, સદસદ્વિવેકથી લાધતી બલપ્રદ, સ્ફૂર્તિવંત જાગૃતિ અનુભવવાનો સમય, આળસ છાંડી સત્વર જ સ્વસુધારના ઉદ્યમે લાગી જવાનો સમય, ક્યારનો બેસી ચૂક્યો છે. આટલું એ સાહિત્યકારના ઘડતરની મુખ્ય ઊણપ વિશે.

તેની બીજી જે ઊણપો છે તે એને મળેલી કેળવણીને લગતી અને તેની આર્થિક વિટંબનાઓને લગતી છે. પણ આ બાબતો આપણને ઝાઝું નહિ રોકે, કેમ કે એ વિશે જે વસ્તુસ્થિતિ પ્રવર્તે છે તે તો હવે સૌ કોઇના સામાન્ય જ્ઞાનનો વિષય હોઇ તેનાથી કોઇ અપરિચિત નથી. એ વિષયમાં સાહિત્યકારના મનોવિકાસના વિશિષ્ટ દૃષ્ટિબિંદુથી ઉમેરવા જેવું થોડું જ રહે છે. તરુણ સાહિત્યકારોમાંના ઘણાંખરાનું ઘડતર આજથી દસેક વર્ષ પહેલાં મોટે ભાગે થઇ ગયું હોવાથી, પ્રચલિત શિક્ષણપ્રથાનાં સઘળાં મુખ્ય અનિષ્ટોનો વારસો તે પામ્યો છે તેને પોતાના દેશની સંસ્કૃતિ અને ઇતિહાસનું પાકું પદ્ધતિસરનું જ્ઞાન નથી, તેમ જ બીજા દેશોમાં પર્યટન એ ઘણે ભાગે અભ્યાસ-ક્રમનો જ ફરજિયાત ભાગ હોવાથી ત્યાંના તરુણોને ચિત્તની સુકુમાર અવસ્થામાં જ માતૃભૂમિનું પ્રકૃતિસૌંદર્ય તેમ જ દેશ-સ્થિતિ નજરે નિહાળવાનો અને દેશજનોને નિકટ પરિચયથી ઓળખવા માંડવાનો મોંઘો લહાવ મળે છે, તે ગુજરાતી તરુણના નસીબમાં નથી, અને તેથી તેના તરુણ સાહિત્યકારના નસીબમાં પણ એ નથી – જો કે આજે દૃષ્ટિને વિશાળ, તીક્ષ્ણ અને નિત્યપ્રફુલ્લ રાખવા સારુ પ્રવાસની સૌથી વધુ જરૂર કોઇને પણ હોય તો તે સાહિત્યકારને જ છે. પ્રવાસની આ ખોટમાંથી અને એકતરફી પુસ્તકજ્ઞાનના અતિરેકમાંથી તેનામાં ઘણીખરી વાર દયાપાત્ર વેદિયાપણું પણ આવ્યા વિના રહેતું નથી તેમાં શું આશ્ચર્ય ? પોતાના માની લીધેલા વેદમાં વર્ણવાયલી દુનિયાની બહારની દુનિયા તેના મનથી છે જ નહિ એટલે તે એકલસૂરો અને બેહદ આળા દિલનો બને. વ્યક્તિવાદના સિદ્ધાંતોનું એક જ પાસું સેવ્યા કરેલ હોવાને લીધે પોતાથી જુદા સ્વભાવનાં માણસો સાથે જ્યારે વ્યવહાર કરવો પડે ત્યારે એમને તે ન તો સમજી શકે, ન તો તેમની જોડે ખરો સહકાર સાધી શકે, તેમાં પણ શું આશ્ચર્ય ? અને આ

ઊણપોમાં ઉમેરીએ તેને અપાયલા પુસ્તકજ્ઞાનની પણ ઊણપો–તે પુસ્તકજ્ઞાન, જેમાં સામાન્યપણે પરદેશી વિદ્યાઓના પણ કાવ્ય અને સાહિત્યને જેટલું વધુપડતું સ્થાન છે, તેટલું ઇતિહાસ તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન જેવી ઇતર–સાહિત્ય જેટલી જ ઉચ્ચ–વિદ્યાઓને નથી. એ થોડુંઘણું જ્ઞાન પણ આપણી કૉલેજોમાં રીતસર અપાતું હોત, તેનો સામાન્ય, ઉપયોગી થાય તેવો પરિચય જો બધા વિદ્યાર્થીઓને કરાવાતો હોત, તો એમનામાંના જેઓ સાહિત્યસેવા તરફ વળ્યા છે, તેમની કૃતિઓમાં વધારે પકવતા અને ઊંડાણ આવ્યાં હોત, એ કૃતિઓ પ્રજાને પણ વધારે સ્વીકાર્ય અને પ્રમાણમાં વધારે ચિરંજીવ થઇ હોત એ નિઃશંક છે.

પરંતુ કદાચ એમ પૂછવામાં આવશે કે મન્થનયુગના યુવાન સાહિત્યકારને પોતાની કેળવણીમાં રહેલી આ ગંભીર ખામીઓ દૂર કરતાં કોણ અટકાવે છે ? શા માટે તેણે બધો દોષ કેળવણીને દઇ પોતાની પરથી જવાબદારી ખંખેરી નાખવી જોઇએ ? હજી કંઇ તેનું વય એટલું વધી ગયું નથી કે એ નવેસરથી અનુસંધાનરૂપે, પોતાની કેળવણી આગળ ન ચલાવી શકે. તો પછી શા માટે પ્રવાસના અને વિવિધ વિદ્યાભ્યાસના લાભો અતિમોડું થયાં પહેલાં તે લેતો નથી અને વધારે સંગીન સાહિત્ય પ્રજાને ચરણે ધરતો નથી ?

આ પ્રશ્નો છે તો વાસ્તવિક, પણ તેનો ઉત્તર એટલો જ વાસ્તવિક છે. યુવાન સાહિત્યકારની અનુસંધાની કેળવણી અશક્ય છે, કેમ કે સાહિત્યકાર નિર્ધન છે. આજીવિકા માટે ઘણે ભાગે તેણે ખાનગી કે જાહેર શિક્ષકનો ધંધો સ્વીકાર્યો હોય છે અથવા તો એ સામાન્ય પાયરીનો રાજ્યસેવક કે તાજેતરનો વકીલ છે: તેમનામાંના એક જ સારી સંસ્થાના લેખક છે: અને વિદ્યાવ્યાસંગ જેને સુલભ એવો પ્રોફેસર

તો એકકે નથી. પણ આમાંના કોઇને પણ મળતું મહેનતાણું એવું સારૂં નથી કે પોતાનો મનોવિકાસ કરવા માટે તેની પાસે કશી ફાજલ રકમ રહેવા દે. જેને કૈંકે ફાજલ રહેતું હશે તેને સ્વાભાવિક રીતે જ અડીભીડીના વખત માટે, કુટુંબહિતની દૃષ્ટિએ તે બચાવવાનું પહેલું મન થાય છે. આ સ્થિતિમાં તે પોતાનું પુસ્તકાલય વસાવે કે સારાં પુસ્તકાલયોનો ઉપયોગ કરી શકે, અથવા વર્ષમાં એકાદ વાર પણ દેશમાં ફરીને નવા અનુભવો મેળવે અને દૃષ્ટિને તાજગીભરી રાખી શકે, એ આશાઓ નિરર્થક નથી? અને છેલ્લું એ કે જેમ તેના નોકરીધંધાની ફરજોને તેમ તેની દરિદ્રતાને લીધે તેને બીજાઓ કરતાં વધારે કોરી ખાતી ઘરસંસારની ઉપાધિઓ તેની પાસે અભ્યાસ કે પ્રવાસ માટે સમય, સ્વસ્થતા અને નિવૃત્તિ પણ રહેવાં દેતી નથી.

મન્થનયુગના સાહિત્યકારની પૂંજીના આ લાંબા જમેઉધાર પાસાનું સરવૈયું હવે ટૂંકામાં કાઢી લઇએ. આ સરવૈયું વેપારીનું નથી, સાહિત્યકારનું છે, તેથી સાહિત્યની જ રીતે ઉપમાદ્વારા એ કાઢવું વધારે ઠીક થઇ પડશે.

કોઇ નાનું શું પંખી હોય; તેની આકૃતિ સુંદર અને અંગો ઘાટીલાં હોય; રંગે તે ભભકદાર, પીંછે અત્યંત સુંવાળું, અને કંઠે મીઠું, સૂરીલું હોય; આ સર્વે ગુણો એ પંખીમાં હોય, પણ શરીર નાનું અને પાંખો ટૂંકી, તેથી એ જમીનથી બહુ ઊંચે ઊડવાને અશક્ત હોય. દૂર દેખાયા કરતાં આકાશનાં 'વૈભવભર્યાં વનો'ના તેજસ્વી વૈભવોનો આલ્હાદ તેને નસીબે ન હોય તેમ ન હોય તેને નસીબે એ વનોનાં અલૌકિક સમીરણો. તેના આનંદો તો થોડીક શક્તિએ શક્ય એ વધુમાં વધુ સાક્ષાત્કાર એક નાની સરખી દુનિયામાં અનુભવીને પૂરા થાય; અને ટેવને બળે કરીને જાણેઅજાણે માનવા લાગે કે એવડી દુનિયા એ જ આખી દુનિયા છે, એ સારી પણ ગણતર શક્તિઓમાં જ વિશ્વની

શક્તિમાત્રનો સમાવેશ છે. એ સાચા પણ છૂટક અનુભવોમાં જ જીવનના સકળ શ્રેષ્ઠ અનુભવોનું સારસત્ત્વ આવી જાય છે. આવું કોઇ પંખી હોય, તેના જેવો આજના તરુણ સાહિત્યકારનો આત્મા છે.

૫

એ સાહિત્યકાર મન્થનયુગનો. પણ મન્થન હરહમેશ ચાલ્યા કરતાં નથી. સારી રીતે મન્થન થયા પછી નવનીત ઉતારવાનો કાળ આવે છે. મન્થન થાય છે જ એટલા સારૂ કે તેને અંતે શ્વેત અને કુણું, સ્વાદિષ્ટ અને બળપ્રદ નવનીત ઉતારી શકાય. એવો સમય આપણાં આ સાહિત્યમન્થનોને અંતે પણ આવવાનો, અને તેથી તે વેળા નવનીતના સકળ શ્રેષ્ઠ ગુણોનો ધારનાર નવસાહિત્યકાર પણ જન્મવાનો જ. અને તે એવા ગુણોથી અંકિત હશે એટલે જેજે દોષો સમકાલીન સાહિત્યકારને ભાગ્યે લખાયા લાગે છે તેમાંથી નવો સાહિત્યકાર મુક્ત હશે. આપણા સદ્‌ગત વિચારકોમાંથી સર્વોત્તમના શબ્દો વાપરૂં તો, નવો સાહિત્યકાર શુષ્કદ્રષ્ટા કે બાલદ્રષ્ટા નહિ હોય, લક્ષણદ્રષ્ટા પણ નહિ હોય, અનન્યસાધારણ લક્ષ્યદૃષ્ટા જ હોવાનો. બીજાનું બોલેલું બોલી જવું એ જેમ તેને પસંદ નહિ હોય તેમ ઠીકઠીક બાલોચિત રચનાઓથી પરમ સંતોષ પામી જવો એ પણ તેનો સ્વભાવ નહિ હોય, અને નહિ તે ઇતિકર્તવ્યતા માને દેશકાળનાં વિવિધ લક્ષણો શબ્દદેહે જન્માવવાથી જ. તે તો છે લક્ષ્યનો દ્રષ્ટા. તેને દર્શન થયાં છે—સમુજ્જવલ, સુરેખ ને અમોઘ આનંદવાહી દર્શન – આ પુણ્યપુરાણ ગૂર્જરભૂમિની પ્રેરણાભર ભૂતકાલીન સંસ્કૃતિનાં, તેના રત્નગર્ભ ભવિષ્યજીવનનાં. તેણે ગુજરાતનો, ભારતનો, જગતનો ઇતિહાસ બરાબર જાણ્યો છે; તે હોંસીલો અને અથાક મુસાફર છે તેથી સ્વપ્રજાની અને પરપ્રજાઓની મહત્તાઓ ને મર્યાદાઓ પણ તેણે પારખી લીધી છે. મહત્તા કેમ વધે

અને મર્યાદા કેમ ઘટે એ તેના સતત ચિંતનનો વિષય છે. વળી એ ચિંતન કોઇ એકક્ષસૂરી સાહિત્યમય કેળવણીનું પરિણામ નથી. તત્ત્વજ્ઞાનની તેને ઓથ છે, વિજ્ઞાનની હુંફ છે, ભાવનાની પ્રેરકતા તેમ વ્યવહારની સુધીરતા પણ તેને સાંપડી છે, તેથી નવસાહિત્યકારની દુનિયામાં–તેનાં કાવ્યનાટકોમાં, તેની નવલો કે નવલિકાઓમાં, તેની નિબંધિકાઓમાં –તે દીપ્તિમંત લોકોત્તર પ્રતિભા વિલસે છે, જે હમણાં આપણે કાલિદાસ કે મિલ્ટન સરખાના સહવાસમાં જ અનુભવીએ છીએ.

ગુજરાતના એ ભાવિ સાહિત્યકારની ભાષાશૈલી પણ અનોખી હશે. એ વખતે પરભાષા શિક્ષણવાહન તરીકે નાબૂદ જ થએલી હોવાથી, સાહિત્યકાર સર્વાંગ ગુજરાતી એવી અમદાવાદ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ હોવાથી; પ્રાંતપ્રજારૂપ નિશાળ તેમ યુનિવર્સિટીમાં ભણીને–વસીને પણ–તેણે ઘણું બીજું શિક્ષણ તેમ ભાષાશિક્ષણ પણ લીધેલું હોવાથી; પ્રાંત સ્વતંત્ર વહીવટી થવાથી તેની શિક્ષણસંસ્થાઓ ઉપરાંત અદાલતો અને ધારાસભાઓમાં સુદ્ધાં ગુજરાતીનું જ સામ્રાજ્ય પ્રવર્તતાં, એ નવી સૃષ્ટિના અમૃતનો સાહિત્યકાર પણ સદ્‌ભાગી ભોક્તા હોવાથીઃ આ સર્વે કારણોને લીધે તેની ભાષામાં એવાં જોમ પ્રકટશે, એવી તાજગી ભરી હશે, એવી અમર કળાથી તે વાણી ઓપતી હશે, કે જેની પૂરી કલ્પના પણ આજના વાચકને આવવી અશક્ય છે.

૧૯૨૯

# સાહિત્યસેવા

# જીવનપ્રવૃત્તિ તરીકે

એ વાતને આજે લગભગ ૭ વર્ષ થયાં; દૈનિક પત્ર 'હિંદુસ્તાન'ની ઑફિસમાં સને ૧૯૨૧ના ઉત્તરાર્ધ દરમિયાન એક ઉપતંત્રી ટપાલ ખોલતો હતો. એક બુકપોસ્ટ ઉખેળતાં તેના હાથમાં પુના બંધુસમાજની વાર્ષિક સભાનો અહેવાલ આવ્યો. એ વખતે તેને પહેલી જ વાર ખબર પડી કે પુનામાં આ પ્રકારની સંસ્થા છે અને બૃહદ્ ગુજરાતનાં પ્રવૃત્તિ-ક્ષેત્રોમાં બીજે કશે કદાચ નહિ થતું હોય તેવું અજોડ નમૂનેદાર કાર્ય કરે છે. સંજોગવશાત્ અને આપના કાર્યકરોના માયાળુ, નકારવાના અનેક પ્રયત્નો છતાં ન જ નકારી શકાય તેવા નિમંત્રણને વશ થઈને, આજે એ જ ઉપતંત્રી એ જ સમાજના સભ્યો સમક્ષ પોતાનું થોડું અનુભવકથન કહેવા ઊભેલ છે. અને તેણે આજના પ્રસંગ માટે 'સાહિત્યસેવા જીવનપ્રવૃત્તિ તરીકે' એવો વિષય લીધો તેમાં પણ એટલું ઔચિત્ય તો છે કે આ છએ વર્ષ દરમિયાન તેણે સાહિત્યને પોતાની નમ્ર રીતે, અનેક મર્યાદાઓથી ભરેલી રીતે, પોતાનું જીવનધ્યેય બનાવવાનો પ્રયત્ન તો કર્યો છે. વિશેષમાં એટલું પણ ખરું કે તેનો એ પ્રયત્ન અત્યારે ઘણી આકરી કસોટીમાંથી પસાર થઈ રહ્યો છે, ને પોતાને ચોગરદમ ઘેરી લેતા અંધકારમાંથી ઉગરવા સારૂ પ્રકાશ પામવા

૧. તા. ૨-૭-૨૭ને દિવસે પુના ગુજરાતી બંધુસમાજમાં વાંચેલું લખાણ.

ફાંફાં મારે છે. તેથી જેવાતેવા, અસ્ફુટ પણ નેક અને સજીવ વિચારો તેને આ ઘડીએ તો એ એક જ વિષય પરત્વે સૂઝી શકે તેમ છે.

સાહિત્ય એ શૉખની વસ્તુ છે કે જરૂરત છે? આ પ્રશ્નના ઉત્તર પર આપણી વિચારણાનો ઘણો આધાર રહેશે. સામાન્ય સમજ એવી છે કે માણસમાત્રને સાહિત્યમાં રસ નથી હોતો, એ તો માત્ર તેના શૉખીનો માટે જ છે. પહેલી નજરે જેટલી ખરી લાગે છે તેટલી ખરી આ સમજ નથી; કેમકે 'સાહિત્ય'પદનો વિશિષ્ટ અર્થ લઇને તેમાં કાવ્ય, નાટક અને વાર્તાને સમાવો તો પણ એ વસ્તુઓ આપણાં હૃદયની ભૂખ ભાંગે છે તેથી, અને 'સાહિત્ય'ને સામાન્ય અર્થે સમજીને તેમાં ઇતિહાસ, ફિલસુફી, ધર્મ આદિને ગણો તો એ વસ્તુઓ આત્માની ભૂખ ભાંગે છે તેથી, સાહિત્યમાં તો સૌ કોઇને, અક્ષરનિષ્ઠને તેમ જ નિરક્ષરને પણ, જુદેજુદે સ્વરૂપે રસ પડે જ છે. હૉસ્ટેલની ગૅલેરીમાં ડૅકચૅર પર લંબાવીને શૉતું કોઇ નાટક અથવા એકાદ ડીટેકટિવ વાર્તા વાંચનારની સાહિત્ય એ જરૂરત છે, તેમ કાપડ ભરવાકાપવાની વચ્ચેના ગાળાઓમાં 'મણિકાન્ત કાવ્યમાળા', 'ગજરામારૂ' કે 'ગુલબંકાવલી'ની વાર્તા વાંચી લેતા ગુમાસ્તાની પણ સાહિત્ય એ જરૂરત છે: ઘરકામથી પરવારીને બપોર વખતે 'સરસ્વતીચંદ્ર' કે 'કોનો વાંક' લઇને બેસનારી ગૃહિણીને, તેમ મંદિરમાં જઇને ભાગવત કે ગિરધરકૃત રામાયણની કથા સાંભળનારી વૃદ્ધાને પણ સાહિત્ય એ જરૂરી વસ્તુ છે. સાહિત્યનો એ અર્થ છોડીને સામાન્ય અર્થનો સ્વીકાર કરો, તો પણ જણાશે કે કુદરતી આફત કે અંગત દુ:ખને પ્રસંગે માણસ મહાત્માઓની વાણીદ્વારા યા તો કોઇ કવિતાની કે ભજનની પંક્તિઓ દ્વારા ધર્મનાં અને તત્ત્વજ્ઞાનનાં આપેલાં આશ્વાસનો મેળવતો હોય છે, ત્યારે પણ તે ખરી રીતે પોતાની સાહિત્યભૂખને જ વ્યક્ત અને તૃપ્ત કરનારો હોય છે.

ત્યારે, સાહિત્ય એ શૉખની નહિ પણ હરકોઈ સ્વરૂપે–ઉચ્ચ અથવા તો હીન સ્વરૂપમાં પણ–આપણી સૂક્ષ્મ જરૂરતોમાંની જ એક વસ્તુ છે. વધુમાં એટલું ઉમેરી લઈએ, કે સાહિત્યવાચનની શરૂઆત શૉખ તરીકે કરાઈ હોય છે તો પણ વખત જતાં એ એક અનિવાર્ય અગત્ય બને છે. જનમભર થર્ડ ક્લાસમાં બેસનારને જો કોઈ વાર સેકંડમાં બેસવાનું મળે, તો ફરીફરીને એ તેવી સુખચેનની મુસાફરી વાંછે છે અને ચહાનો સંન્યાસી એકાદ વાર તેનાં કામણને વશ થયો એટલે વારંવાર થવા લાગે છે. એ ને એ જ નિયમ સામાન્ય રીતે સાહિત્યમાં પણ પ્રવર્તતો આપણે જોઈએ છીએ, તેથી કહી શકાય કે સાહિત્યકારમાં કૈં નહિ તો સેકંડ ક્લાસની ગાદી જેવું અથવા તો ચહાની ખુશબો જેટલું તો આકર્ષણ હોવું જ જોઈએ.

આ છેલ્લી વાત આપણને સાહિત્યની ગુણવત્તા વિશે વિચાર કરવા પ્રેરે તેવી છે. આપણે જોયું કે જરૂરત સમાન થઈ રહેલું સાહિત્ય પણ બે જાતનું હોય છેઃ ઉત્કૃષ્ટ અને નિકૃષ્ટ. આ પરથી એવું સૂત્ર સ્થાપી શકાય કે જેવી પ્રજા તેવો સાહિત્યકાર, તેવું જ સાહિત્ય. જેમ, આખરી ગણતરીમાં તો, આપણે જેવા રાજ્યતંત્રને લાયક હોઈએ તે જ તંત્ર આપણે માથે સ્થપાય છે, તેમ, આપણે જેવું સાહિત્ય ઉપભોગવા ખરેખર સમર્થ હોઈએ તેવું આપણને મળે છે. જ્યાં લાગણી કાચી હોય ને બુદ્ધિ જાડી હોય, જ્યાં ઉશ્કેરાવું એ પળપળનો બનાવ હોય અને સાદી વાત પણ સાનમાં સમજાતી ન હોય, ત્યાં હલકા સાહિત્યનો જ ઝાઝો વકરો થાય અને શિષ્ટતા શુદ્ધિ કે સદ્દરુચિનું ધોરણ જ હસ્તીમાં ન હોય; જ્યાં નીતિની ઉપેક્ષા તો હોય જ, પણ નીતિને ઉઘાડા પડકાર દેવાતા હોય, ત્યાં અનીતિ સ્વચ્છંદ ને ઉચ્છૃંખલતા બેલગામ બની મહાલતાં હોયે. આવા સાહિત્યને લાગની પ્રજાને એ હમેશ મળ્યું છે અને મળ્યા કરશે.

હવે બીજી વાત સ્પષ્ટ કરવાની તે એ કે જો ઉત્કૃષ્ટ સાહિત્ય એ પ્રજાની જરૂરત છે, તો એ જરૂરતને પૂરી પાડનાર સાહિત્યકાર કેવો હોવો જોઇએ. એવા આદર્શરૂપ સાહિત્યકારનું આછું ચિત્ર દોરવાનો પ્રયાસ કરીએ.

ભાવના, જ્ઞાન અને ચારિત્ર્યઃ આ ત્રણે વસ્તુઓ પૂરતા પ્રમાણમાં ન હોય તો સાહિત્યકાર પોતાનું કાર્ય યોગ્ય રીતે બજાવી શકતો નથી. તેણે વ્યવહારને તરછોડ્યા વિના છતાં વ્યવહારમાં જ તરતા રહીને ભાવનાસેવન કરવાનું હોય છે. ભાવના એ તેનો શ્વાસ અને પ્રાણ છે. સ્થૂળ જગતને તેણે ઇશ્વરના અંતિમ આવિર્ભાવ તરીકે નહિ, પણ આત્મસાક્ષાત્કારના સાધન લેખે જ ઓળખવાનું છે. આ દૃષ્ટિ તે જેમજેમ વધારે કેળવતો જાય છે, તેમતેમ, મનુષ્યસ્વભાવમાં અને કુદરતમાં સ્થૂલને પાર જે સૂક્ષ્મ વિલસે છે, માટી અને પથ્થરના કણકણમાં પણ જે પરમ આત્મતત્ત્વ ગુંજે છે, વનસ્પતિમાં અને આકાશમાં તેમ મનુષ્યહૃદયની ભેદી, બહુરૂપી, ઊંડીઊંડી ગુહાઓમાં જે કોઇક લોકોત્તર બલ સદાસર્વદા, આપણ પામરોને કાં તો સ્વચ્છંદી લાગે નહિ તો અકળ લાગે, મૂંઝવીમૂંઝવી નાંખનારી લાગે, તેવી રીતે પોતાના ચમત્કારી ખેલો ખેલી રહ્યું હોય છે,–તે સર્વનો, તે સૂક્ષ્મનો, તે આત્મતત્ત્વનો, તે લોકોત્તર બળનો, સાહિત્યકાર અખંડ સહચારી બનતો હોય છે. આ ભાવનાદૃષ્ટિ તેનાં ચિંતન અને અનુભવને જાણ્યેઅજાણ્યે રંગતી હોય છે; અને એ દૃષ્ટિ જે આંતરદર્શનો તેને કરાવે, તેને અક્ષરમાલામાં સપ્રયત્ન અને સોલ્લાસ ઝીલવાં એ તેની હંમેશની ઝંખના હોય છે. એ ઝંખના શિષ્ટ વાણીને રૂપે અવતાર પામે ત્યારે આપણે તેને વાઙ્મય અથવા ભાષાસાહિત્ય કહીએ છીએ.

સાહિત્યકારની બીજી આવશ્યકતા તે જ્ઞાનસંચય. તેમાં દૃષ્ટિથી અને શ્રવણથી મેળવેલ અનુભવનો સમાવેશ પણ કરીશું. એક રીતે તો,

આ બીજી વસ્તુ—અનુભવ—એ પહેલી કરતાં પણ વધારે મહત્ત્વની છે. એકલું પુસ્તકપ્રાપ્ય જ્ઞાન સાહિત્યસેવકને સારો વેદિયો બનાવે, પણ સારો વિચારક કે લેખક નહિ બનાવે. તેણે પોતાની તેમ જ પરાઈ સંસ્કૃતિનું બને તેટલું વધારે અને બને તેટલું બહુવિધ જ્ઞાન પુસ્તકોમાંથી ઉદ્યોગપરાયણ રહીને સંચિત કરવું એ જેમ તેનો ધર્મ છે, તેમ જ મનુષ્યજીવન સાથેનો સંપર્ક હંમેશા તાજો અને સજીવ રાખવો, એ પણ ધર્મ છે. અનુભવ-સંચયના ધર્મને જો તે બરાબર ન બજાવે તો વર્તમાન પ્રજાની આશાઓ અભિલાષાઓ અને મુશ્કેલીઓની તેને કેમ ખબર પડે? અને એ ખબર ન હોય, પ્રજાના જુદાજુદા વર્ગોનું જીવન કેમ વહ્યું જાય છે તેની તેને જાણ પણ ન હોય, તો તેનાં લખાણોમાં નમૂનેદાર જડતા આવે, પણ સાચી ઉપયોગિતા તો નથી જ આવવાની. વળી, અનુભવની પ્રાપ્તિ જો ઘેર બેઠે નથી થતી, તો એક જ સ્થળમાં આખી જિંદગી વસી રહેવાના વિપથગામી ક્ષેત્રસંન્યાસથી પણ નથી થતી. બીજી રીતે કહીએ તો, સાહિત્યકાર મુસાફર પણ હોવો જોઈએ. ભૂતકાળમાં જ્યાં પ્રજાકીય વીરો જીવ્યા અને ઝૂઝયા હોય અથવા તો વર્તમાનમાં પ્રજાસેવકો જ્યાંજ્યાં વિવિધ પ્રવૃત્તિનાં ક્ષેત્રો ખેડતા જીવનને જોગવતા હોય, તે સર્વને તીર્થ માનીને, તેતે સ્થળનાં ભાવનાપ્રેરક વાતાવરણમાં વિહરવાનો અને ભૂતવર્તમાનના દુર્બોધ આંકડા ઉકેલી વિશ્વનું રહસ્ય પારખવાનો પ્રયત્ન સાહિત્યકારે કરવો ઘટે. નાનક અને ગુરુગોવિન્દ અને ચૈતન્ય જેવા પ્રજાવિધાયક સંતોની સિદ્ધિઓનો એક ભેદ એ છે, કે તેમણે દેશનું પ્રત્યક્ષદર્શન કર્યું હતું, તો જ તેમની મહત્તા અનેકગણી વધી. એમનો જ્ઞાનભંડાર, પુસ્તકના જ્ઞાનનો ભંડાર ઓછો હતો, એમ કોઈથી કહેવાશે નહિ; પણ એટલું તો ખરૂં જ કે તેમણે એ ભંડારને જાતઅનુભવ અને આત્મચિન્તનથી સમૃદ્ધ કર્યો ન હોત તો એ જ્ઞાનનો માત્ર માનવ ભંડાર હોત, કુબેરભંડાર તો ન જ હોત.

સાહિત્યકારોમાં બીજી શક્તિઓની સાથે ચારિત્ર પણ હોવું જોઇએ એમ કહેવું એ તો ગુલાબમાં સુગંધ હોવી જોઇએ એમ કહેવા બરાબર છે. સચ્ચારિત્ર એ સાહિત્યસેવકનાં તો રૂવેરૂવાંમાં હોય. એવા ચારિત્ર વિના તેના કાર્યનો લોકોમાં પ્રભાવ ન પડે, કે ઓછો પડે એ તો પહેલી વાત થઇ–જરા સ્વાર્થી વાત. પણ વધારે ગંભીર વાત તો એ કે મેલા અથવા નબળા ચારિત્રવાળો સાહિત્યકાર, પછી તે ગમે તેટલો ખોટો આડંબર કરે, ગમે તેટલા દાવપેચથી જિતી જવાને મથે, પણ તેવો સાહિત્યકાર કદી પણ પોતાના સંદેશને ખરો કે મૂલ્યવાન કરી શક્યો નથી. ઝીણવટથી જોનારને તેની ભાવનામાં ખોટી ચમક અને તેની ભાષામાં ખોટો રણકો જણાયા વિના રહેશે નહિ. આમ આત્માનો જ દ્રોહી થઇને જે પોતાની વાણીમાત્રથી પ્રજાને આંજી નાંખવાનું કરે, તેનો શતમુખ વિનિપાત નિર્મેલો છે એ નિર્વિવાદ છે.

ભાવનાલક્ષ્મી, જ્ઞાનલક્ષ્મી, અને ચારિત્રલક્ષ્મીથી સુસમૃદ્ધ એવા સાહિત્યકારનું આ ચિત્ર આપને કદાચ માત્ર કાલ્પનિક લાગે. આપને એમ થશે કે એ બધી આદર્શમયતા ઠીક છે, પણ એ તે મનુષ્યનું ચિત્ર છે કે દેવનું ? આટલી સંપૂર્ણતા મનુષ્યપ્રાણીમાં સંભવે ખરી ? એવો સાહિત્યકાર કદી પણ વાસ્તવિક સૃષ્ટિમાં હોય ?–સવાલો કુદરતી છે, પણ એનો જવાબ આજના કોઇ માણસ કરતાં ઇતિહાસ આપે એ વધારે સારૂં છે. ઇતિહાસના મનુષ્યો કેટલે અંશે ખરેખર ઐતિહાસિક છે એ વળી જુદો જ પ્રશ્ન છે. પણ એટલું તો ચોક્કસ લાગે છે કે, અત્યુક્તિ માટે પૂરતો અવકાશ રાખ્યા પછી પણ, વસિષ્ઠ અને વ્યાસ અને વાલ્મીકિ અથવા પ્લેટો અને ડાન્ટેનાં જીવન વિશે આપણે જે થોડું જાણીએ છીએ એ સર્વ ખોટું ન હોય. બીજી રીતે કહીએ તો, ભલે આજનાથી જુદા જમાનામાં, પણ આ આદર્શરૂપ ચિત્ર પ્રમાણેના સાહિત્યકારો મનુષ્યદેહ ધરીને જ આ પૃથ્વી પર વસેલા તો

હતા જ. વધુમાં, એમના સમયનો સમાજ પણ એવો કે, એમની માફક સાહિત્યને જીવનપ્રવૃત્તિ બનાવનારને પોષવાની જવાબદારી પણ સ્વીકારી લેતો.

પરંતુ એટલા પુરાતન કાળ લગી કોઈને ન જવું હોય, વળી ગુજરાતમાંથી જ દૃષ્ટાંતો જોઈતાં હોય, તો આપણામાં તો આદર્શરૂપ કહી શકાય તેવા સાહિત્યકારો-પ્રેમાનંદ અને શામળભટ, નર્મદાશંકર ગોવર્ધનરામ પણ થયા છે. તેઓ પોતપોતાના પ્રદેશમાં ભાવનાથી ભરેલા હતા, જ્ઞાની હતા અને ચારિત્ર માટે પણ એકંદરે ધડો લેવા જોગ, તો એકાદ ચેતવણીરૂપ, એવા હતા. તે સર્વેએ એક કે બીજે સ્વરૂપે, મોડે કે વહેલે, સાહિત્યસેવાને જીવનપ્રવૃત્તિ બનાવી હતી; અને પ્રજાસમસ્તે અથવા પ્રજાના પ્રતિનિધિઓએ પણ સાહિત્યને પોતાની જરૂરત માનીને તેમને યથાકાળ યથારીતિ યથાશક્તિ અપનાવી લઈને, એમના જીવનમાર્ગમાંના કંટક ઓછામાં ઓછા એમને વાગે તેની સંભાળ લીધી હતી.

૨

આપણા વિષયનો બીજો વિભાગ હવે હાથ ધરીએ. આપણે જોયું કે સાહિત્ય એ પ્રજાવિકાસનું મહત્ત્વનું અંગ હોવાથી, યોગ્યતાવાળા સાહિત્યકારો તેને જીવનપ્રવૃત્તિ બનાવવા ભૂતકાળમાં તત્પર થયા છે. એવી તત્પરતા આજના સમયમાં કેટલે અંશે ઇષ્ટ છે, અને ઇષ્ટ હોય તો શક્ય છે કે કેમ એ પ્રશ્નો હવે વિચારીએ.

ઇષ્ટતાનો પ્રશ્ન આપણને ઝાઝું નહિ રોકે. આપણે જાણીએ છીએ કે પહેલેથી જ આ દેશમાં એક એવો વર્ગ સ્થપાયો અને સુસ્થિર થયો છે, જેને માટે વિદ્યાસેવન અને વિદ્યાપ્રચાર એ કર્તવ્ય જ મનાયાં છે. એવી એકલક્ષિતાથી સાંપડેલી સત્તાનો એ વર્ગે-એટલે કે બ્રાહ્મણોએ-

કેવો ઉપયોગ કર્યો અને શા માટે કર્યો, એ જુદા સવાલો છે. પણ એટલું તો નિર્વિવાદ છે કે આર્ય સંસ્કૃતિના સંસ્થાપકોએ પોતાના એક ભાગને માથે વિદ્યાની ઉપાસનાની ફરજ નાંખી, તેમાં તેમણે ઘણી દીર્ઘદૃષ્ટિ વાપરી છે. આપણી સંસ્કૃતિનાં શ્રેષ્ઠ અંગો આજે ક્વચિત અને થોડા પ્રમાણમાં પણ જળવાયલાં આપણે જોઇએ છીએ, તે એ જ દૃષ્ટિનો પ્રતાપ. અને આપણા સંસ્કારને વિશુદ્ધ, ઉજ્જ્વળ અને ચેતનમય રાખવા હોય તો વિદ્યાસેવનની પ્રાચીન ભાવનાને જરૂર પડે ત્યાં નવે ઘાટે ઘડીને એ લાભદાયી પ્રથાને ચાલુ રાખવી, એ સંસ્કૃતિના હિતચિંતકોનો આજે પણ ધર્મ છે.

વિદ્યાની એકલક્ષી ભક્તિ ઇષ્ટ અને આવશ્યક છે, એ તો આ પરથી સહજ સમજી શકાશે. પણ ઇષ્ટતાની વાત એટલે તો સિદ્ધાંતની વાત. અમુક વસ્તુ ‘થવી જોઇએ’ અને તે ‘થાય છે’ એ બે સ્થિતિની વચ્ચેનું અંતર મોટું, કેટલીક વાર તો અમાપ, હોય છે. આથી, આજના દેશકાળમાં વિદ્યાભક્તિ એ સિદ્ધાંતે સાચી, પણ વ્યવહારે ઘણી કાચી, ઘણી કપરી, લગભગ નિરાશાજનક વસ્તુ લાગે છે.

પ્રાચીનકાળનાં દૃષ્ટાંતો આપણે લીધાં છે તેનું તત્ત્વ તો આજે પણ ખરૂં છે, પણ બાહ્ય સ્થિતિ તદ્દન પલટાઇ ગઇ છે. તે વખતે ગુરુકુળ અથવા પાઠશાળાનો મુખી વિદ્યાભક્ત થઇ અને રહી શકતો, કેમ કે પ્રજાની તેને પૂરેપૂરી ઓથ હતી. પ્રજા એ સંસ્થાઓને પોતાની જ ગણતી અને તેને પોષવામાં કદી પછાત રહેતી નહિ. ઉપરાંત, રાજદરબારમાં પણ કવિઓ અને પંડિતોનો સબહુમાન સત્કાર થતો. આજે તો, જો નવા દિલ્હીના દરબારહૉલમાં જઇને કોઇ કવિ એકાદ અમર શ્લોક પણ લલકારે, તો ત્યાંની ભવ્ય દિવાલો સિવાયનો શ્રોતા તેને ન મળે અને પોતાના એકલા અવાજના પુનઃ પુનઃ પડેલા પડઘા સિવાયનું કૈં પારિતોષિક પણ ન મળે.

આ દશા છે. રાજ્યાશ્રયનો હમણાં વિચાર જ કરવો નકામો છે—સિવાય કે કોઈક વાર કોઈ પ્રગતિમાન દેશી રાજ્યમાંથી સાહિત્યસેવકને થોડું પણ ઉત્તેજન મળતું હોય તે.

આમ છે, તો પછી સાહિત્યકારને પોષે કોણ? અલબત્ત, તેનામાં પોતાના કાર્ય માટે અવિચળ ભક્તિ હોવી જોઈએ, શક્તિ હોવી જોઈએ, તેનો તે સદુપયોગ કરતો હોવો જોઈએ; એ વાત તો પહેલી. પણ એટલું સ્વીકાર્યા પછી પણ, જો એને દેશની નાની કે મોટી પણ મિલકત તરીકે સાચવવો હોય, તેનો પૂરેપૂરો લાભ લેવો હોય, તેના કાર્યમાંથી આનંદ મળે તેમ હોય ને તે લેવો હોય, તો સાહિત્યકારને જરૂરજોગાં અનાજપાણી પૂરાં પાડીને જીવાડવો પણ ઘટે. એ હકીકત કૈં ઘૂંટીઘૂંટીને ઝાઝી વાર કહેવી પડે તેવી લાગતી નથી.

આજે વિદ્યામય અથવા લેખનમય વાતાવરણમાં જીવન ગાળી શકે તેવા મુખ્ય ત્રણ વર્ગો આપણે ત્યાં છેઃ (૧) શિક્ષકો અને અધ્યાપકો; (૨) અશિષ્ટ લેખકઃ (૩) શિષ્ટ લેખક. આમાંના પહેલા વર્ગને એક મોટો લાભ છે ને એક મોટું ભયસ્થાન પણ છે. લાભ એ કે એક વાર તે અમુક શાળા કે પાઠશાળામાં જોડાય એટલે તેને ઉપજીવિકાની ચિન્તા રહેતી નથી. સંસ્થાના કાર્યને પૂરતો વખત આપ્યા બાદ, તેનામાં ઇચ્છા અને શક્તિ હોય તો તો, ઓછુંવત્તું સાહિત્યને લગતું કાર્ય—વાચન લેખન કે ભાષણ—તે નિવૃત્તિથી કરી શકે છે. પણ એ ધંધાની ઊતરતી પાયરીઓમાં તો ઘણે ભાગે એવું બને છે કે માણસ રોજકામની ઘરેડમાં પડીને પોતાના સાહિત્યપ્રેમના ઝરાને સુકાવા દે છે. એ તેનું ભયસ્થાન. તેમાંથી એ મુક્ત રહી શકે છે ત્યારે બેશક સાહિત્યસેવાની પોતાની ઉદાત્ત મહેચ્છાને ખીલવવાની પૂરતી તક તેને મળે છે. આપણે ત્યાં ખાસ કરીને ગઈ પેઢી દરમિયાન સાક્ષરતાનો જે નોંધવાજોગ વિકાસ થયો છે; તે આ વર્ગને સારા પ્રમાણમાં આભારી છે.

અશિષ્ટ લેખકો વિશે ઝાઝું કહેવાની જરૂર નથી. તેમને અમુક ધાટીનું લખાણ કોઇ છાપા માટે, માસિક માટે કે પુસ્તકપ્રકાશક માટે કર્યા કરવાની હથોટી આવી ગઇ હોય છે. એમનાં નાટકો, વાર્તાઓ કે જે કૈં હોય તેના વાંચનાર એટલી વિપુલ સંખ્યામાં હંમેશ મળી રહે છે, કે મહાન સાહિત્યકાર હોવાનો દાવો નિર્ભયપણે કરતા–કરતા, પણ હકીકત તરીકે પ્રજાની અધોગતિ સાધવામાં સંગીન ફાળો આપતા, તેઓ કોઇ વાર પાંચ પૈસે સુખી સ્થિતિના માણસ પણ થઇ શકે છે; તેમ ન હોય ત્યાં પણ સામાન્ય ઉદરનિર્વાહની મુશ્કેલી તો તેમને નથી જ પડતી.

ત્યારે હવે રહ્યો આપણો શિષ્ટ લેખક. તેને અશિષ્ટ લખાણ આવડતું નથી. આ તેનું દુર્ભાગ્ય હોય કે સદ્‍ભાગ્ય, પણ સ્થિતિ એ છે કે જે કૈં પણ તેને આવડે છે તેની બજારમાં કિંમત નથી. ઇતિહાસ કે ફિલસુફી કે વિવેચન જેવા વિષયને દૂર રાખીએ તો પણ શિષ્ટ નવલકથા શિષ્ટ નાટક અથવા તો સર્વદેશીય શિષ્ટ માસિકના ખરીદનાર પણ જૂજ હોય છે. તેમાંથી લેખકને પોતાની ચોપડી છાપવા જેટલું પણ ન મળતું હોય તો નિર્વાહની તો વાત જ શી કરવી? બીજે પક્ષે, આ વર્ગને મરવા દઇએ–કેમ કે ઉત્તેજનનો સંપૂર્ણ અભાવ થતાં એ વર્ગ ઉગતો જ ડહમાઇ જવાનો, એમ લાગ્યા વિના રહેતું નથી–તો તેમ થવા દેવાથી આપણે મોટી જવાબદારી માથે ઉઠાવીએ છીએ. પ્રજાકીય સંસ્કૃતિમાં એકલક્ષી સાહિત્યસેવકનું સ્થાન કેટલું અગત્યનું છે, એ ઉપર કહ્યું જ છે. આગલા વખતમાં એ વર્ગ દાનદ્રવ્યથી પોષાતો અને નચિંતાઇથી પોતાની શક્તિઓનું શ્રેષ્ઠ ફળ દેશને ચરણે ધર્યે જતો. આજે દ્રવ્યસંપન્ન વર્ગ છે તેને કોઇ પણ જાતનું દાન કરવું કડવું લાગે છે તો એ શિષ્ટ સાહિત્યના સેવકને તો શાનો જ દાન આપે? એ વર્ગમાં પણ બે ભાગ છે. એક ભાગ આજના શિષ્ટ

સાહિત્યમાં કશું આકર્ષણ જોઈ જ ન શકે તેવો હોય છે. બીજો ભાગ સંસ્કારી પ્રજાજનોનો છે. આપણને મદદની આશા રહે તો સૌથી વધુ એમની પાસેથી રહે. પરંતુ તેઓમાં પણ વિરલ અને બહુ છૂટાછવાયા અપવાદ સિવાય, આ પ્રકારના દાન તરફ વૃત્તિ જોવામાં આવતી નથી. એથી વધારે ખેદજનક બીજું શું હોઈ શકે ? એમને બીજાં હજાર જાતનાં ખોટાં ખર્ચો કરતાં આંચકો નથી, પણ આવા કાર્યમાં થોડીઘણી પણ મદદ કરવી પડે ત્યારે ગંભીર મુખમુદ્રા બનાવીને તેઓ હાલના ખરાબ વખત અને 'ડીપ્રેશન' અને એ બધા ઉપર એકાદ અનુભવપૂર્ણ પ્રવચન આપવા બેસી જાય છે. પ્રજા સાચેસાચ કેટલે અંશે સંસ્કારવતી છે તેનાં પણ એ લોકો માપ છે.

ત્યારે આ સ્થિતિમાંથી છૂટવાનો કૈં માર્ગ ખરો કે નહિ ? સ્થિતિ એ છે કે એક બાજુ, સાહિત્યસેવાને જીવનવૃત્તિ તરીકે સ્વીકારનાર અમુક માણસ કે માણસો છે; અને બીજી બાજુ, પૈસાપાત્ર છતાં સર્વવ્યાપી જડવાદથી ઘેરાયલા આપણા સંસ્કારી સજ્જનો છે. સાહિત્યસેવકો કહે છેઃ "અમે સામાન્ય સ્થિતિમાં સંતોષથી જીવીને અમારૂં કાર્ય કરી શકીએ તેટલો આશ્રય તો અમને આપો." સંસ્કારી સજ્જનોને તે મંજૂર નથી. તેમને સાહિત્યમાં અશ્રદ્ધા છે. સરસ્વતીના પ્રભાવથી જાણે તેઓ ડરે છે. એક લક્ષ્મીપુત્રે તો એક વખત એટલે સુધી કહેલું, કે સરસ્વતીસેવકને હું પૈસાની મદદ કરૂં, એ રીતે એટલો સંબંધ પણ સરસ્વતી જોડે રાખું, તો સરસ્વતીની દુશ્મન એવી જે મારી લક્ષ્મી તે મારાથી રીસાઈને ચાલી જાય, માટે સરસ્વતી ખાતર તો આપણી એક પાઈ પણ કોઈને મળે તેમ નથી. આ મનોદશા પર હસવું કે શું કરવું ? જે દેશમાં સેંકડો વિદ્યોપાસક સંસ્થાઓનું ભરણ–પોષણ ધનિકોને હાથે નિર્વિઘ્ને થયા કરતું, જમાનાઓ લગી થયા કરતું, જે દેશમાં આજે પણ કોઈ ધારે તો તેવી સંખ્યાબંધ સંસ્થાઓને

જીવનભર નિભાવી શકે તેવા ધનવાનો છે, તે દેશમાં સરસ્વતીથી બીહીનારા લક્ષ્મીપુત્રો પાકે તેના જેવી જમાનાની તાસીર બીજી કઇ હોઇ શકે?

સાહિત્યને જીવનના એકમાત્ર ધ્યેય તરીકે સ્વીકારનારની છેવટની જે હાલત આ દેશમાં થવાની હો તે હો. ઘણું કરીને આ ગુજરાતમાં તો એ વર્ગ કદી પણ વ્યાપક સ્વરૂપે ખીલશે જ નહિ. જે શરૂઆત અત્યારે એ વર્ગના કાર્યની થઇ છે તેને ફક્ત પ્રયોગરૂપ ગણવી એ જ સૌથી ઉત્તમ છે. તેવા પ્રયોગને પણ અમુક વર્ષ લગી તો દાનદ્રવ્ય સિવાય બીજો આરો નથી. પ્રયોગ કરનાર અમુક વર્ષ લગી એ રીતે જીવનકલહ વીતાવે અને પછી તેનાં લખેલાં પુસ્તકોના ખરીદનાર પૂરતા પ્રમાણમાં મળી રહે, તો જ તેને માટે થોડી પણ આશા છે. એમ સમજીએ કે તેના પુસ્તકની દોઢ રૂપિયાની કિંમતની એક હજાર નકલો એક વરસમાં ખપે. તે દોઢ હજારનો પણ તૃતીયાંશ તો છાપખાનાવાળાને જવાનો, બાકીના હજાર રૂપીઆ જો લેખક જાતે ઠામઠામ ફરીને પોતાનું પુસ્તક ખપાવે તો જ એ આખી રકમ તેને પોતાને મળે અને તેમાં તેના ત્રણચાર માણસના કુટુંબનું માંડમાંડ ગુજરાન થાય. જો તે જાતે ન ખપાવી શકે તો બુકસેલર અને જાહેરખબરો તેના હજાર રૂપિયાનો મોટો ભાગ તાણી જાય અને તેની પોતાની પાસે તો, મહિનાઓ લગી વાંચવા વિચારવા અને લખવાની મહેનત કર્યાના બદલા લેખે, વરસના બારમાંથી પૂરા ચાર મહિનાની ખરચી પણ રહેવાની નહિ.

આ હિસાબ આપણે કેળવણીના હાલના ફેલાવાને અને સંસ્કારની કક્ષાને ધ્યાનમાં રાખીને ગણ્યો. જો કોઇ દિવસ એવો આવે, કે એક વરસમાં એક શિષ્ટ પુસ્તકની બે હજાર નકલો વેચી શકાય તો એ પુસ્તક સસ્તામાં વાચકપ્રજાને મળે અને લેખકને પણ ખાનપાન માટે

વલખાં મારવા જેવું તો ન રહે. પણ એ તો વાચનપ્રેમ એટલો વધે ત્યારની વાત. દરમિયાનમાં, પ્રજાના સમજુ અને ધર્મબુદ્ધિવાળા નેતાઓએ તેમ જ સામાન્ય જનોએ સાહિત્યકારના બેલી થવાની જરૂર છે. જો સાહિત્યકાર પ્રજાને ભારરૂપ લાગતો હોય, તો એ મતલબની પણ સ્પષ્ટતા ભલે એક વાર થઈ જાય. પ્રજાના જવાબદાર પ્રતિનિધિઓ જો સાહિત્યકારને નિખાલસપણે કહી નાંખે કે "તમારો સાહિત્યપ્રેમ અને સાહિત્યપ્રચાર અને સેવાભાવ એ બધું તમને મુબારક હો. અમને એ વસ્તુઓની જરૂર નથી; અમારી ભાવિ સંસ્કૃતિને તેના વિના ખુશીથી ચાલશે. અમને તેનો વિચાર કરવાની ફુરસદ થોડી જ છે અને તેનાથી પણ થોડી એ બધાની પરવા છે"—જો તેઓ આમ કહી દે તો પણ સાહિત્યકારને એક પ્રકારનો છૂટકારો મળે. અત્યારે તો એ બિચારો એમ માની બેઠો છે કે દેશનું વિદ્યાધન રક્ષવાનો અને વધારવાનો મારો ધર્મ છે. પણ જો ઉપર મુજબની ચોખવટ થઈ જાય તો એ રક્ષણ અને એ વૃદ્ધિ અધર્મ છે – આ જનસમાજને લાગેવળગે છે ત્યાં લગી તો એ ચોક્કસ અધર્મ જ છે – એવી પ્રતીતિ આપણે તેને કરાવી શકીશું. પછી આપણને કનડવાની હામ તેનામાં રહેવાની નથી. પછી એ પોતાનું પુસ્તક ખરીદવાનાં વીનવણાં કરતો, કે દાન માટે સંકોચપૂર્વક પણ હાથ ધરતો, આવીને આપણી શાન્તિમાં ભંગ કરશે નહિ તેમ આપણી મોજશોખોમાં ખલેલ પહોંચાડશે નહિ.

પણ હવે બસ કરીએ. આટલું કહ્યું તેમાં પણ આપની માયાળુતા અને ધૈર્યને કસોટીએ ચઢાવવા જેવું થયું હશે. તેવું લાગે તો ક્ષમા કરશો. સાહિત્યસેવાને જીવનપ્રવૃત્તિ બનાવવાનો પ્રયાસ કરનારનો અનુભવ રજૂ કરવો, એ જ આ વ્યાખ્યાનનો ઉદ્દેશ છે.

૧૯૨૭

# સાહિત્યજીવનના એકબે પ્રશ્નો*

એક ઘણી અંગત બાબતથી હું શરૂઆત કરૂં છું એમ લાગે તો માફ કરશોઃ પણ મારી જાતને ફરીફરીને આ સવાલ પૂછ્યા વિના તો મારાથી રહેવાતું નથી, કે અહીં આવ્યો છું, તે શા માટે?–ભાષણ કરવા? ના, એ તો ન બને. હું માનું છું, મારો અનેક વાર સાક્ષાત અનુભવ થયો છે, કે હોડકામાં નિર્વિઘ્ને તોફાની સાગરને તરી શકાય, તો જ મારી વાણીમાં જનસમૂહની સમક્ષ ભાષણ કરવાની શક્તિ હોઇ શકે. સભાક્ષોભ હું કોઇ વાર ચાર મિત્રો જોડેની વાતચિતમાં પણ અનુભવું છું, તો આવી સભાની તો વાત જ શી? સ્વભાવથી, મહાવરો નહિ તેથી, કે ગમે તે કારણથી, પણ જે માણસ ટાંચણોની મદદ વડે પણ બોલવા માંડે કે તુરત તેનો વિચારપ્રવાહ ગુંગળાય છે અને વાક્યો જાણે બોલાવાની ના પાડતાં હોય છે, તેની પાસેથી આપ વક્તૃત્વની કળાના કોઇ અધમ પ્રકારની પણ આશા નહિ રાખો એવી મારી ખાતરી છે.

ત્યારે, અહીં ઉપસ્થિત થવાનું અને આપના કિંમતી વખત પર કદાચ વગરહકે કાપ મૂકવાનું પ્રયોજન શું? એક પ્રયોજન તો એ કે આજે અહીં આવીને મેં ગયા વરસના વચનભંગનું પ્રાયશ્ચિત્ત કર્યું છે. આ વખતે પણ વિપરીત સંજોગોને કૈંક મુસીબતે વટાવીને મેં હાજરી

* ઉમરેઠ વિદ્યાર્થીસંમેલનમાં ૧–૧૧–૨૬ને દહાડે વાંચેલું લખાણ.

પુરાવી છે; પણ મને લાગ્યું કે આપના માયાળુ કાર્યવાહકોની માગણીને અનિવાર્ય કારણ વિના આ વરસે પણ પાછી ઠેલવી, એમાં તો નથી ગૃહસ્થાઇ કે નથી માણસાઇ. એટલે મારી અલ્પસેવાને આપના ચરણમાં ધરવાની આશાએ આવ્યો છું.

પણ આવો સમારંભ મને એક બીજા સબળતર કારણથી પણ આકર્ષે છે: હું પણ વિદ્યાર્થી છું, સમજણો થયો ત્યારથી તે આ ચાલતી ઘડી સુધી વિદ્યાર્થી છું, અને, ઇશ્વરની કૃપા હશે તો જિંદગી-ભર વિદ્યાર્થી જ રહેવા ચાહું છું. આ વચનો કેવળ સામાન્ય અર્થમાં નથી વાપર્યાં; આપને સારૂં લગાડવા માટે પણ નહિ. મારા મનથી વિદ્યાસેવન એ જ પરમ ધર્મ છે, ત્રિવિધ તાપથી છૂટવાનો એકમાગ મુક્તિમાર્ગ છે. આમ હોય, ત્યાં વિદ્યાર્થીઓના સંમેલનમાં આવવું, તેમના અતુલ ઉત્સાહને નિરખીને દિલ ઠારવું, એમની અભિલાષાઓને ઓળખવાનો નેક પ્રયાસ કરવો, એમની વન્દનીય ભાવનાઓને પિછાનવી ને પૂજવી, એને આચરવા મથવું, એ જીવનનો અમૂલ્ય લહાવો છે. આ બોલનાર એવો લહાવો લેવા મુખ્યત્વે આવે છે, કેમ કે વડીલ જ આપે તેવી સોનેરી શીખામણોની શૃંખલા તેની પાસે નથી અને નથી આપના સમારંભોના ઘણાઘણા સમર્થ ભાષકો જેવી વિદ્વત્તા કે વાણીછટા. એટલે, આપના સમાગમમાં આવ્યાનો આનંદ માણવા સિવાય એ ઝાઝું ન કરી શકે. તેની વધુમાં વધુ શક્તિ એટલી જ હોય કે જે વસ્તુ યોગાનુયોગે તેના શ્વાસપ્રાણ સમાન બની છે, તેને લગતા હાલના એકએ પ્રશ્નો આપની પાસે છેડે. એમાંથી થોડું ઘણું પણ આપને ઉપયોગી થશે એવી તેને ઉમેદ છે.

એ પ્રશ્નો સમકાલીન સાહિત્યજીવન જોડે સંબંધ ધરાવે છે. તેમાંનો પહેલો પ્રશ્ન તે સાહિત્યભક્ત અને તેની મૂંઝવણોનો છે.

સાહિત્યભક્ત એટલે કોણ ? તે સાહિત્યનો કેવળ શોખીન નથી, કેમ કે સાહિત્યને તે ઇસ્ત્રીબંધ ફક્કડ કપડાં જેવી વસ્તુ ગણતો નથી; અને તે ફુરસદે સાહિત્યને સેવનાર તથા વગરફુરસદના બહુમૂલા વખતમાં ધનસંગ્રહ કરવામાં જ જીવ પરોવી રાખનાર સાહિત્યસૃષ્ટિનો કરુણાજનક વૈશ્ય પણ નથી. એ તો પરમ બ્રાહ્મણ છે. અસંખ્યાત યુગોથી પ્રજાકીય સંસ્કૃતિનો તે વારસ અને રક્ષક છે. તેને માટે અધ્યયન સિવાય દુનિયામાં બીજી ફરજ હોઇ શકે નહિ; અને સમાજસ્થિતિ અનુસાર, ગુરુ, ઉપદેષ્ટા, ગ્રંથકાર, કે વિશુદ્ધ પત્રકાર તરીકે અધ્યાપન કરવા સિવાય બીજો ધંધો પણ તેને હોઇ શકે નહિ. તેના ઉદરનિર્વાહની ચિંતા સમાજે કરવાની છે; અને તે એક ધર્મ લેખે. તેમ બીજી બાજુ એ પણ ખરૂં કે સાહિત્યભક્તમાં જેટલે અંશે જ્વલંત ને સ્થિર બ્રહ્મતેજ હોય તેટલે જ અંશે તે સમાજને હાથે આટલાં માન અને પ્રતિષ્ઠાને પાત્ર બને છે.

આપ સૌ જાણો છો તેમ, બ્રાહ્મણત્વનો આ આપણો પુરાતન આદર્શ છે. એ હજી પણ પોતાને અસલ નિર્મળ સ્વરૂપે, ઘણું કરીને નાનાં ગામો અને નાનાં શહેરોમાં ક્વચિત સચવાયલો આપણે જોઇએ છીએ. વધારે સજીવન અને વ્યાપક કરવાની જરૂર હોય ત્યાં તેને અર્વાચીન રૂપ આપવાની કોશિશ થવી ઘટે છે. એ કોશિશના માર્ગમાં મુશ્કેલીઓ પાર વિનાની છે, પણ વિદ્યા અને વિમુક્તિ એ જો આપણાં સાચ્ચાં નિશ્ચલ ધ્યેય હોય, તો, આખો ય જમાનો અને તેની બળવાન આસુરી સંપત્તિઓ આપણી વિરુદ્ધ હોવા છતાં, એ દિશામાં પ્રવૃત્તિ કર્યા વિના છૂટકો નથી.

જમાનાનો એ વિરોધ સાહિત્યના ભક્તને સારૂ અનેક મૂંઝવણો ઊભી કરે છે, તેના કાર્યમાં અનેક કુદરતી ને બિનકુદરતી નડતરો નાખે છે. મૂંઝવણોમાંની કેટલીક સ્થૂલ હોય છે. તેને જીતવી એ પ્રમાણમાં

સહેલું કામ છે. પણ તેની વધારે સૂક્ષ્મ મૂંઝવણો અને નડતરો તો માનસિક અને આધ્યાત્મિક હોય છે. તેમાંની બે મુખ્યનો જ અહીં સ્પર્શ કરીશું. એક તો એ કે આપણી વિચિત્ર શિક્ષણપ્રથાને લીધે, આપણે આપણા પોતાના સંસ્કાર અને પ્રજાજીવનથી વિમુખ બન્યા છીએ; અને એવી દશા હોય, ત્યાં સાહિત્યની ભક્તિ પૂરતી વિશુદ્ધિથી ક્યાંથી થાય? બીજું એ કે, સમાજનાં ધોરણો અને વલણો આજે એટલાં જડવાદી બન્યાં છે કે સાહિત્યની વળી ભક્તિ હોઇ શકે એ વાત જ વાલ્મીકિ ને વસિષ્ઠના આજના વંશજોની અક્કલમાં ઊતારવાનું મુશ્કેલ પડે છે. આ બંને મૂંઝવણોને ટાળવા માટે દેશના ચિંતકો અને નાયકોએ પ્રવૃત્તિ આરંભવી જોઇએ. જ્યાં થોડું પણ કામ એ બાબતનું થયું હોય ત્યાં તેને વધારે સબળ ને વેગવાન કરવું જોઇએ, અને ન થયું હોય ત્યાં સત્વર શરૂઆત કરવી જોઇએ.

આપની પાસે જે બીજી બાબતનો મારે ઇશારો કરવાનો છે તે સાહિત્યમાં કેટલાક વખતથી પેઠેલા પ્રચારકવેડાનો છે. એ વસ્તુ નિર્દોષ પ્રચારકામથી તદ્દન જુદી જ છે. એક રીતે કહીએ તો કોઇ પણ વિચારને દર્શાવવા, વ્યક્ત કરવા માંડીએ એટલે તેનું પ્રચારકામ આપોઆપ ચાલુ થાય જ છે, અને વાત એટલે લગી હોય તેમાં તો કંઇ ખોટું નથી. પણ જ્યાં વિચાર જ ન હોય કે આછોપાતળો હોય તેને મિથ્યા આડંબરથી કે કૃત્રિમ ચમકારથી શણગારીને મૂકવો અને તે રીતે લોકોની મનોવૃત્તિને જ નીચી કોટિની યા તો કુંઠિત કરી મૂકવી તે આજકાલ શિષ્ટાભાસી લેખકોની પણ માનીતી પ્રણાલિકા દુર્ભાગ્યે બની છે.

અંતમાં આપના સદ્દભાવભર્યા આમંત્રણ માટે અને આ નજીવી પણ ખરા દિલથી આપની સેવા કરવાની તક મને આપવા માટે હું આપનો ઉપકાર માનું છું.

૧૯૨૬

## સાહિત્યવિભાગના

# પહેલા અધ્યક્ષનું વ્યાખ્યાન

### ૧

સાહિત્યની સાહિત્ય તરીકેની કિમ્મત કરી જાણનાર, સાહિત્યસેવનને જીવનના એક અગત્યના કર્તવ્ય તરીકે માનનાર, ઊંચા પ્રકારના શિષ્ટ સાહિત્યનાં સ્રજનાર, ઊંડી રસિકતાથી તેવા સાહિત્યને ઉપભોગનાર અને સૂક્ષ્મ બુદ્ધિથી તેની પરીક્ષા કરી શકનાર: આવાં નરનારીઓનો બહુ નાનો વર્ગ ગુજરાતમાં છે અને તે સાક્ષરકુલના એક સમર્થ અને અગ્રણી સભ્ય હોવાનું સદ્‌ભાગ્ય રા. રમણભાઈને પ્રાપ્ત થયું છે.

આ નવા જ શરૂ થએલા વિભાગના અધ્યક્ષની પસંદગી વખતે જે ત્રણચાર ગુજરાતીઓનાં નામ સૌથી પહેલાં હોઠે આવે તેમાંનું એક રા. રમણભાઈનું છે, અને તેમને એ સ્થાન અપાયું એ ફક્ત યોગ્યાયોગ્યતાની દૃષ્ટિએ જોતાં તો ઘણું ઉત્તમ થયું છે; અને હવે આપણે જે લેખી વ્યાખ્યાન તેમણે પરિષદની બેઠક વેળા વાંચ્યું તેની એક સાહિત્યલેખ તરીકે તથા કલાકૃતિ તરીકે પરીક્ષા, જે લક્ષ્ય સમક્ષ રાખવામાં આવ્યું છે તેના ગુણદોષની તપાસ, જુદેજુદાં દૃષ્ટિ બિન્દુથી તે વ્યાખ્યાનનાં અંગોપાંગની પ્રસ્તુતતા કિંવા અપ્રસ્તુતતા વિશે ચર્ચા, તેમાં ચર્ચાયલા વિવાદાસ્પદ વિષયોનું સ્વતંત્ર દૃષ્ટિથી વિશેષ નિરૂપણ, અને જે આશા અને અભિલાષ રા. રમણભાઈ નજર આગળ રજૂ

## સાહિત્યવિભાગના

# પહેલા અધ્યક્ષનું વ્યાખ્યાન

### ૧

સાહિત્યની સાહિત્ય તરીકેની કિમ્મત કરી જાણનાર, સાહિત્યસેવનને જીવનના એક અગત્યના કર્તવ્ય તરીકે માનનાર, ઊંચા પ્રકારના શિષ્ટ સાહિત્યનાં સ્રજનાર, ઊંડી રસિકતાથી તેવા સાહિત્યને ઉપભોગનાર અને સૂક્ષ્મ બુદ્ધિથી તેની પરીક્ષા કરી શકનાર: આવાં નરનારીઓનો બહુ નાનો વર્ગ ગુજરાતમાં છે અને તે સાક્ષરકુલના એક સમર્થ અને અગ્રણી સભ્ય હોવાનું સદ્ભાગ્ય રા. રમણભાઇને પ્રાપ્ત થયું છે.

આ નવા જ શરૂ થએલા વિભાગના અધ્યક્ષની પસંદગી વખતે જે ત્રણચાર ગુજરાતીઓનાં નામ સૌથી પહેલાં હોઠે આવે તેમાંનું એક રા. રમણભાઇનું છે, અને તેમને એ સ્થાન અપાયું એ ફક્ત યોગ્યાયોગ્યતાની દૃષ્ટિએ જોતાં તો ઘણું ઉત્તમ થયું છે; અને હવે આપણે જે લેખી વ્યાખ્યાન તેમણે પરિષદની બેઠક વેળા વાંચ્યું તેની એક સાહિત્યલેખ તરીકે તથા કલાકૃતિ તરીકે પરીક્ષા, જે લક્ષ્ય સમક્ષ રાખવામાં આવ્યું છે તેના ગુણદોષની તપાસ, જુદેજુદાં દૃષ્ટિ બિન્દુથી તે વ્યાખ્યાનનાં અંગોપાંગની પ્રસ્તુતતા કિંવા અપ્રસ્તુતતા વિશે ચર્ચા, તેમાં ચર્ચાયલા વિવાદાસ્પદ વિષયોનું સ્વતંત્ર દૃષ્ટિથી વિશેષ નિરૂપણ, અને જે આશા અને અભિલાષ રા. રમણભાઇ નજર આગળ રજૂ

કરે છે તેની અપૂર્ણતા કે અપૂર્ણતા વિશે વિચારઃ આટલી બાબતો આજે હાથ ધરવાની છે.

સાહિત્યકલાની દૃષ્ટિએ વ્યાખ્યાનના ગુણદોષ ચર્ચતાં, દોષગણના પહેલી કરીએ : એક કલાકૃતિના ઉત્પાદક તરીકે વ્યાખ્યાનલેખકને બહુ અંશે નિષ્ફળતા મળી છે એમ મને લાગે છે. વ્યાખ્યાનનો આરંભ જ ઘણાં નિર્બળ અને રસહીન વચનોથી થાય છેઃ "પરિષદના કાર્યક્રમમાં સાહિત્યવિભાગનો આરંભ કરતાં ગુજરાતી સાહિત્ય વિશેની આપણી આશાઓ અને આપણી અભિલાષ જાગૃત કરી નજર આગળ રજૂ કરીશું તો તે અસ્થાને નહિ ગણાય." જ્યાં સાહિત્ય પરત્વે જ વિચાર કરવાની શરૂઆત થતી હોય ત્યાં આવા સુક્કા ને ઘરેડિયા વાક્યથી શરૂઆત કરવી એ કેટલું અજુકતું લાગે છે? સાહિત્ય એ શબ્દના ઉચ્ચારણ માત્રથી જે રસિકતા કલ્પનાસૌંદર્ય અને પ્રેરણાભાવના અમૃત વાયુ વાય છે તેની લહરી સરખી યે આવા ચીલે ચઢનારાં આરંભવચનથી અનુભવાય છે? પ્રેરણાભર્યાં વચનો ઉચ્ચારવાનું બુદ્ધિપ્રધાન આત્માઓને કદાચ નહિ રુચતું હોય, પરન્તુ પ્રાન્તના સાહિત્યનેતાઓ જ્યારે પ્રાંતના સાહિત્યસન્દેશક તરીકે રાષ્ટ્રીય સમારંભોમાં અગ્રસ્થાન સ્વીકારે (અને સાહિત્યપરિષદનાં ઉપવેશન રાષ્ટ્રીય સમારંભોની ગણનામાં જ આવે અને આવવાં જોઇએ) ત્યારે તો બુદ્ધિપ્રધાન આત્માઓએ પણ પોતાનો પ્રજા પ્રત્યેનો ધર્મ પૂરે અંશે બજાવવા માટે તેવા સમારંભના સહજ ઉત્સાહનાં આન્દોલન ઝીલતાં શીખવું જોઇએ અને તેને પ્રતાપે તેમની વાણીમાં પણ વધારેવધારે પ્રાબલ્ય અને પ્રોત્સાહન પ્રગટવાં જોઇએ. રા. રમણભાઇના વ્યાખ્યાનમાં તે નથી; શુષ્કતા અને અતિશાસ્ત્રીયતા ('એકેડેમિકલિઝમ') બહુધા આખા લેખમાં પથરાઇ રહી છે.

કલાદૃષ્ટિએ વ્યાખ્યાનનો બીજો દોષ તે તેના અમુક ભાગની

અશ્લિષ્ટતા ('લૅક ઑફ કોમ્પેક્ટનેસ') અને અતિસામાન્યતા છે. તે પૂરી નિરાંતથી લખાયું નથી એમ વખતો વખત લાગે છે અને ખાસ કરીને પહેલા એક તૃતીયાંશ જેટલા ભાગમાં ઉતાવળનાં અને કૈંક વિચારશિથિલતાનાં ચિહ્નો સ્પષ્ટ છે. દૃષ્ટાન્ત: કેવાંકેવાં લખાણોનો સાહિત્યમાં સમાવેશ કરવો એ વિષય ચર્ચીને લેખકે 'સાહિત્ય' પદની વ્યાખ્યા બાંધી ત્યાર પછી તેમને યાદ આવ્યું કે એ લખાણોમાં વિજ્ઞાન-ગ્રંથોની ગણતરી કરવાની તો રહી ગઇ. આ ઉપરથી એક વાર વ્યાખ્યા કર્યા પછી વળી પાછી ચર્ચા ઉપાડી કે કેવા વિજ્ઞાનગ્રન્થોને સાહિત્યમાં ગણવા અને કેવાને ન ગણવા. અલબત્ત, એ ચર્ચા ઘણી જ સારી રીતે થઇ છે પરંતુ એ જ કારણથી એક વાર જે વિષયને પૂરો કરી દૂર મૂક્યો તેને અધવચથી ફરી છેડવાને લીધે જે પ્રસંગાન્તરતા થાય અને કલાપ્રેમીને રસક્ષતિ થયાનો જે ખાટોતુરો અનુભવ થાય, તે ઉપજવા દેવાના દોષથી તો લેખક વિમુક્ત ન જ રહી શકે.

તેવી જ રીતે નિરર્થક પુનરુક્તિઓ પણ બેત્રણ ઠેકાણે થઇ છે. પરિષદે સાહિત્યના ઉલ્લાસ માટે શું કરવું અને તે કેમ કરવું, એ વિષયનું નિદર્શન એક નહિ, બે નહિ, પણ ત્રણ ઠેકાણે કરાવ્યું છે. આ ઘટનાનો કદાચ એવો બચાવ થઇ શકે કે વિષયની મહત્તાને લીધે તેમ કરવું પડયું છે. પરંતુ એ બચાવ સર્વાંશે સંગીન નથી; કારણ કે વ્યાખ્યાનમાંની પુનરુક્તિઓ ક્ષણેક્ષણે નવતા ધરે તેવી રમણીયતાવાળી નથી. અને એક ને એક કથન એ ને એ જ રૂપમાં વારંવાર થાય તેને પરિણામે પરિષદના હાલના મહદુત્સાહી કાર્યકરોને કૈં વધુ ઉત્સાહ છૂટશે કે કેમ, તેને લીધે તેઓને હાથે સાહિત્યનો ઉલ્લાસ બે દહાડા વધારે વહેલો થશે કે કેમ, એ બાબતની મને તો શંકા જ રહે છે.

બનીને અટકવાનું નથી. તેણે તો પ્રેરક પણ થવાનું છે — મહાભાવનાઓના ઉત્તેજક અને પોષક થવાનું છે. આશા અને અભિલાષ વિશે ખંચકાતાં અને લથડતાં વચનો બોલવાને બદલે ઉમળકાભર્યાં અમૃતવાક્યો ઉચ્ચારવાનાં છે અને સાહિત્યના સનાતન રસમંત્રો રસવાણી દ્વારા સુણાવીને સાક્ષરવર્ગનાં તેમ શિક્ષિતવર્ગનાં અને સામાન્યવર્ગનાં હૃદયમનમાં પણ સૌંદર્યસુગન્ધ પ્રસારવાના છે.

૩

વ્યાખ્યાનની સાંગોપાંગ વિસ્તારથી સમીક્ષા કરતાં તેને ત્રણ મુખ્ય ખંડમાં વહેંચી નાખવાથી સરળતા થશે. આ ખંડો ગર્ભિત રીતે તો લેખકે પોતે જ પાડ્યા છેઃ આપણે તે ત્રણે ખંડ નામ સાથે પહેલા દૃષ્ટિ સમીપ ધરીએ.

૧. સાહિત્ય શબ્દની પ્રસંગાનુસારી વ્યાખ્યા;
૨. સાહિત્યના ઉલ્લાસ માટે પરિષદનું પ્રચ-સક્ષેત્ર; અને,
૩. ગુજરાતી સાહિત્ય વિશેની આપણી આશાઓ અને આપણા અભિલાષ.

આ ત્રણમાંથી બીજા ખંડમાં વિષયોની ચિકિત્સા ('ટ્રીટમેંટ') ઉત્તમ, પહેલામાં મધ્યમ અને ત્રીજામાં કનિષ્ઠ એ રીતે થએલી લાગે છે. ખંડોના આ ગુણાવગુણ વિસ્તારી વિવેચનથી પ્રત્યક્ષ થશે.

'સાહિત્ય' પદની સમયોચિત વ્યાખ્યા અને લેખકમાં વિદ્વત્તાની આવશ્યકતા છે કે કેમ, એ બે મહત્ત્વના પ્રશ્નો પહેલા ખંડમાં ચર્ચાયા છે. તેમ કરતાં, વિષયની મહત્તાના પ્રમાણમાં વિશાળ દૃષ્ટિ અને વિચારની શ્લિષ્ટતા જોઇએ તેટલાં સચવાયાં નથી એમ મને લાગે છે. "'સાહિત્ય' એ પદથી આપણે શેનો ઉદ્દેશ કરીએ છીએ એની કંઇક સ્પષ્ટ વ્યાખ્યા કરીએ તો આપણા વિચારની ગતિ સરલ થાય. ગુજરાત સાહિત્ય-

પરિષદ સ્થપાયાને પંદર વર્ષ વીતવા આવ્યાં ત્યાં હવે 'સાહિત્ય'ની વ્યાખ્યાની શી જરૂર છે એમ પ્રશ્ન થશે. પરન્તુ સાહિત્યનો અનાદર એ સાહિત્યના ઉલ્લાસને અટકાવનારૂં મોટું કારણ છે એ લક્ષમાં લઇશું તો સમજાશે કે એ અનાદર વાજબી છે કે કેમ તે નક્કી કરવા સારૂ સાહિત્યનું સ્વરૂપ કેવું છે તે જોવું જોઇએ." વ્યાખ્યાનને આરંભે લખાયલાં આ વાકયો વિશે લેખકે જરા ઊંડું ચિન્તન કર્યું હોત તો તેમને સત્વર પ્રતીતિ થાત કે 'શિષ્ટતાવાળા લેખોનો ભંડાર તે સાહિત્ય' એવી લુખ્ખી સાંકડી ને એકપક્ષી વ્યાખ્યા આપવાથી સાહિત્યનું સ્વરૂપ કેવું છે તેનો પૂરો કે સાચો ખ્યાલ સહેજ પણ આવી શકવાનો નથી. એવી વ્યાખ્યા 'સ્પષ્ટ' નથી અને તેનાથી 'આપણા વિચારની ગતિ સરલ' થવાને બદલે સારી રીતે કુંઠિત થઇ જાય છે.

'આ સમારંભમાં ઉદ્દિષ્ટ' હોય તેવી જ વ્યાખ્યા આપીને અટકવાનો અર્થ શો ? પરિષદમાં સાહિત્યવિભાગ નવો જ ઉઘડ્યો હોય ત્યારે પણ સાહિત્યની ભાવના ઉદાર અને સર્વસ્પર્શી દૃષ્ટિથી ન વિચારાય, પ્રમાણબુદ્ધિ સાચવવાને બહાને પરિષદનો જ હેતુ સારે તેવી વ્યાખ્યાઓ બંધાય અને જીવનભરના એક ઉત્તમ સાહિત્યસેવકને હાથે પણ ગુજરાતનો સાહિત્યરસિક વર્ગ સાહિત્યનો અચ્છો અને સર્વગ્રાહી ચિતાર પામી શકે નહિ, એ સ્થિતિ દાખવે છે કે પળેપળે જગત પ્રગતિપથે આગળ વધે છે તો પણ પંડિતો અને સાહિત્યાચાર્યો તો પોતપોતાના જૂના ઊંડા સાંકડા ચીલામાંથી સહેજે ચસકવાને તૈયાર નથી; અને અત્યન્ત અગત્યના વિષયો ઉપર પણ નવીન સ્વચ્છ અને ઉષ્માભર્યો પ્રકાશ પાડવાને બદલે અતિસાક્ષરતાનાં અંધારા ઉતારવાનું જ તેમને ગમે છે; તેની હિમશીતલતા અને પાષાણવત્તા પ્રસારવાનું જ તેમને સૂઝે છે.

ઉપર ટાંકેલા ફકરા ઉપરથી એટલું તો ચોખ્ખું જણાય છે કે ગુજરાતી વાચક વર્ગના મોટા ભાગને સાહિત્ય શું છે તેનો સ્પષ્ટ ખ્યાલ નથી

અને સર્વશ્રેષ્ઠ સાહિત્યના સર્જન અને વિવેચન માટે શી શી સામગ્રીની જરૂર છે અને તેના કેવાકેવા પ્રકાર હોઇ શકે એનું પણ જ્ઞાન નથી. આ વાતની રા. રમણભાઇ પોતાને પણ સારી રીતે ખબર છે; જો એમ જ છે, તો પછી સાહિત્યભાવનાનો વિશાળ દૃષ્ટિબિંદુથી વિચાર કરવાના કાર્યને પ્રાધાન્ય આપીને તેને 'શિષ્ટિતાવાળો લેખોનો ભંડાર' કરાવવાનું ઉતરતું કાર્ય ગૌણ રાખવામાં શો વાંધો હતો? સાહિત્યવિભાગના અધ્યક્ષ તરીકે રા. રમણભાઇનો ધર્મ હતો કે સાહિત્યનો સર્વોત્તમ આદર્શ ગુજરાતના ઉછરતા તેમ જ અનુભવી સંસ્કારી વર્ગ સમક્ષ મૂકવો. તે આશા પૂરવામાં તેઓ સર્વાંશે નિષ્ફળ થયા છે. સાહિત્ય એટલે સૌન્દર્યપૂજા; સાહિત્ય એટલે સત્યશોધના; સાહિત્ય એટલે માનવીના આજ લગીના હર્ષશોકની ઉરકથા; સાહિત્ય એટલે ભવિષ્યનાં આશાચિત્રો આલેખનાર અન્તર્દષ્ટિ; સાહિત્ય એટલે માનવપ્રતિભાના અનેક મહાભવ્ય ચમત્કારોમાંનો એક ચમત્કાર; સાહિત્ય એટલે માનવીની સહુએ પ્રવૃત્તિઓને કલ્પનારંગે રંગીને નવો જન્મ દેનાર મહાશક્તિ; અને સાહિત્ય એટલે જગતને પુણ્યમાર્ગે પ્રેરનાર દેવદીધી અલૌકિક કો વિભૂતિઃ આ મહદ્‌ભાવનાઓમાંની એકનું પણ ઝાંખું યે દર્શન રા. રમણભાઇ કરાવી શકે છે? અને નહિ, તો અધૂરી ને એકપક્ષી રસહીન ને ચૈતન્યવિહોણી વ્યાખ્યાઓ સાહિત્યનો ઉલ્લાસ કે ઉદ્ધાર શી રીતે કરશે?

પણ સબુર! કદાચ હું જ ભૂલતો હોઇશઃ મારૂં સાહિત્યનું ભાવના-દર્શન કદાચ આડંબરથી ઉભરાતું લાગશે. મોડરેટ મનોવૃત્તિને કદાચ 'ધાંધલ', 'કોલાહલ' અને 'ખળભળાટ' એ તોફાનત્રયીનો ઘોંઘાટ તેમાં જણાશે; એ 'વિષવત્‌વર્જ્ય' લાગશે અને સાહિત્યના શાન્ત એકાન્ત સાચા ઉંડા સ્થિર સ્વસ્થ સ્વચ્છ સુન્દર સેવનમાં એક જ ચિત્તે પરોવાયલા સાક્ષરેશ્વરો પોતાની શંકાગ્રસ્ત ને ભયગ્રસ્ત, ક્ષોભગ્રસ્ત ને

રોગગ્રસ્ત મુખમુદ્રાથી કદાચ આવા એક ‘ઉદ્દામ’ને ‘પાણીપાણી કરી નાંખવા’ તત્પર થશે.

તથાસ્તુ. વ્યક્તિસ્વાતંત્ર્યના આ અપૂર્વ યુગમાં ક્રોધ કરવાનો હક્ક પણ જન્મસિદ્ધ ગણાતો હશે એટલે તે વિશે વધારે કહેવાનું કે રહેતું નથી. આપણે તો ભાવનાઓનો ઝેરી માર્ગ તજીને વાસ્તવિકતાના અમૃતમાર્ગ પર પ્રયાણ આદરીએ–રમણભાઈની જ વ્યાખ્યાને કૈંક સૂક્ષ્મતાથી તપાસીએ. ‘શિષ્ટતાવાળો લેખોનો ભંડાર તે સાહિત્ય’—આ વ્યાખ્યા બાંધ્યા પહેલાં તરત જ લેખકની જે મહત્તા અને લેખના ચમત્કાર વિશે ઉલ્લેખ થયો છે, તે મહત્તા અને ચમત્કારનો પડઘો સરખો યે આ કાષ્ઠગુણી (‘વૂડન’) વ્યાખ્યામાંથી પડે છે? સહુ યે ઉત્તમ સાહિત્યના આત્મરૂપ જે કલ્પનાતત્ત્વ તેનો નામનિર્દેશ સુદ્ધાંત એમાં છે? અને ‘શિષ્ટતા’ શબ્દમાં એ બધાં અગત્યનાં તત્ત્વો શું ખરેખર સમાઈ શકશે? જે ઉદાત્ત ગુણો ‘પેરેડાઇસ લોસ્ટ’માં કે ‘સરસ્વતીચંદ્ર’માં છે તેનો પરિચય માત્ર ‘શિષ્ટતા’ શબ્દથી ન કરાવાય. વળી ‘શિષ્ટતા’ તો વાચનમાળાઓમાં તેમ ગહન ચિન્તન-ભર્યાં વેદાન્તનિરૂપણોમાં પણ હોય છે પરન્તુ ખાસ સાહિત્યચર્ચા માટે જ શરૂ થએલા પરિષદવિભાગમાં એ પ્રકારની શિષ્ટતાવાળા ગ્રંથોને સ્થાન ન હોઈ શકે. સાહિત્યના સાચા સ્વરૂપને અણીશુદ્ધ રાખવું હોય અને જે પૃથક્ સેવન વિશે રા. રમણભાઈ આટલો આગ્રહ કરે છે તેને ખરા મનથી ઉત્તેજવું હોય તો ‘સાહિત્ય’ પદની વિચારણા વખતે નિરર્થક સીમાલ્લંઘન કરવાની કે વ્યાખ્યામાં અસ્પષ્ટતા અને અતિવ્યાપ્તિ દોષ આણવાની જરૂર નથી. વળી ‘લેખોનો ભંડાર’ પદથી ફક્ત પુસ્તકોના સંગ્રહનું ભાન થાય છે. સાહિત્યની સર્વજિત શક્તિનું નહિ.

૪

વિદ્વાનોની ફરજ છે કે ગમે તે ભોગે પણ વિદ્વત્તાનો બચાવ કરવો; કારણ કે વૃદ્ધાને પોતાના ઠાકોરજી પર વહાલ હોય તેટલું જ વહાલ પંડિતોને પોતાનાં પાંડિત્ય અને પ્રિય પુસ્તકો પર હોય છે. અને ધીરે ધીરે વૃદ્ધાના વિશુદ્ધ મનમાં અંધશ્રદ્ધાનો પ્રવેશ થવા માંડે છે તેમ સાહિત્યજગતના આ મૂર્તિપૂજકો પણ—બીજી બધી મૂર્તિપૂજા પોતે અવગણ્યા છતાં—પાંડિત્યપ્રભુમાં અંધશ્રદ્ધા રાખતાં શીખે છે. તેવી શ્રદ્ધાથી સત્યનું નિર્મળ દર્શન થતું નથી અને અત્યુક્તિ તથા દુરાગ્રહને પરિણામે વૃદ્ધાનો તેમ વિદ્વાનોનો આત્મા પણ સંકોડાઇને અવનત થવા માંડે છે.

અભ્યાસ અને બહુશ્રુતતા પર વધારે પડતો ભાર મૂકવાથી રા. રમણભાઇ પણ આ અલ્પદર્શી પક્ષપાતને વશ થયા છે. અલબત્ત, પ્રસ્તુત વિષયના તેમના નિરૂપણમાં સત્ય શોધવા અને દર્શાવવાનો સ્તુત્ય પ્રયાસ થયો છે: તો પણ તે આમો ય ફકરો મતાગ્રહના ('ડૉગ્મેટિઝમ') શ્યામરંગે રંગાયલો છે અને તેવી સ્થિતિમાં સત્યદર્શન થતું હોય તેટલું જ થાય:

> એ ખરૂં છે કે મનુષ્યજાતિમાં સાહિત્ય ઉદ્‌ભવ પામવા લાગ્યું તે સમયના ગ્રન્થકારો વિદ્વાન નહોતા કેમકે તેમની સમક્ષ પહેલાંનું સાહિત્ય ન હોવાથી તેમણે સાહિત્યનો અભ્યાસ કરેલો નહોતો પરન્તુ એ આદ્યગ્રન્થકારો અસાધારણ આત્મપ્રભાવવાળા હતા અને એવી અસાધારણતા વિરલ હોય છે.

વ્યાખ્યાતાના આ કથનમાં કૈં નહિ તો જેટલો તથ્યાંશ તેટલી જ ભ્રમણાઓ છે; અને સૌથી શોકકારક તો એ છે કે આ પ્રશ્નને રા. રમણભાઇએ સાહિત્યસ્રષ્ટાના દૃષ્ટિબિન્દુથી વિચાર્યો છે તેના કરતાં સાહિત્યપરીક્ષકના એકતરફી દૃષ્ટિબિન્દુથી વધારે વિચાર્યો છે. આ છેલ્લા કથનના સમર્થનમાં રા. રમણભાઇનાં જ વચનો ઉતારીએ :

દરેક વિષયમાં પ્રથમ એકઠી થયેલી સામગ્રીથી પ્રવીણ થઇને જ મનુષ્ય આગળ વધી શકે છે તેથી, સાહિત્યના ક્ષેત્રમાં પણ લેખકને મહત્તા સંપાદન થાય તે માટે તેણે પોતાની અગાઉના લેખકોની કૃતિઓનો અભ્યાસ કરેલો હોવો જોઇએ. જે વિષય પ્રતિપાદન કરવાનો તેનો પ્રયાસ હોય તે વિષયમાં તે વિદ્વાન હોવો જોઇએ.

આ વાક્ય ખરી રીતે જોતાં કોને લાગુ પડે છે?—સાહિત્યના ઐતિહાસકને, ઉત્પાદકને નહિ. પહેલાં થઇ ગએલામાંથી બધા—કે ઘણા—ખરા—ગ્રંથકારોના અભ્યાસ વિનાનો સેન્ટસબરી કે ડાઉડન સંભવે નહિ; પણ તેવા અભ્યાસ વિનાનો શેક્સ્પીઅર કે વર્ડ્સ્વર્થ (કે જે બેમાંથી એકે આદ્ય ગ્રંથકાર નહોતો) સંભવે કે નહિ એ વાતની સાક્ષી ઇતિહાસ પૂરી રહ્યો છે. 'પૃથુરાજ રાસા'ની પ્રસ્તાવના લખવી હોય કે 'ભરતખંડ માટે એક ભાષા' જેવો સંશોધનયુક્ત મહાલેખ લખવો હોય કે "માઇલસ્ટોન્સ ઇન ગુજરાતી લિટરેચર' જેવો વિશિષ્ટ ગ્રન્થ રચવો હોય, ત્યારે તે–તેના લેખકે અભ્યાસ અને વાચનવિશાળતાના પહાડ ને પહાડ હેઠળ દબાવાની ફરજ પડે છે. બાકી સાહિત્યના શ્રેષ્ઠ સર્જકોએ તો પુસ્તકજ્ઞાનને તુચ્છકાર્યું છે: "બુક્સ? 'ટિસ એ ડલ એન્ડ એન્ડલેસ સ્ટ્રાઇફ" અને 'લવ્ઝ લેબર લૉસ્ટ'માં વેદિયાઢોર હોલોફર્નેસની મજાક કરનાર યુવાન શેક્સ્પીઅરે પણ અતિપાંડિત્યની જોહાકી કદી ય સ્વીકારી નથી. કુદરતમાં અને મનુષ્યહૃદયમાં જે મહાશક્તિમાન ચૈતન્ય અસ્ખલિતપણે વહી રહ્યું છે તેના નિકટના અનુભવથી જ કવિ-મહાકવિઓની સર્ગશક્તિ પોષાય અને નિત્યયૌવનવન્તી રહી શકે છે. તેમને પુસ્તકોનો અભ્યાસ પણ તેટલે જ અંશે ફળીભૂત થશે જેટલે અંશે એ તેવા સ્વાનુભવની સાહાય્યથી થયો હશે.

આ જ કારણથી 'તેમ જ' શબ્દો વાપરીને 'પ્રકૃતિનો અને આત્માનો અનુભવ' તથા 'પ્રથમના કવિઓનાં કાવ્યોનો પરિચય'—એ

બંનેને સમાન પદવી આપવાથી અન્યાયનો એકપક્ષતાનો અને નકામા મતાગ્રહનો દોષ રા. રમણભાઇએ વહોરી લીધો છે. તે અનુભવને પ્રધાન પદ અપાય અને તે પરિચયને ગૌણ પદ અપાય તો જ ચૈતન્યવતી અને ચિરંજીવ કલાકૃતિઓ જન્મે. બાકી પુસ્તકજ્ઞાનનો અત્યાગ્રહ જો પ્રત્યેક કલાકાર અમલમાં મૂકે તો તેની કૃતિ તો ભવિષ્યના કોઇક રડ્યાખડ્યા 'ડ્રાયએઝ ડસ્ટ' ને જ ઉપયોગની. અલબત્ત તે શુષ્ક સંશોધક તે અલ્પાયુ કૃતિના વિરલ કર્તા માટે નિર્વેદજન્ય શોકનાં આંસું સારશે અને આ અસાર ક્ષણભંગુર માયાવી સંસારની અસ્થિરતાથી વૈરાગ્યવશ થઇને વનવાસી થવાની પ્રતિજ્ઞા તે વખતે તો લેશે. આટલો બધો લાભ મળે એ 'અભ્યાસશીલ' ગ્રન્થકારોને ઓછાં આનન્દની વાત છે?

ખરૂં જોતાં તો અગ્નિની માફક, સ્મરણ શક્તિની માફક, સિવિલ સર્વિસના સભ્યોની માફક અને તેમને ઝાટકનારાં વર્તમાનપત્રોની માફક વિદ્વત્તા પણ 'ગુડ સર્વંટ બટ એ બેડ માસ્ટર' છે. તેની પાસેથી સેવા લેવી સારી, તેની ગુલામી વેઠવી નઠારી: અનુભવનો રસિયો શેક્સપીઅર આ મહાસત્ય સમજ્યો: અભ્યાસનો દાસ બેન જોન્સન ન સમજ્યો. પરિણામે, શેક્સપીઅર અમર છે; બેન જોન્સન મૃતવત્ છે.

'અસાધારણ આત્મપ્રભાવવાળા' આદ્ય ગ્રન્થકારો વિશે ઉપર જે ફકરો ટાંક્યો તેની અધૂરી રહેલી તપાસ પૂરી કરીને પ્રસ્તુત વિષયની ચર્ચા સમાપ્ત કરીએ. એ વાક્યોમાંથી એટલું તો ચોખ્ખું ધ્વનિત થાય છે કે અર્વાચીન ગ્રન્થકારોમાં પ્રાચીનો જેવો આત્મપ્રભાવ નથી એમ વ્યાખ્યાનલેખક માને છે. બીજી રીતે કહેતાં, જે વેગવાન ઝરો હોમર વાલ્મીકિ પ્લેટો અને વ્યાસમુનિ એ સહુના સમયમાં ઉછળીઉછળીને વહેતો હતો તે આ કારમો કલિકાલ વધતો ગયો તેમતેમ ધીમો પડતો ગયો

અને આજકાલમાં કદાચ સુકાઇ પણ જશે. વળી એમ પણ કાં ન હોય કે આત્મપ્રભાવના ભંડાર આજે ય પ્રભુને ઘેર ભરપૂર ભર્યા હોવા છતાં તેમણે એમ વિચાર્યું હોય કે 'મનુષ્યજાતિનો ઇતિહાસ ઘડાતો જાય છે તેની સાથે વિચાર વાંચન કલા સાહિત્ય વગેરે સામગ્રીઓનો સમૂહ એકઠો થતો જાય છે' માટે મનુષ્યને આત્મપ્રભાવના હપ્તા પૂરા પાડવાનું હવે બંધ કરવું અને તેણે આજ લગીમાં સામગ્રીઓનો સમૂહ એકઠો કર્યો છે તેને નિર્બળ બળે જ આગળ વધવા દેવો? જે પુરુષે હોમરાદિ ભણી ઉડાઉ થતી વખતે પાછું વાળીને જોયું નહિ તે આજે આમ કૃપણપણાના ભાવને પામ્યો છે એ દુઃખદ ઘટના જાણીને કયા સાચા સાહિત્યપ્રેમીથી રડ્યા વિના રહેવાશે?

માનવ સંસ્કૃતિ વિકાસ પામતી જાય તેમ તેમ માનવીની કાવ્યોત્પાદક શક્તિ ક્ષીણ થતી જાય—એ મેકોલેએ પ્રચલિત કરેલો ખ્યાલ જેમ અલ્પદર્શી અને વિપથગામી છે તેમ જ અર્વાચીન સમયમાં અસાધારણતા અને આત્મપ્રભાવ ઓછાં થતાં જાય છે એ રા. રમણભાઇ કે તેમની માફક વિચારનારની માન્યતા પણ ભૂલ ખવરાવનારી છે. કાર્લાઇલ એમર્સન શેલી કીટસ બંકિમચંદ્ર રવીન્દ્રનાથ ન્હાનાલાલ કનૈયાલાલઃ આ અને આવાં અનેક બીજાં નામો તે ભૂલ ભાગવાને પૂરતાં છે. તેમનાં જીવન અને જીવનકાર્યથી સિદ્ધ થયું છે કે આ રેલ્વેયુગમાં હડતાળ-યુગમાં પરિષદ્યુગમાં અને શેર સટ્ટાના યુગમાં પણ પ્રતિભાના અનિવાર્ય અને આનન્દપ્રેરક પ્રકાશ જેવા ને તેવા જ છે.

## ૫

સાહિત્યના ઉલ્લાસ માટેનું પરિષદ્‌નું પ્રયાસક્ષેત્ર કેવું અને કેટલું હોઇ શકે?—એ પ્રશ્નની અત્યંત વિસ્તારી ચર્ચા કરવામાં બીજા ખંડનો મોટો

બંનેને સમાન પદવી આપવાથી અન્યાયનો એકપક્ષતાનો અને નકામા મતાગ્રહનો દોષ રા. રમણભાઈએ વહોરી લીધો છે. તે અનુભવને પ્રધાન પદ અપાય અને તે પરિચયને ગૌણ પદ અપાય તો જ ચૈતન્ય વતી અને ચિરંજીવ કલાકૃતિઓ જન્મે. બાકી પુસ્તકજ્ઞાનનો અત્યાગ્રહ જો પ્રત્યેક કલાકાર અમલમાં મૂકે તો તેની કૃતિ તો ભવિષ્યના કોઈક રડ્યાખડ્યા 'ડ્રાયએઝ ડસ્ટ' ને જ ઉપયોગની. અલબત્ત તે શુષ્ક સંશોધક તે અલ્પાયુ કૃતિના વિરલ કર્તા માટે નિર્વેદજન્ય શોકનાં આંસું સારશે અને આ અસાર ક્ષણભંગુર માયાની સંસારની અસ્થિરતાથી વૈરાગ્યવશ થઈને વનવાસી થવાની પ્રતિજ્ઞા તે વખતે તો લેશે. આટલો બધો લાભ મળે એ 'અભ્યાસશીલ' ગ્રન્થકારોને ઓછાં આનન્દની વાત છે?

ખરૂં જોતાં તો અગ્નિની માફક, સ્મરણ શક્તિની માફક, સિવિલ સર્વિસના સભ્યોની માફક અને તેમને ઝાટકનારાં વર્તમાનપત્રોની માફક વિદ્વત્તા પણ 'ગુડ સર્વંટ બટ એ બેડ માસ્ટર' છે. તેની પાસેથી સેવા લેવી સારી, તેની ગુલામી વેઠવી નઠારી: અનુભવનો રસિયો શેક્સપીઅર આ મહાસત્ય સમજ્યો: અભ્યાસનો દાસ બેન જોન્સન ન સમજ્યો. પરિણામે, શેક્સપીઅર અમર છે; બેન જોન્સન મૃતવત્ છે.

'અસાધારણ આત્મપ્રભાવવાળા' આદ્ય ગ્રન્થકારો વિશે ઉપર જે ફકરો ટાંક્યો તેની અધૂરી રહેલી તપાસ પૂરી કરીને પ્રસ્તુત વિષયની ચર્ચા સમાપ્ત કરીએ. એ વાક્યોમાંથી એટલું તો ચોખ્ખું ધ્વનિત થાય છે કે અર્વાચીન ગ્રન્થકારોમાં પ્રાચીનો જેવો આત્મપ્રભાવ નથી એમ વ્યાખ્યાનલેખક માને છે. બીજી રીતે કહેતાં, જે વેગવાન ઝરો હોમર વાલ્મીકિ પ્લેટો અને વ્યાસમુનિ એ સહુના સમયમાં ઉછળીઉછળીને વહેતો હતો તે આ કાસ્મો કલિકાલ વધતો ગયો તેમતેમ ધીમો પડતો ગયો

અને આજકાલમાં કદાચ સુકાઇ પણ જશે. વળી એમ પણ કાં ન હોય કે આત્મપ્રભાવના ભંડાર આજે ય પ્રભુને ઘેર ભરપૂર ભર્યા હોવા છતાં તેમણે એમ વિચાર્યું હોય કે 'મનુષ્યજાતિનો પ્રતિહાસ ઘડાતો જાય છે તેની સાથે વિચાર વાંચન કલા સાહિત્ય વગેરે સામગ્રીઓનો સમૂહ એકઠો થતો જાય છે' માટે મનુષ્યને આત્મપ્રભાવના હપ્તા પૂરા પાડવાનું હવે બંધ કરવું અને તેણે આજ લગીમાં સામગ્રીઓનો સમૂહ એકઠો કર્યો છે તેને નિર્બળ બળે જ આગળ વધવા દેવો ? જે પુરુષે હોમરાદિ ભણી ઉડાઉ થતી વખતે પાછું વાળીને જોયું નહિ તે આજે આમ કૃપણપણાના ભાવને પામ્યો છે એ દુઃખદ ઘટના જાણીને કયા સાચા સાહિત્યપ્રેમીથી રડયા વિના રહેવાશે ?

માનવ સંસ્કૃતિ વિકાસ પામતી જાય તેમ તેમ માનવીની કાવ્યોત્પાદક શક્તિ ક્ષીણ થતી જાય—એ મેકોલેએ પ્રચલિત કરેલો ખ્યાલ જેમ અલ્પદર્શી અને વિપથગામી છે તેમ જ અર્વાચીન સમયમાં અસાધારણતા અને આત્મપ્રભાવ ઓછાં થતાં જાય છે એ રા. રમણભાઇ કે તેમની માફક વિચારનારની માન્યતા પણ ભૂલ ખવરાવનારી છે. કાર્લાઇલ એમર્સન શેલી કીટસ બંકિમચંદ્ર રવીન્દ્રનાથ ન્હાનાલાલ કનૈયાલાલઃ આ અને આવાં અનેક બીજાં નામો તે ભૂલ ભાગવાને પૂરતાં છે. તેમનાં જીવન અને જીવનકાર્યથી સિદ્ધ થયું છે કે આ રેલ્વેયુગમાં હડતાળ-યુગમાં પરિષદ્યુગમાં અને શેર સટ્ટાના યુગમાં પણ પ્રતિભાના અનિવાર્ય અને આનન્દપ્રેરક પ્રકાશ જેવા ને તેવા જ છે.

## ૫

સાહિત્યના ઉલ્લાસ માટેનું પરિષદનું પ્રયાસક્ષેત્ર કેવું અને કેટલું હોઇ શકે ?—એ પ્રશ્નની અત્યંત વિસ્તારી ચર્ચા કરવામાં બીજા ખંડનો મોટો

બંનેને સમાન પદવી આપવાથી અન્યાયનો એકપક્ષતાનો અને નકામા મતાગ્રહનો દોષ રા. રમણભાઇએ વહોરી લીધો છે. તે અનુભવને પ્રધાન પદ અપાય અને તે પરિચયને ગૌણ પદ અપાય તો જ ચૈતન્યવતી અને ચિરંજીવ કલાકૃતિઓ જન્મે. બાકી પુસ્તકજ્ઞાનનો અત્યાગ્રહ જો પ્રત્યેક કલાકાર અમલમાં મૂકે તો તેની કૃતિ તો ભવિષ્યના કોઇક રડ્યાખડ્યા 'ડ્રાયએઝ ડસ્ટ' ને જ ઉપયોગની. અલબત્ત તે શુષ્ક સંશોધક તે અલ્પાયુ કૃતિના વિરલ કર્તા માટે નિર્વેદજન્ય શોકનાં આંસું સારશે અને આ અસાર ક્ષણભંગુર માયાવી સંસારની અસ્થિરતાથી વૈરાગ્યવશ થઇને વનવાસી થવાની પ્રતિજ્ઞા તે વખતે તો લેશે. આટલો બધો લાભ મળે એ 'અભ્યાસશીલ' ગ્રન્થકારોને ઓછા આનન્દની વાત છે?

ખરૂં જોતાં તો અગ્નિની માફક, સ્મરણ શક્તિની માફક, સિવિલ સર્વિસના સભ્યોની માફક અને તેમને ઝાટકનારાં વર્તમાનપત્રોની માફક વિદ્વત્તા પણ 'ગુડ સર્વંટ બટ એ બેડ માસ્ટર' છે. તેની પાસેથી સેવા લેવી સારી, તેની ગુલામી વેઠવી નઠારી: અનુભવનો રસિયો શેક્સપીઅર આ મહાસત્ય સમજ્યો: અભ્યાસનો દાસ બેન જોન્સન ન સમજ્યો. પરિણામે, શેક્સપીઅર અમર છે; બેન જોન્સન મૃતવત્ છે.

'અસાધારણ આત્મપ્રભાવવાળા' આદ્ય ગ્રન્થકારો વિશે ઉપર જે ફકરો ટાંક્યો તેની અધૂરી રહેલી તપાસ પૂરી કરીને પ્રસ્તુત વિષયની ચર્ચા સમાપ્ત કરીએ. એ વાક્યોમાંથી એટલું તો ચોખ્ખું ધ્વનિત થાય છે કે અર્વાચીન ગ્રન્થકારોમાં પ્રાચીનો જેવો આત્મપ્રભાવ નથી એમ વ્યાખ્યાનલેખક માને છે. બીજી રીતે કહેતાં, જે વેગવાન ઝરો હોમર વાલ્મીકિ પ્લેટો અને વ્યાસમુનિ એ સહુના સમયમાં ઉછળીઉછળીને વહેતો હતો તે આ કારમો કલિકાલ વધતો ગયો તેમતેમ ધીમો પડતો ગયો

અને આજકાલમાં કદાચ સુકાઈ પણ જશે. વળી એમ પણ કાં ન હોય કે આત્મપ્રભાવના ભંડાર આજે ય પ્રભુને ઘેર ભરપૂર ભર્યા હોવા છતાં તેમણે એમ વિચાર્યું હોય કે 'મનુષ્યજાતિનો ઇતિહાસ ઘડાતો જાય છે તેની સાથે વિચાર વાંચન કલા સાહિત્ય વગેરે સામગ્રીઓનો સમૂહ એકઠો થતો જાય છે' માટે મનુષ્યને આત્મપ્રભાવના હપ્તા પૂરા પાડવાનું હવે બંધ કરવું અને તેણે આજ લગીમાં સામગ્રીઓનો સમૂહ એકઠો કર્યો છે તેને નિર્બળ બળે જ આગળ વધવા દેવો? જે પુરુષે હોમરાદિ ભણી ઉડાઉ થતી વખતે પાછું વાળીને જોયું નહિ તે આજે આમ કૃપણપણાના ભાવને પામ્યો છે એ દુઃખદ ઘટના જાણીને કયા સાચા સાહિત્યપ્રેમીથી રડ્યા વિના રહેવાશે?

માનવ સંસ્કૃતિ વિકાસ પામતી જાય તેમ તેમ માનવીની કાવ્યોત્પાદક શક્તિ ક્ષીણ થતી જાય—એ મેકોલેએ પ્રચલિત કરેલો ખ્યાલ જેમ અલ્પદર્શી અને વિપથગામી છે તેમ જ અર્વાચીન સમયમાં અસાધારણતા અને આત્મપ્રભાવ ઓછાં થતાં જાય છે એ રા. રમણભાઈ કે તેમની માફક વિચારનારની માન્યતા પણ ભૂલ ખવરાવનારી છે. કાર્લાઇલ એમર્સન શેલી કીટસ બંકિમચંદ્ર રવીન્દ્રનાથ ન્હાનાલાલ કનૈયાલાલ: આ અને આવાં અનેક બીજાં નામો તે ભૂલ ભાગવાને પૂરતાં છે. તેમનાં જીવન અને જીવનકાર્યથી સિદ્ધ થયું છે કે આ રેલ્વેયુગમાં હડતાળ-યુગમાં પરિષદ્યુગમાં અને શેર સટ્ટાના યુગમાં પણ પ્રતિભાના અનિવાર્ય અને આનન્દપ્રેરક પ્રકાશ જેવા ને તેવા જ છે.

## ૫

સાહિત્યના ઉલ્લાસ માટેનું પરિષદ્‌નું પ્રયાસક્ષેત્ર કેવું અને કેટલું હોઈ શકે?—એ પ્રશ્નની અત્યંત વિસ્તારી ચર્ચા કરવામાં બીજા ખંડનો મોટો

ભાગ રોકાયો છે; અને બાકીના ભાગમાં શિષ્ટતાનું ધોરણ ઊંચું શા માટે રાખવું તે સમજાવવાનો તથા સાહિત્યશૈલીનો કૂટ પ્રશ્ન ઉકેલવાનો સફળ પ્રયત્ન થયો છે.

પ્રયાસક્ષેત્રનું રેખાદર્શન કરાવવામાં વિભાગી અધ્યક્ષથી આટલી બધી જગ્યા રોકી શકાય કે કેમ અને તે દર્શન એક ને એક રૂપમાં ફરીફરીને કરાવીને નિરર્થક એકતાનતા ઉપજાવવામાં તેઓ વ્યાજબી છે કે કેમ—આ સવાલો ખાસ વિચારવા જેવા છે. જે ટૂંકા છતાં સચોટ સ્વરૂપમાં સત્કાર-મંડળના અધ્યક્ષે પરિષદના કાર્યપ્રદેશની રૂપરેખા અમુક દૃષ્ટિબિન્દુથી આંકી છે તેવા જ સ્વરૂપમાં રા. રમણભાઇ પણ પોતાના દૃષ્ટિબિન્દુથી તે રેખા આંકી શકત; અને, નેતે-નેતિનો પુરાણો માર્ગ ગ્રહણ કરીને, પરિષદે શું શું ન કરવું તે વધારે સંક્ષેપમાં—અને એક જ વાર—દર્શાવ્યા પછી, સાહિત્યજીવનના અન્ય મહાપ્રશ્નોની વિચારણા માટે વધારે જગ્યા ફાજલ પાડી શકત. માનવ જીવન અને માનવ સાહિત્યનો સંબંધ, પ્રજાજીવનની પ્રજાસાહિત્ય પર થતી અસરનું સવિસ્તર નિરૂપણ, આ યુગના નવા જીવન આદર્શોને પરિણામે આપણા અને બીજા દેશોમાં ઉત્પન્ન થયેલા નવીન સાહિત્યની સ્થિતિ અને શકયતાઓ, તથા ભાવિ સંસ્કૃતિમાં સાહિત્યને જે અગ્ર અને ઉન્નત સ્થાન મળશે – અને જેમાં ગુજરાતે પણ પોતાનો હિસ્સો આપવો પડશે – તેનું આશાજનક, યત્ન-પ્રેરક, ભવિષ્યદર્શનઃ આ સર્વે મહત્ત્વના સાહિત્યપ્રશ્નો જયાં સુધી વણછેડયા રહે અને પ્રાન્તના સાહિત્યનાયકો જ્યાં સુધી પિષ્ટપેષણની પોતાની માનીતી ટેવ છોડી શકે નહિ ત્યાં સુધી દેશના સાહિત્યનો સર્વ-દેશીય વિકાસ એક ખ્યાલી સ્વપ્ના સમો જ રહે. તેવો વિકાસ જેઓ વાંછતા હોય તેમણે હવે ચીલામાં ચાલતાં કંટાળવું જોઇએ. અને નવ-દર્શન કે પ્રફુલ્લતા વિના સાહિત્ય ને સાહિત્યચર્ચા સંભવે નહિ એ સમજતાં શીખવું જોઇએ.

અસ્તુ. હવે તપાસીએ કે જે કાંઇ પણ સૂચનાઓ રા. રમણભાઇએ આ બાબતમાં કરી છે તે સર્વગ્રાહી અને સંપૂર્ણ છે કે કેમ.

જેને તેમણે "નિસર્ગશક્તિથી ઉત્પન્ન થતું, પ્રાથમિક સાહિત્ય" કહ્યું છે અને જેને "સર્જક સાહિત્ય" કહેવાથી સુગમતા થશે, તેને વિશે તેઓ કહે છે કે "પરિષદ આજ્ઞા કરે તે ઉપરથી વિદ્વાનો કવિતા, નાટક, નવલકથા, ઇતિહાસ, જાતિમીમાંસા, રાષ્ટ્રીય ઉત્કર્ષ વગેરે વિષય ઉપર નવા ગ્રંથો ઉપજાવે એમ બની શકે નહિ." આ કથન અરધું જ સત્ય છે—કવિતા, નાટક અને નવલકથા વિશે જ સત્ય છે, બાકીના ત્રણ અને તેવા જ બીજા સંશોધનયોગ્ય વિષયો પરત્વે સત્ય નથી. સંસ્થાઓની આજ્ઞાથી સંશોધનવાળા નવા ગ્રંથો અને ભાષાન્તરો આજ પહેલાં થયા છે અને હજી થાય છે. વળી "પરિષદ પાસે દ્રવ્યનું સાધન હોય" તેનો ઉપયોગ સામગ્રી પૂરી પાડવા ઉપરાંત બીજી અનેક રીતે—ખુદ સર્જક સાહિત્યના સંબંધમાં પણ—થઇ શકે એમ છે. 'ઓથર્સ ક્લબ' અને 'સોસાયટી ઓફ ઓથર્સ'ના ધોરણ પર પરિષદને હસ્તક લેખકમંડળ સ્થાપીને નવા બુદ્ધિમાન તેમ જ પ્રતિભાવાન લેખકોને તે દ્વારા સાહિત્યચર્ચાની અને પુસ્તક-પ્રકાશનની સવળતા કરી આપવાનું બની શકે; અને તેવું મંડળ સ્થપાય તો નાના મોટા સહુ યે સાહિત્યસેવકો ત્યાં એક સર્વસામાન્ય ભૂમિકા પર એકઠા થઇ શકે અને સાહિત્યના નવીન ઉપાસકોનાં ઊર્મિ-અભિલાષ પરત્વેનું સાહિત્યવડીલોનું અજ્ઞાન પણ ત્યાં જ દૂર થઇ શકે.

સાહિત્યનો અભ્યાસ અને પ્રચાર વધવા માટે પરિષદે જે વ્યવહારૂ પગલાં ભરવાં જોઇએ—અને જેની ઝડપ હાલના કરતાં સારી રીતે વધવી જોઇએ—તે વિશે બીજી એકાદબે સૂચનાઓ માત્ર નિબંધો (જે સાધારણ સત્ત્વવાળા જ આવે છે) મંગાવવા સિવાયની અને સંશોધનો કરાવીને અટકવા સિવાયની સૂચનાઓ—પણ થઇ શકી હોત; અને રમણભાઇ જેવા

બહુશ્રુત વિદ્વાનને હાથે જ તે થઇ શકી હોત. "શેક્સપીઅર સોસાયટી" "વર્ડ્‌સ્વર્થ સોસાયટી" "બ્રાઉનિંગ સોસાયટી" ઇત્યાદિ સાહિત્યસંસ્થાઓ તે તે કવિઓનાં જીવન અને કૃતિઓ સંબંધે જે અનુત્તમ અને ઉપયોગી કાર્ય કરી રહી છે તેવું કાર્ય પ્રેમાનંદ, નર્મદ કે ગોવર્ધનરામ સંબંધે તેવી જ સંસ્થાઓ દ્વારા શા માટે ન થઇ શકે? તે કાર્ય માટે જે અભ્યાસ અને અનુભવ જોઇએ તે ગુજરાતી વિદ્વાનોમાં છે, તેઓ ધારે તો – જો કે ક્યારે ધારશે તે કહી શકાય નહિ – યુવાન સાહિત્યપ્રેમીઓમાં સાહિત્યનું પૃથક્ સેવન આ માર્ગ ગ્રહણ કરીને વધારી શકે, અને પદ્ધતિપુરઃસર અધ્યયન કરવાની ટેવને ઉત્તેજન આપીને ખીલવી શકે, તેમ જ તે સંસ્થાઓ માટે સાક્ષરો પોતે પણ, નિબંધલેખન અને ગ્રંથલેખન દ્વારા સંગીન અને ચિરંજીવ કાર્ય કરી શકે. ... ... અને ધારે તો આ સૂચનાને 'પ્રીમેચ્યોર' 'કવણતની' ગણીને ઉડાવી દઇ પણ શકે

૬

"રાષ્ટ્રીય અને સામાજિક પ્રશ્નો માટે પ્રજાસમૂહમાં મંથન ઉત્પન્ન કરવાની અને પ્રજામૂહને ઉશ્કેરવાની જરૂર પડે છે, પરંતુ આપણો પ્રયાસ તો ખળભળાટથી દૂર રહીને જ થઇ શકે છે. સાહિત્યનું સેવન શાંતિ અને સ્વસ્થતા વિના થઇ શકતું નથી. વિદ્વાનોને સંગીન કાર્ય કરવા માટે એકાંતની જરૂર પડે છે; અને સાહિત્યપરિષદ સરખું વિદ્વન્મંડળ સંગીન કાર્ય કરી શકે, તે માટે એ મંડળે પણ કોલાહલના માર્ગથી દૂર રહેવું જોઇએ."– અને આગળ વધીને કહીએ તો, એ મંડળે પણ એક બંધિયાર કોટડીમાં બિરાજીને જ સાહિત્યવિષયક પ્રશ્નોનો નિકાલ કરવો જોઇએ, કારણ કે તે એક 'વિદ્વન્મંડળ' છે, સાહિત્યને સર્વદેશી જીવનથી કાપી નાંખવાને હોંસીલું છે, રાષ્ટ્રીય જાગૃતિની મહદૂર્મિઓ ઝીલવાને અશક્ત છે. અને તેવા વર્તનથી અશક્ત અને સૂકું સાહિત્ય

નિપજાવવાના પુણ્યાભિલાષ તેના સાંકડા હૃદયમાં પણ ઉદ્ભવી શક્યા છે.

સુધા ને વિષ ઘોળેલા, સખે ! સંસાર સાગરે,
પ્રેમ ને મૃત્યુના મ્હેલો વસે છે સહુને ઉરે.

સંસારમાં સહુને ઉરે તેમ કોલાહલ અને ખળભળાટમાં પણ વિષની સાથે સુધા ય જડે છે; તેમાં મૃત્યુના અનુભવ છે તેમ પ્રેમના ય છે. સાહિત્યના સર્જકો, વિવેચકો અને ઇતિહાસકારો રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં માત્ર ઝેર અને ઝેર જ દેખ્યા કરશે અને તેવી પ્રવૃત્તિઓને સમભાવદષ્ટિથી સમજવાને બદલે જાણે અભડાઇ જતા હોય તેમ તેનાથી દૂર–સુદૂર રહ્યા કરશે તો તેમની કૃતિઓમાં ચૈતન્ય કે અમરતા શી રીતે પ્રવેશશે ? 'કોલાહલ' અને 'ખળખળાટ' સર્વાંશે 'વિષવત્‌વર્જ્ય' કેવી રીતે હોઇ શકે ? જેટલે અંશે તે પ્રકારો પ્રજાજીવનના અલ્પાયુષ છતાં સામર્થ્યવાન અને આવશ્યક અંગો છે તથા તેવા સમયમાં માનવસ્વભાવની જે નવી, વિધવિધ અને લાક્ષણિક કલાઓ ઉઘડે છે તેનો સીધો અને તાત્કાલિક જાતિઅનુભવ તે પ્રકારોને જ લીધે સાહિત્યસર્જકોને અને સાહિત્યવિવેચકોને જેટલે અંશે સુલભ થાય છે, તેટલે અંશે તો ખળભળાટ અને 'ડેમોન્સ્ટ્રેશન' સાહિત્ય માટે પણ અમૃતવત્‌સ્વીકાર્ય છે.

વ્યાખ્યાનના છેવટના ભાગમાં રા. રમણભાઇ પોતે પણ આટલું તો સ્વીકારે છે કે, "જે રાષ્ટ્રીય ભાવના દેશમાં વ્યાપ્ત છે તે બીજી ભાવનાઓ પેઠે સાહિત્યની પોષક હોવી જોઇએ અને પોષક છે." રાષ્ટ્રીય જાગૃતિના સંચલનથી બીધા કરવાથી આ પોષણ કોઇ પણ રીતે મળી શકશે, મંડળોને કે વ્યક્તિઓને ? તેવાં સંચલનોનાં જીવન્ત આન્દોલનો ઝીલ્યા પછી સાહિત્યનું સેવન શાન્તિ અને સ્વસ્થતા સાથે કરવાને માટે પોતપોતાના અભ્યાસગૃહો પ્રતિ પળવાનો પૂરતો અવકાશ વિદ્વન્મંડળના શાન્તિપૂજક સભાસદોને મળી શકશે.

તેવાં સંચલનોમાં જેટલુંજેટલું કહેવાય કરાય તે બધું જ વિદ્વન્મંડળના શાન્તિપૂજક સભાસદોને માન્ય ન હોય એ બનવા જેવું છે; પોતાની હંસ સમી અચૂક વિવેકબુદ્ધિનો ઉપયોગ વિદ્વન્મંડળના શાન્તિપૂજક સભાસદો ખુશીથી કરી શકે. અને હવે સમજાશે કે રા. રમણભાઇએ – કે જેઓ એ મંડળના તેવા જ એક સન્માનનીય સભાસદ છે તેમણે કેવી–સજ્જડ ભૂલ કરી છે: આજના રાષ્ટ્રીયચેતનની ભાવપ્રેરણાઓ સવિવેક ઝીલીઝીલીને તેનાં અનુત્તમ બળોમાંથી નૂતન અને અપૂર્વ ગુજરાતી સાહિત્ય સરજવાને ગુજરાતી પ્રજાને ઉલ્લાસભર્યું આમંત્રણ કરવાને બદલે તેમણે રાષ્ટ્રવાદીમાત્રને ઉદ્દેશીને જાણે 'hands off !' નો પોકાર કર્યો છે. અલબત્ત, તે પોકાર, એક વિદ્વન્મંડળના શાન્તિપૂજક સભાસદને છાજે તેવો શાન્ત જ છે; અને છતાં તેનાં વખાણ થઇ શકે તેમ નથી.

કદાચ એવી દલીલ થશે કે સાહિત્યપરિષદ મુખ્ય ભાગે સાહિત્યપ્રદેશમાં સંશોધન, વિવરણ તથા અર્થપ્રકાશન ( 'ઇન્ટર્પ્રેટિશન' ) અને ઇતિહાસલેખન–એ સહુ કાર્ય કરનારાઓ માટે છે, સાહિત્યના સ્રષ્ટાઓ માટે નહિ; અને કે, સાહિત્યસ્રષ્ટાઓ ભલે કોલાહલ અને 'ઝીલીઆણ'માં ભાગ લે, અમારી પરિષદ તો તેનાથી ચેતીને જ ચાલશે કારણ કે તેના વિદ્વન્મંડળના પ્રત્યેક શાન્તિપૂજક સભાસદની એવી મજબૂત માન્યતા છે કે અધ્યયન અને સંશોધન કરવામાં સમાજની પ્રવૃત્તિઓ જોડે સંપર્કમાં રહેવાની જરૂર બિલકુલ નથી.

આ દલીલ સૂક્ષ્મ પૃથક્કરણ કે ઐતિહાસિક દૃષ્ટાન્ત સામે અભેદ્ય રહીને ટકી શકશે ?

જેટલા પ્રમાણમાં આપણે દુનિયા જોઇ હોય, અને એ રીતે મનુષ્ય–જીવનની ઉજ્જવળ તેમ જ શ્યામલ કળાઓને આપણી પોતાની દૃષ્ટિ

સમીપ નિત્યનિત્ય ઉઘડતી અને ખીલતી જોઇ શક્યા હોઇએ તેટલા જ પ્રમાણમાં ઉચ્ચતમ સાહિત્ય સમજવાસમજાવવા આપણે શક્તિમાન થઇએ. તેવું સાહિત્ય જીવન સાથેના નિકટ સમાગમને પરિણામે રચાયું હોય છે અને તેનું અર્થબોધન કરનારા વિવેચકો અને સંશોધકો પણ જીવનના સહુ એ પ્રકારોને સ્વકીય અને સ્વતંત્ર દૃષ્ટિથી અવલોકી શકે તો જ તેમને હાથે લખાયલાં વિવેચનો અને અર્થપ્રકાશનો સાચ્ચાં અને ઉપયોગી થઇ શકે. ગઇ સદીના આરંભકાળ સુધી કલ્પનાસૂકા પંડિતોના પાંડિત્યઢગમાં શેક્સપીઅર ઢંકાઇ રહ્યો; પરન્તુ રસયુગના આગમન સાથે કોલરિજ, હેઝલિટ, લેમ્બ, ઇત્યાદિ જીવનરસિકોએ તેને એ સીતમમાંથી ઊગાર્યો-ત્યારથી જ આપણે ખરા શેક્સપીઅરને કાંક કૈંક સમજતાં શીખ્યા.

૭

સાહિત્યના પૃથક્ સેવનને જ લક્ષ્યબિન્દુ તરીકે સ્વીકારીને પરિષદનું ખરૂં સ્વરૂપ જાળવી રાખવાનો યોગ્ય આગ્રહ; સાહિત્યના વિષયમાં પણ અંતઃકરણની શુદ્ધ બુદ્ધિ હોવી જોઇએ, અને તે માટે પરિષદોએ ઘણું ઊંચું અને નિષ્પક્ષપાત ધોરણ સ્વીકારવું જોઇએ, એ આનોલ્ડના મતનું સ્પષ્ટ અને વિસ્તારી નિરૂપણ; તથા સાહિત્યશૈલીના અત્યન્ત મહત્ત્વના પ્રશ્નની સૂક્ષ્મ અને સર્વગ્રાહી ચિકિત્સાઃ એ વિષયો પણ, ઉપરના વિષયો સિવાય, વ્યાખ્યાનના બીજા ખંડમાં ચર્ચવામાં આવ્યા છે. સાહિત્ય-જીવનના આ ત્રણે મહાપ્રશ્નો પરત્વે રા. રમણભાઇએ છેવટનો નિર્ણય કર્યો છે, 'ફાઇનલ વર્ડ' ઉચ્ચાર્યો છે એમ કહીએ તો ચાલે. પ્રશ્નો વિશેના તેમના વિચાર સર્વાંશે સુશ્લિષ્ટ છે, અને કેવળ સત્યશોધનની અને સત્યકથનની ભાવનાથી પ્રેરાયલા છે, જો કે એકાદબે નાની બાબતો વિષે અપૂર્ણતાદર્શન અને મતભેદ અનિવાર્ય છેઃ સાહિત્યપરિષદે ઉચ્ચ

સિદ્ધાંતો સાચવીને સાહિત્યપરીક્ષા કરવાની છે, તો તે ક્યાં સાધનો દ્વારા તેમ કરી શકશે? એ પાંચ વર્ષે જે નિબન્ધો તે લખાવી મંગાવે છે તેમની જ બાબતમાં તે સિદ્ધાંતો પળાશે? અને માસિક કે ત્રિમાસિક દ્વારા ગ્રંથવિવેચનનું કાર્ય તેને હાથે એક નિત્યકર્તવ્ય તરીકે નહિ જ થઇ શકે? આ સૂચના નવી નથી એ સૌ કોઇ જાણે છે; પરન્તુ, શિષ્ટતાનો અને ગુણવત્તાનો આટલો સ્તુત્ય આગ્રહ કરનારના વ્યાખ્યાનમાં તેનો અમલ કરવા વિશેનો ઉલ્લેખ સુદ્ધાં નથી તેનું શું કારણ? અરધી ને અગંભીર એવી એક અટકળ થઇ શકે એમ છેઃ તેવા પત્રના તંત્રિત્વનો કળશ પોતાને જ માથે વખતે ઢોળાય એ ભયથી,—અને નવી કાઉન્સિલના આશાવન્ત, વ્યવસાયી ઉમેદવારની બાબતમાં એ ભય સકારણ હોવાથી–રા. રમણભાઇએ આ વિષય સંબંધે મૌનનો ડાહપણભર્યો માર્ગ કદાચ ગ્રહણ કર્યો હોય!

શૈલી વિષેની સવિસ્તર ચર્ચા બહુ અંશે સફળ અને દોષરહિત છે; પરંતુ, "વિચાર સાદા ન હોય ત્યાં ભાષા સાદી હોઇ શકતી નથી"–એ કથન એક સિદ્ધાંત તરીકે સર્વમાન્ય થઇ શકે તેમ નથી. અલબત્ત, જે સંબંધમાં એ વાક્ય લખાયું છે તે ધ્યાનમાં લેતાં તો તેની સામે કોઇથી વાંધો લેવાય તેમ નથી. બર્કના કે કાલિદાસના ગહન અને ઉન્નત વિચારોને નવો અવતાર આપીને સાદી ભાષામાં મૂકી શકાય એમ નથી. તેવો યત્ન એ ગ્રન્થકારોનાં પુસ્તકોના સંબંધમાં કરવામાં આવે તો એ પુસ્તકો ખરેખર ચમત્કારહીન થઇ જાય. પરંતુ ઉપર ટાંકેલા વાક્યને જો સાહિત્યશાસ્ત્રના અસ્ખલિત નિયમ તરીકે માની લેવામાં આવે તો તો એવો અર્થ થાય કે ઉચ્ચ વિચારો દર્શાવવા માટે હંમેશાં જ અઘરી, અરૂઢ અને અણસાદી ભાષા વાપરવાની જરૂર પડે છે. તેવો નિયમ સ્થાપવો એ અનુભવથી ઉલટું છે. કુદરતનાં અને મનુષ્યજીવનનાં ગૂઢતમ અને સૂક્ષ્મતમ મહાસત્યો સાદામાં સાદી ભાષામાં દર્શાવી શકાય છે તેનાં બે જ દૃષ્ટાન્ત લઇએ.

(૧) One impulse from a vernal wood
May teach you more of man;
Of moral evil and of good,
Than all the sages can.

(૨) અપરાધી છું પાપ અનેક તણો :
મુજ અંતર છે હજી મેલ ઘણો :
જેવો છું તેવો સેવક નાથ ! ગણો :
તેને સ્નેહ બતાવીને સાચવજો !

આ ભાષાઓનું સામાન્ય જ્ઞાન ધરાવનાર કોઇ પણ માણસ આ પંક્તિઓનો શબ્દાર્થ તો સહેલથી સમજી શકશે; અને તેટલે અંશે, સાદા ન હોય તેવા વિચારો માટે સાદી ભાષા વાપરી શકાય છે એમ કબૂલ કરવું પડશે. અલબત્ત, એ પંક્તિઓમાં રહેલું ઊંડું રહસ્ય–વર્ડ્સ્વર્થના અદ્‌ભુત અનુભવનું અને શોકાન્વિત 'કાન્ત'ના નમ્ર નિખાલસ, ભક્તિશીલ હૃદયનું રહસ્ય–સામાન્ય મનુષ્યોને કદાચ પૂરેપુરૂં ન સમજાય. પરંતુ આપણે અહીંયા વાચકના નહિ, લેખકના દૃષ્ટિબિન્દુથી પ્રસ્તુત પ્રશ્નની ચર્ચા કરીએ છીએ; અને એ રીતે જોતાં, "વિચાર સાદા ન હોય ત્યાં ભાષા સાદી હોઇ શકતી નથી." એ કથન ઉપરનાં અને તેવાં અનેક બીજાં દૃષ્ટાંતોથી, ખોટું જ ઠરશે.

૮

આશાઓ અને અભિલાષ નજર આગળ કરનાર, અને આશાની પ્રફુલ્લતાથી તથા અભિલાષની ઉત્કટતાથી વિમુખ એવા ત્રીજા ખંડમાં ત્રણ મુદ્દા આગળ પડી આવે છે :

(૧) વર્તમાન સાહિત્યનું ટૂંકું વિહંગાવલોકન, તેમાં પ્રવર્તમાન બલોની ઉડતી તપાસ, અને ભવિષ્ય માટે કેટલુંક ઉપયોગી છતાં પ્રેરણાહીન માર્ગદર્શન.

(૨) લોકજનના સાહિત્ય પ્રત્યેના અનાદરનાં કારણોની ચિકિત્સા.

(૩) પરિષદનું કામ 'સંગીન, નક્કર, વ્યવહારુ' શા માટે ગણાવું વા ન ગણાવું જોઇએ તેનો ખુલાસો.

આમાંના પહેલા મુદ્દા વિશે લાંબી ચર્ચા આવશ્યક નથી; સિવાય કે તેમાં જેટલી વાર 'આશા' શબ્દ વપરાયો છે તેટલાં તે આશાને ઉત્તેજે અને પ્રબળ કરે તેવાં વચનો હોત તો વધારે ઇચ્છવાયોગ્ય હતું. આ ખંડનો વિષય એવો છે કે તેની યોગ્ય અને સંપૂર્ણ વિચારણા માટે કોઇક સાહિત્યદ્રષ્ટાની અપેક્ષા રહે. પોતાની સર્વાંગનિર્મલ સાહિત્યદૃષ્ટિને પ્રતાપે તેણે આપણને અપૂર્વ ભાવિદર્શન કરાવ્યું હોત, અને હવે પછી આપણું સાહિત્ય કેવું ઉન્નત અને સુંદર થઇ શકશે ને સમજાવતાં શુષ્કતા ને હિમશીતલતા તેની વાણીમાં પ્રવેશત નહિ. પરંતુ સાંપ્રત સાહિત્યનું અવલોકન કરતાં રા. રમણભાઇએ તો પુસ્તકોનાં નામ સુદ્ધાંત આપવાનું યોગ્ય ધાર્યું નથી. આ ખંડ લખ્યો ત્યારે એ નામો તેમના મનમાં હતાં એ વાત તો નિઃસંશય છે; ત્યારે યોગ્ય સ્થળોએ તે ગ્રંથોનો ઉલ્લેખ કરીને વ્યાખ્યાનમાં વધારે સજીવતા અને આકર્ષકતા આવવા દેવાથી શી હાનિ થાત ? હિન્દુ પત્નીઓને તો હિન્દુ રૂઢિએ પતિનું નામ દેવાની સખત મના કરી છે; હિન્દુ રૂઢિના આ સદ્ભાગી શત્રુને કયી રૂઢિએ ગ્રંથોનાં નામ દેવાની સખત મના કરી ?

સંગીતમય રાગધ્વનિયુક્ત કવિતા ('લિરિકલ પોએટ્રી') વિશે વ્યાખ્યાનલેખક કહે છે કે, "હાલની આ શૈલીની કવિતા ઘણી જથ્થાબંધ હોવા છતાં ચકડોળ પેઠે એના એ ચક્કરમાં ફરતી જણાય છે. એ વિષયમાં ઉલ્લાસ સારુ નવાં લક્ષ્યો તરફ ગતિ થવાની જરૂર છે." અને ઉપાય તરીકે સૂચવે છે કે, "જેને કવિત્વ તરફ વૃત્તિ થાય તેણે માનવજીવનના વિવિધ પ્રશ્નોની મીમાંસા તરફ પોતાના ચિત્તને વાળવું

જોઇએ;" પછી ઉમેરે છે કે, "કેમ કે ઉપર દર્શાવ્યું છે તેમ કવિને પણ અભ્યાસની જરૂર હોય છે."

આપણાં સંગીતકલ્પ કાવ્યો તેમ આપણી નવલકથાઓ પણ સનમની સેવાચાકરીમાં આટલાં ગૂંથાઇ જાય છે અને કૃતિઓમાંથી નવીનતાનો નાશ કરે છે, તેનું વધારે ઊંડું અને વધારે સબળ કારણ આપી શકાયું હોતઃ આપણું—એટલે ગુજરાતના હિન્દુઓનું—આખું જીવન જ 'ચકડોળ પેઠે એના એ ચક્રમાં' ફર્યા કરે છે. ચિત્તપ્રફુલ્લતા, સાહસપ્રેમ, કુતૂહલવૃત્તિ, ઇત્યાદિ પ્રાણપોષક—અને તેથી જ, સાહિત્ય-પોષક—તત્ત્વોનું નિકંદન કરવામાં આપણી એકમાર્ગી ફિલસુફીએ અને 'સ્વાતંત્ર્ય' શબ્દના નામોચ્ચારથી જ ભડકી મરતા આપણા સમાજે જે વિરલ ભાગ ભજવ્યો છે તેને લીધે જીવનમાંથી તેમ સાહિત્યમાંથી પણ નવીનતા અને અદ્ભુતતાનો લોપ થયો છે. જ્યાં જુદી પરિસ્થિતિ છે ત્યાં—બંગાળામાં, મહારાષ્ટ્રમાં, અને પારસીસમાજમાં—સાહિત્યવિકાસ વિશેષ અને બહુરૂપી છે. આપણામાં પણ, નર્મદથી આજ સુધીના સાહિત્યકારોએ—કોઇએ ફક્ત વિચારથી તો કોઇએ વર્તનથી પણ—બનાવટી બંધનો સામે બંડ ઉઠાવ્યાં જાણીતાં છે. નવા યુગના નવા સાહિત્યસ્રષ્ટાઓ પણ પોતાનું વ્યક્તિત્વ પિછાની શકશે, પૌરુષ ઝળકાવી શકશે, તથા બાપદાદાઓએ તેમની વતી જે વિચારો કરી મૂક્યા છે તેની સૂક્ષ્મ પરીક્ષા કરીને નર્યું સત્ય જ તેમાંથી ગ્રહણ કરતાં શીખશે—તો જ "માનવજીવનના વિવિધ પ્રશ્નોની મીમાંસા તરફ" તેમનું ચિત્ત વળી શકશે. સૃષ્ટિ અને સરજનહાર સાથે નિકટનો અને સીધો સંબંધ સાધી શકાય તે જ પળમાં કવિતાનો જન્મ છે; અને તેથી, હિન્દુ-સમાજને અપમાન કરવા ખાતર નહિ, પણ પ્રભુપાઠવ્યા પ્રેરણાપ્રવાહોને માન આપવા ખાતર અત્યારે ગુજરાતમાં વિચારનો ધર્મ્ય વિપ્લવ સબળપણે અને દૃઢતાથી શરૂ થવો જોઇએ. તેમ થાય તો જ "નવાં

લક્ષ્યો તરફ ગતિ" કરવાનું બને; અને તેમ ન થાય ત્યાં સુધી તો આપણી માનીતી 'સનમ' થી લઈ ચલાવવું પડશે.

૯

"જેટલો વિચાર કર્યો છે તેટલાથી ... ... એ પણ પ્રતીતિ થવી જોઇએ કે ગુજરાતી સાહિત્યનું સ્વરૂપ હજી જે સુધી બંધાયું છે તે નજીવું કે નિરર્થક નથી; અને ગુજરાતના લોકજન તરફથી સાહિત્ય પ્રત્યે થતો અનાદર સાહિત્યની એ ન્યૂનતાના વિચારથી થતો નથી પરંતુ સહૃદયતાના અભાવથી થાય છે." આ અનાદર અને સહૃદયતાનો અભાવ, રા. રમણભાઇએ દર્શાવ્યા પ્રમાણે, બે કારણોને આભારી છે: "સાહિત્યનું વિશેષ પૃથક્સેવન પ્રજાજીવનમાં અવરોધરૂપ છે" એવી એક પ્રચલિત માન્યતા; અને, "શ્રમસાધ્ય અભ્યાસ તરફની અરુચિ." વધુમાં, આ અરુચિનો પ્રતીકાર "કેળવણીની પદ્ધતિ સુધારવામાં રહેલો છે" એમ પણ સ્વીકારાયું છે.

માત્ર સાહિત્યના નહિ, સર્વ પ્રકારના સંગીન અભ્યાસ તરફ આજના ઘણાખરા ગુજરાતીઓથી અરુચિ છે; અને આ કથન કડવું છતાં ખરૂં અને અનુભસિદ્ધ છે. સુધરેલી શિક્ષણપદ્ધતિ પ્રમાણે કૉલેજોમાં સ્વભાષાને ઉત્તેજન મળશે અને હાઇસ્કુલોમાં પણ સ્વભાષાને શિક્ષણનું વાહન બનાવવામાં આવશે તો પણ તે અરુચિ આપોઆપ ટળે એ સંભવિત નથી. કાર્લાઇલના પદને જૂદા અર્થમાં લઇને સમજીએ તો, આ 'પેપર એજ' ન્યુસપેપરોનો યુગ છે. તેવા સમયના ક્ષણિક આવેશોમાં અને અધૂરી માહિતીઓમાં જ આપણા આજના સઘળા 'જ્ઞાન'નો સમાવેશ થઇ જાય છે. આવેશના અગ્નિને ખૂબ ફુંકીફુંકીને સચેત રાખવામાં અમુક પ્રકારના ભાષણકારો પણ પોતાનું જીવન સાર્થ થયું માને છે. અને પત્રકારો તથા ભાષણકારો એક બાજુથી

પ્રજાને જગાડવા અને સ્વાતંત્ર્ય માટે તૈયાર કરવા સાથે બીજી બાજુથી પ્રજાસમૂહનાં વિચારસ્વાતંત્ર્યને અને વિચારગહનતાને છૂટથી અને શાસ્ત્રીય પદ્ધતિ વડે લૂંટે છે. સાહિત્યના શુદ્ધહૃદયી સેવકે એ સામાજિક બંધનોની જૂની ધૂંસરીમાંથી તેમ 'રાષ્ટ્રીય' બંધનોની આ નવી ધૂંસરીમાંથી પણ છૂટવાનું છે. રાષ્ટ્રીયતા સાહિત્યને અનેક રીતે પોષી શકે; પરંતુ સત્યદર્શી રાષ્ટ્રીયતાએ જન્માવેલું સાહિત્ય જ અમર અને પ્રભાવશાળી થઇ શકે, બીજું નહિ.

શ્રમસાધ્ય અભ્યાસ તરફ આપણી શક્તિઓ આ પ્રમાણે દોરવાય તો સાહિત્ય અને કવિતા માટેની રુચિ તો પ્રત્યેક મનુષ્યમાં જાગૃત થઇ શકે. માત્ર ખાસ અભ્યાસીઓને જ આ કથન લાગુ પડતું નથી. સાહિત્યમાં રસ લેનારા સામાન્ય માણસો પણ જ્યારે વધારે બુદ્ધિપૂર્વક અધ્યયન શીખે અને સાચી રસિકતા કેળવે ત્યારે જ સાહિત્યનો ઉચ્ચતમ હેતુ –સંસ્કારિતાનો વિકાસ અને દૃઢીકરણ–સિદ્ધ થઇ શકે.*

## ૧૦

સાહિત્યપરિષદ "વિદ્વાનોના વિચાર એકઠા કરી સરખાવી જોવા માટે મળે છે" એમ રા. રમણભાઇ જણાવે છે; અને જેટલે અંશે તેવું વિચારસંમેલન સંગીન, ઉપયોગી અને વ્યવહારૂ ગણાય, તેટલે અંશે ઉપવેશનનું કામ પણ વ્યવહારૂ અને નક્કર છે: એવો મત દર્શાવે છે.

એક સિદ્ધાન્ત તરીકે આ અભિપ્રાય દોષમુક્ત છે, પરંતુ લક્ષમાં રાખવાનું એટલું કે ઉત્તમ સિદ્ધાંતોને આચારમાં મૂકવાનો કેવો અને

* અભ્યાસની આ વકીલાત, નિબંધમાં આગળ દર્શાવેલી અભ્યાસ સામેની વિરુદ્ધતા સાથે ગથડામણમાં નહિ આવે: ત્યાં અભ્યાસની અતિશયતા સામે લખાયું છે; અહીં તેના સર્વથા અભાવ સામે.

# સાહિત્યપરિષદ : ભાવના અને કાર્યક્ષેત્ર

## ૧

જૂના વખતમાં આપણા દેશમાં પ્રજાનો સાહિત્યપ્રેમ જાહેરમાં જુદીજુદી રીતે વ્યક્ત થતો; વિરોધી શાસ્ત્રીઓ શાસ્ત્રાર્થ કરવા સભાઓ ભરતા ને ગજાવતા; વિદ્યાવિલાસી રાજાઓની કચેરીમાં જાતજાતના ધીમતો કાવ્યશાસ્ત્રના વિનોદો ને વિવાદોથી આત્મસંતોષ મેળવતા ને રાજ્યાશ્રય પામતા; માણભટ્ટોનાં આખ્યાન ને ભજનમંડળીઓની ધૂનો ધર્માત્મક સાહિત્યથી લોકસમૂહને ગમ્મત ને થોડું જ્ઞાન આપતાં; કિન્નરકંઠી ગુજરાતણોના રાસો ને ગરબાઓમાં તેમની અનેક આશાઅભિલાષા ને શોકમોહનો આવિર્ભાવ થતો.

સાહિત્યના એ પ્રકારો ને પ્રવૃત્તિઓ–કદાચ, છેલ્લી સિવાય–આજે મૃતપ્રાય છે. આગલા વખતના સાહિત્યસેવી ને સાહિત્યભોગી લોકવર્ગોના જીવનથી બહુ અંશે અલગ એવા હાથોમાં સાહિત્યનું તંત્ર દયારામના મૃત્યુ (સં. ૧૯૦૮) પછી ગયું. નર્મદયુગ (સં. ૧૯૧૨થી ૧૯૪૨) દરમિયાન સંસારસુધારાનો પવન પૂરજોસે વાયો; એ સમે ચંચળતા ને અસ્થિરતા સર્વવ્યાપક બન્યાં એટલે મુખ્યત્વે સુધારાના ઉપરોહ ('પેરેસાઇટ પ્લેન્ટ') તરીકે સાહિત્ય ખીલી શક્યું. ત્યાર પછી ગોવર્ધનયુગ (સં. ૧૯૪૩થી ૧૯૭૦) દરમિયાન, શુદ્ધ જીવનરસની અજાણી ને સ્વભાવે જ અચેતન કે અલ્પચેતન એવી વિદ્વત્તા સાહિત્યની અધિષ્ઠાત્રી ઠરી એટલે

એ યુગના સાહિત્યકારો અનિવાર્ય કાળબળોને પ્રતાપે, કેવળ ગાંભીર્યના ઉપાસક અને સાહિત્યને કૈંક સંકુચિત નજરે જોનાર નીવડ્યા. એ ધુરંધરોએ ઓરીએંટલ કૉંગ્રેસ તથા ફ્રેંચ એકેડેમીને પોતાનો ધ્રુવતારક કલ્પીને ગુજરાતમાં સાહિત્યપરિષદ – ખરી રીતે 'પંડિત–પરિષદ' – સ્થાપી એ સ્વાભાવિક છે.

એ કૉંગ્રેસ ને એકેડેમી જેવી સંસ્થાઓનાં સ્વરૂપ ને લક્ષણ પહેલાં સમજી લઇએ એટલે આપણું કામ ઘણું સરળ થશે.

> 'એકેડેમી' ની અર્વાચીન ભાવનાની વ્યાખ્યા આ પ્રમાણે આપી શકાય: વાઙ્મય વિજ્ઞાન ને કલા, એને છુટાંછુટાં કે એકસામટાં ખેડવાં ને વિકસાવવાં, તેમ જ એ કામ કશા સ્વાર્થ વગર, કેવળ વિદ્યાકલા તરફની પ્રીતિભક્તિને ખાતર કરવું–આવું જેનું ધ્યેય હોય તે સંસ્થાને 'એકેડેમી' (વિદ્વન્મંડળી, સાહિત્યપરિષદ્) કહેવી. *

આ વ્યાખ્યાથી સૂચિત થતાં કેટલાંક અંગોને વધારે સ્પષ્ટ કરીએ. ભાષાનો ને સાહિત્યનો ઇતિહાસ, શબ્દકોષ ને વ્યાકરણ રચાવવાં; વાઙ્મયની જુદીજુદી શાખાઓનાં–પ્રાચીન કાવ્યો, ઇતિહાસ, વિજ્ઞાન, ધર્મ-વિકાસ, કલા, ફિલસુફી, અભિનય, આદિનાં–સંશોધન ને સંગ્રહણ કરવાં; એ સર્વના સેવકોને નાણાં તેમ જ બીજાં સાધનો વડે પોષવા; પોતાના કાર્યને ખાસ મુખપત્ર કે વૃત્તાંતો દ્વારા પ્રકાશમાં મૂકવું; લોકમાં પ્રસરતા વાઙ્મયની ક્રમિક પરીક્ષા મુખપત્રમાં કરીને શિષ્ટતા, સુરુચિ ને અનશુદ્ધિનું ચોક્કસ ધોરણ બેસાડવું; તથા વર્ષેવર્ષે કે અમુક વર્ષોના ગાળા પછી આ બધું કરનાર પંડિતોએ એક સ્થળે એકઠા થઇને વિચારનો વિનિમય કરવો તથા અંગત પરિચયો બાંધવા ને વધારવા–આ સાહિત્ય-પરિષદ જેવી વિદ્વન્મંડળીનાં મુખ્ય કર્તવ્ય છે.

* એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા.

૨

ભાવનાના આટલા સામાન્ય દર્શન પછી, ગુજરાતની સાહિત્યપરિષદે એ સિદ્ધ કરવા શું કર્યું એ જોવું જોઇએ. એ હેતુ માટે, અહીં આજ સુધીની બેઠકોનો ક્રમવાર ઇતિહાસ આપીશું નહિ. છએ રીપોર્ટોમાં ને સ્વ. રણજિતરામના આ વિષયના લેખોમાં, જિજ્ઞાસુ એ મેળવી શકશે. પણ પરિષદની મુખ્ય સિદ્ધિઓનો ટૂંક ઉલ્લેખ તો આવશ્યક જણાય છે

બેકનની જેમ આપણી સાહિત્યપરિષદે જ્ઞાનના પ્રદેશમાત્રને પોતાના કાર્યક્ષેત્ર તરીકે સ્વીકાર્યો લાગે છે. વાઙ્મય ને વિવિધ કલાઓનું એકે ક્ષેત્ર તેણે ભાગ્યે જ વણખેડ્યું રહેવા દીધું હશે. તેના પ્રમુખોએ અને વિશેષે કરીને નિબંધીઓએ, વિદ્વન્મંડળીને છાજતી રીતે, ભાષાશાસ્ત્ર અને ભાષાશુદ્ધિની ભક્તિ અનન્ય ભાવે આદરી છે; લિપિ તથા જોડણીના કૂટ પ્રશ્નો ઉકેલવાની જોખમભરી પ્રવૃત્તિમાં સધૈર્ય ઝુકાવ્યું છે; ભાષા-વિકાસના અભ્યાસને સર્વથા સુતર કરનાર એવાં પ્રાચીન કાવ્યો, પ્રાચીન ઇતિહાસ, તથા જૈન ને સ્વામીનારાયણીય સાહિત્યનાં શ્રમસાધ્ય સંશોધનને નિરંતર ઉત્તેજ્યાં છે; કંઠસ્થ સાહિત્યની ખોજને પણ પોષી છે; કાવ્ય, કવિઓ, ને અલંકાર તેમ જ સંગીત ને નાટ્યશાસ્ત્ર, લેખનશૈલી ને કલામીમાંસા, એ સર્વને ચર્ચતાં પોતાની પરિમિત છતાં અચૂક, ખરેખરી રસજ્ઞતા દાખવી છે; અભિનયકલાને શાસ્ત્રીય પદ્ધતિએ નિરૂપી છે તેમ એક વાર તો નાટ્યપ્રયોગથી લોકરંજન કર્યાનો લ્હાવો લેવા પણ ચૂક્યા નથી; પ્રેમાનંદનાં નાટકો એ કવિનાં નથી તેમ જ છે એવું પ્રતિપાદન કર્યું છે; ભરતખંડ માટે એક ભાષાની વાતો વિચારીને સ્વદેશસેવામાં પણ હિસ્સો આપવાની ઉત્સુકતા ધરાવી છે; અને, સમયપ્રવાહથી પોતે અસ્પૃશ્ય છે એવા આરોપથી કદાચ બચવા માટે વિજ્ઞાનના ને સ્વભાષા દ્વારા કેળવણીના પ્રશ્નોનો પણ તેઓ પોતાના કાર્યક્રમમાં સમાવેશ કરી શક્યા છે

પણ બુદ્ધિના વિલાસ ને વિકાસ કાજેના આવા યત્નોથી જ પરિષદની પ્રવૃત્તિનો અંત આવતો નથી. આ જમાનામાં જેને 'અમલી કામ' કહીએ તેવી બાબતો તરફ પણ સંચાલકોએ થોડીઘણી નજર પહોંચાડી છે. સાહિત્યચંદ્રકની પરીક્ષાઓ; લોકોપયોગી સફળ-નિષ્ફળ વ્યાખ્યાન-માળા; પરિષદ-પુસ્તકાલય, ગ્રંથપ્રદર્શનો, કલાપ્રદર્શનો; વાચનમાળાની ગુણદોષપરીક્ષા; કલ્પનામાંથી કદી ય આ સ્થૂલ સૃષ્ટિમાં નહિ અવતરતી એવી પરિષદના માસિકની વિચારણા; ભંડોળ કમિટીનાં નાણાં, તેની ઘટના, તેનાં સારાં અને સાધારણ પ્રકાશનો, તેનાં હક્કફરજોની અનિશ્ચિત વિશાળતા; શ્રીમંતોની તથા રાજ્યોની કદીક ઉદાર હાથે વેરાતી, કાર્યસાધક ઉષ્માનો સહર્ષ સત્કાર: આ સર્વેએ સાહિત્યપરિષદની હિલચાલને લોકદૃષ્ટિ સમક્ષ રાખવા જેમ ઘણું કર્યું છે તેમ વધુઓછે અંશે સંગીન એવી કેટલીક સિદ્ધિઓ પણ તેને હાથે શક્ય કરાવી છે.

ત્યારે પ્રશ્ન થાય છે: જમે પાસું આટલું સભર અને ગુજરાતી જીવનને ધોરણે માપતાં આશાસ્પદ છતાં, પરિષદ તથા તેના કર્તૈયાઓ વારંવાર ટીકાપાત્ર અને અલોકપ્રિય શા માટે થાય છે? આનો એક ટૂંકો જવાબ તો એ કે માણસના કામમાત્રમાં ઊણપો હોવાથી ટીકાથી કોઇ બચી શકતું નથી; તેથી, પરિષદ પણ, એ દૈવી વસ્તુ નથી એટલે ન જ બચી શકે. વળી, ટીકાઓ ને અસંતોષ ઘણી વાર વિકાસનાં સાધન બને છે એ સમજવું જોઇએ. ત્રીજું, મનુષ્યજીવનો અમર સહચારી જે અહંભાવ, તે પણ વખતોવખત પોતાની શક્તિ અજમાવીને કાર્યની પૂરેપૂરી સિદ્ધિ થવા દેતો નહિ હોય. પરંતુ આટલું કહ્યા પછી પણ સાહિત્યપરિષદની ખામીઓ તે ખરેખર ખામીઓ છે કે કેમ, અને એ નિવારવાને કોણ શું કેટલું કરી શકે, એ વિચારવું ઘટે છે.

કોઇ પણ દેશકાળના સાહિત્યપ્રવાહમાં સાથેલાગી- કે એકેકથી છૂટી, ત્રણ લહરીઓ દૃષ્ટિગોચર થાય છે: સર્જન-લહરી, પાંડિત્ય-

લહરી, બોધ–લહરી. સર્જનાત્મક સાહિત્ય પ્રતિભાના ચમત્કારનું, સ્વયંભૂ ઊર્મિઓ ને કોઈ ગહન સંવેદનોનું પરિણામ હોય છે. તે સાહિત્યકાર નવસૃષ્ટિ સરજવામાં પોતાની કલાનો સાક્ષાત્કાર માણે છે અને પોતાની તેમજ ગ્રાહકવાચકની સમગ્ર માનવતાને–આત્મા ને રસવૃત્તિને, હૃદય, કલ્પના, બુદ્ધિને–પોતાનું લક્ષ્ય કલ્પે છે. પાંડિત્યલહરીનાં લખાણમાં સર્ગશક્તિને અવકાશ નથી. ઝીણવટભર્યાં સંશોધનની શુષ્કતામાં જ એ જાતના લેખકોને રસ પડવો જરૂરી છે. તેમનામાં અખૂટ ધીરજ, પૂરેપૂરો સારાસારવિવેક અને અમોઘ તુલનાશક્તિ હોવાં જોઈએ. અને બોધપ્રધાન સાહિત્યનું ક્ષેત્ર કોઈ જાતના ઉપદેશની કૃતિઓ ઉપજાવવા ઉપરાંત, વસ્તુનો બોધ કરાવવામાં,–તેને વિશે નાનાવિધ જ્ઞાન પૂરું પાડવું, માહિતી એકઠી કરવી, હકીકતો રજૂ કરવી, તેમાં–રહેલું છે.

ગુજરાતી સાહિત્યપરિષદ જેવી સંસ્થા—જેના પ્રેરક, ચાલક અને શાસક બહુધા પંડિતકોટિના જ સાહિત્યકારો હોય છે તે—પ્રધાનત: આમાંના બીજા ને ત્રીજા પ્રકારના સાહિત્યને ખીલવવા ઘડાએલી હોય છે. ઉપર તેના કામકાજનું દિગ્દર્શન કર્યું તે પરથી પણ આ વાત સ્પષ્ટ થાય છે. અને એ સંસ્થાના બે અગ્રણી કાર્યકરોએ પણ ગયા ઉપવેશન વખતે અમદાવાદમાં આ મતલબના જ ઉદ્ગાર કાઢેલા.

> ... ... પણ સાહિત્યપરિષદ્ કવિઓ કે વિદ્વાનો ઉપજાવી શકશે ? સાક્ષાત્ કવિઓ કે વિદ્વાનો ઉપજાવવાનો દાવો આ સંસ્થાએ કદી કર્યો નથી અને કરતી નથી*

> નિસર્ગશક્તિ (Originality)થી ઉત્પન્ન થતું પ્રાથમિક (Primary) સાહિત્ય પરિષદ્ રચાવી શકે નહિ. પરિષદ્ આજ્ઞા કરે તે ઉપરથી વિદ્વાનો

* રા. આનંદશંકર.

કવિતા, નાટક, નવલકથા, ઇતિહાસ, નીતિમીમાંસા, રાષ્ટ્રીય ઉત્કર્ષ વિગેરે વિષય ઉપર નવા ગ્રંથો ઉપજાવે એમ બની શકે નહિ. *

પણ પરિષદ વિરુદ્ધની ટીકાઓ જુદા કારણથી વાજબી ઠરે તેમ છે. તે કવિઓ ભલે ન સરજે; સંશોધન અને જ્ઞાનસંચય શું તેણે એટલી કાળજી ને સાતત્યથી સેવ્યાં છે કે 'અમે કવિ સરજનારા નથી' એટલું કહીને તે છૂટી શકે? વીસવીસ વર્ષનાં વહાણાં વાયાં છતાં ન મળે તેનું કાર્યાલય કે રીતસરનું પુસ્તકાલય, તેમ ન મળે પ્રાંતના જૂનાનવા સાહિત્યનું નવનીત તારવનાર તેનું માસિક કે ત્રૈમાસિક. આ ફરિયાદો નવી નથી, પણ નવીનતાનું આકર્ષણ તેમાંથી ગયું માટે તેનું મહત્ત્વ કોઇ રીતે ઘટતું નથી. તે સંબંધી ચર્ચાઓ, વિચારો ને ઊહાપોહો જોઇએ એથી વધારે થયા. હવે તો, પૂજ્યતા પામીને તોપાઇ રહેનાર પુરાણી વસ્તુ તરીકે હયાતી ભોગવવા કરતાં ઉચ્ચતર જીવનની પોતે અભિલાષી હોય તો પરિષદે ઉપલી સર્વ બાબતોનો તોડ એક જ ઝટકે કાઢવો જોઇએ અને ગુજરાતી સાહિત્યના અખંડ ને આવશ્યક પ્રેરકબળનું સ્થાન જીતવું જોઇએ.

એ હેતુ પાર પડે માટે વહેવારૂ વિસ્તારી યોજનાઓ ઘડવાનું કામ તેના વધુ અનુભવી કારભારીઓને વાસ્તે રહેવા દઇને થોડી નમ્ર સૂચનાઓ અહીં કરીએ. અમદાવાદ જેવે સ્થળે પરિષદનું કાયમનું મંડળ તેમ જ મધ્યસ્થ કાર્યાલય ને પુસ્તકાલય સ્થપાય એટલે આખા પ્રાંતની અમુક લાયકાતવાળી સાહિત્યસભાઓ ને સાહિત્યની પોષક કે પ્રકાશક સંસ્થાઓ-માંથી જેમની ઇચ્છા હોય તેમને પરિષદની શાખાઓના રૂપમાં ફેરવી નાખવી. આને માટે પાકું બંધારણ (મધ્યસ્થ કારોબારીમંડળમાં શાખાના પ્રતિનિધિઓ વગેરેને લગતું) અને નાણાની સારી સગવડ (અત્યારે છૂટાંછવાયાં પડેલાં ફંડો અને ભંડોળને એકત્ર કરવા તેમ જ

* રા. રમણભાઇ.

નવું ઉધરાવવાને લગતું)—એટલું થવું જોઇએ. પછી, સાહિત્યનો પ્રમાણભૂત ઇતિહાસ, સંપૂર્ણ શાસ્ત્રીય શબ્દકોશ, ગુજરાતનો પ્રથમ પંક્તિનો ઇતિહાસ, આગળ જતાં વિશ્વકોશ, પાઠ્ય પુસ્તકો, અને તરજુમીઆ નહિ પણ સ્વતંત્ર અભ્યાસવાળી વિજ્ઞાન જેવા વિષયની ગ્રંથિકાઓ રચાવવી–આવી પ્રવૃત્તિઓ, પરિષદ સાથે જોડાયલા સ્વયંસેવી તેમજ વેતન લેનાર કાયમના શક્તિશાળી કાર્યકરો ઉપાડી લે અને કશા બિનજરૂરી અંતરાય વિના ચલાવ્યા કરે. અલબત્ત, સઘળા કામની વ્યવસ્થા આદર્શરૂપ ને નમૂનેદાર હોવી જોઇએ. એ રીતે આવી યોજના પાર પાડવાનું કૌશલ વ્યવહારદક્ષ ગુજરાતીઓમાં નથી એ તો કેમ માની શકાય? ખોટ છે તે ફક્ત પ્રેરણા અર્પીને ઉત્સાહ જાગૃત કરનાર તથા તેને કેન્દ્રસ્થ કરનાર કર્તવ્યપરાયણ અગ્રેસરોની.

મધ્યસ્થ કાર્યાલયમાંથી પરિષદના મુખપત્ર તરીકે માસિક કે ત્રિમાસિક પ્રગટ થાય. તેમાં આ પ્રકારના વિષયો લેવાના: (૧) પ્રાચીન કાવ્યો તથા ઇતિહાસનાં સાધનો જડે તેમતેમ સંશોધીને છાપવાં; (૨) પ્રાચીન તેમજ અર્વાચીન કવિઓ ને કૃતિઓ વિશે વિવેચનાત્મક લેખો આપવા; (૩) નવાં બહાર પડે એ પુસ્તકોની ઉચ્ચતર સાહિત્ય-દૃષ્ટિએ – પાંડિત્યની તેમ જ રસિકતાની દૃષ્ટિએ – નિયમિત સમાલોચના કરવી તથા સાહિત્યની વાર્ષિક પ્રગતિનાં અવલોકન લેવાં; (૪) સાહિત્યનાં સ્વરૂપો ને પ્રકારનાં અભ્યાસપૂર્ણ, લેખકવાચકને કાયમ માટે માર્ગદર્શક નીવડે તેવાં, નિરૂપણ કરવાં; (૫) પરપ્રાંતો અને પરદેશોના સાહિત્ય-પ્રવાહોના ચાલુ સંપર્કમાં, વિવેચન ને માહિતીના ખાસ લેખો દ્વારા, ગુજરાતને રાખવું અને તેમના જૂના તેમ જ નવા, સર્વોત્તમ, શિષ્ટ ને મુખ્યત્વે સર્જનાત્મક એવા ગ્રંથોનાં સ–રસ ભાષાંતર કે રૂપાંતરને આપણી વાચક આલમ આગળ આદર્શ તરીકે સવિવેક અનુકરણ માટે

મૂકવાં; (૬) પરિષદના મુખ્ય મંડળ તેમ જ શાખાઓના કામકાજની પ્રગતિનો ત્રૈમાસિક વિગતવાર અહેવાલ પ્રસિદ્ધ કરવો.

ધાંધલને માર્ગે 'લોકપ્રિય' થવાની લાલચ સાહિત્યપરિષદ આગળ ધરી શકાય તેમ નથી. ચોંકાવતી જાહેરાતોનો આશરો લેવાનું તેને કોઇ સૂચવતું નથી. પણ ઉપર જેવી રૂપરેખા આલેખી છે તેવી કોઇક સક્રિય, સંગીન યોજના તો તેણે વિનાવિલંબે ઉપાડવી જ જોઇએ અને એ રીતે સતત અને સજીવ પ્રવૃત્તિની વહનાર બનવું જોઇએ. એટલું કરવા જેટલી આસ્થા જો આજના તેના તંત્રવાહકોને યુગધર્મમાં અને તેનાં પ્રેરકબળોમાં નહિ હોય તો, પોતાના જીવનની બીજી વીશી દરમિયાન, આજે પલટાઇ રહેલો જમાનો પૂરો પલટાશે તે વખતે, કાં તો ગુજરાતની સાહિત્યપરિષદ એવા હાથોમાં જઇ પડશે જે ખોટી ધમાલ, અંજાવી નાખતી કાર્યપદ્ધતિ ને ઉગ્ર કલહોથી તેને છિન્નભિન્ન કરશે – અથવા, એવા ચાલકોનું સાધન બનશે જેઓ ઉપર સૂચવી તે કે તેવી કોઇક રીતો વડે અનેક રચનાત્મક કાર્યો ઉપાડીને ગુજરાતના અદ્‌ભુત રચાતા સંસ્કૃતિમંદિરમાં કૈંક એવું સમર્પશે જેની પ્રશંસા અતિસાવધ ને ચીલાવશ આદ્યચાલકોએ પણ મુક્તકંઠે કર્યા વિના ચાલશે નહિ.

૧૯૨૪

# ત્રણ દિવસની સાહિત્યસેવા

## ૧

સાતમી સાહિત્યપરિષદનો મંડપ વડવા ગામની પડોશમાં રચાવવાની પ્રેરણા કોને થઈ તે બહાર આવ્યું નથી. એ કદાચ પ્રેરણા કરતા સગવડનું પરિણામ વધુ અંશે હશે; કેમ કે અનાદર કર્યાનો અપરાધ વહોર્યા વિના એમ નિઃશંક કહી શકાય કે કોઈ પણ પ્રકારના પ્રેરિતજનનાં દર્શન અહીં દુર્લભ જ નહિ, અલભ્ય હતાં. પણ ભાવનગરના ઇતિહાસને સામાન્ય જાણકાર પણ આ બનાવને નીરસ નજરે જોઈ શકે તેમ નથી..

બસો ને બે વર્ષ પરની વાત. ખરા બપોરનો વખત હતો. શિકારની પાછળ પડતાં ભૂલો પડેલો, પરસેવે રેબઝેબ, તેજીલી ઘોડીને પણ એડ પર એડ મારતો ક્ષત્રિય કુમાર વડવાને પાધર આવીને અટક્યો. ત્યાં જૂના શિવાલયના ફળિયામાં ઝાડને છાંયે પહોરો ખાવા તે શાંતિભર ને આશાવંત વદને ઊતર્યો. જમણે હાથે ભાગ્યે જ સો ખોરડાનું ગામડું વડવા ને ડાબે હાથે અણવસાયલો રમણીય પ્રદેશ હતો. એ પ્રદેશમાં શહેર વસાવ્યું હોય તો? આજે જ્યાં વેરાન વિસ્તરે છે ને ઝાંખરાં ઊગે છે ત્યાં વિશ્વવિજેતા માનવીના વાસથી સજીવતા આણી હોય તો? ... ... આવા વિચારો તેને આવ્યા. ત્યાં તેણે પોતાના નામ પરથી ભાવનગર વસાવ્યું.

જે ધૂળમાં અળોટાઇને તે યુવકે ઉપલા ભાવો અનુભવ્યા તે જ ધૂળ પર કદાચ આજનો મંડપ બંધાયો હશે; જે આકાશના ચંદરવા નીચે તેણે ભોળાભલા ગામડિયાનાં સ્વાગત સ્વીકાર્યાં ત્યાં જ કદાચ તેના વંશજોના પ્રતિનિધિની મહેમાની ને મોહક ખુશામતો આજે ગુજરાતભરના સાહિત્યરસિકો પામી રહ્યા છે; જે તરુવરની છત્રછાયામાં તેણે નવસૃષ્ટિ સરજવાનાં મનોરમ શમણાં સેવ્યાં, ત્યાં જ કદાચ, આખા એક જમાના સુધી મનોરથોમાં જ રમનાર જૂના સાહિત્યકારોએ એકાદએ વધુ મનોરથો ઘડીને ઇતિકર્તવ્યતા માની.

આમ પરિષદ ઐતિહાસિક ભૂમિ પર આવી પડી અને તેટલા-પૂરતી તો તેની પોતાની ઐતિહાસિકતા આપમેળે જ ઓળખાઇ આવવી જોઇએ. બાકી તો, આંખ ભરીને અંજાવતા તમાસા તરીકે તે સફળ થઇ, ખરેખરૂં અસરકારક કામ કરનાર તરીકે તે બે દશકાથી છે ત્યાં ને ત્યાં જ થિરથાવર ઊભી અને અમર થવાની લાયકાતનું લક્ષણ તેનામાં શોધનારને અત્યારે તો શોધતો જ મૂકીને કાળની અનંત સરિતામાં સમાણી.

૨

"ભાવનગર એટલે મુત્સદ્દીગીરીનું કારખાનું." આવી એક વ્યાખ્યા અપાઇ છે. પ્રતિદિન તેમ આ પ્રસંગે પણ, એ સાર્થવતી થઇ. ઉઘાડી પરિષદમાં તેમ જ ભીતરના રંગો જાણનારને તુરત જણાઇ આવતું હતું કે મુત્સદ્દીઓનું મહારાજ્ય અહીં વિદ્વન્મંડળી પર પણ વગરસંકોચે પથરાઇ જતું. આના દાખલા ક્રમવાર વર્ણનમાં નોંધાતા જશે; હાલ તો એટલું જ કહીશું કે જરાજરામાં વદનેથી સ્મિત વેરાય, નમસ્કારો બજારૂ ચીજ બને, સમાજ કે રાજકાજમાં મેળવેલી ઊંચી પદવી ગમે તેને સારૂ સાક્ષરપદ જીતી શકે, અને રજવાડી મનોદશા ને ઠાઠમાઠના

ટેકા વિના સાહિત્યપરિષદ સીધી ઊભી કે સરખી ચાલી શકે નહિઃ આ દૃશ્ય જેટલું વિરલ ને રસભર્યું તેટલું જ જીવનનાં વિભિન્ન દેખાતાં અંગો કેવાં એકેક સાથે સુઘટિત રીતે અભેદભાવે સંકળાયલાં હોય છે એ અદ્વૈત ફિલસુફીના પ્રત્યક્ષ દૃષ્ટાંતરૂપ હતું.

૩

આમછતાં, ભગવદ્ ભક્તો અને સરસ્વતીના ઉપાસકોને સદા ય અચાનક મળી રહેતી રક્ષા અહીં પણ મળતી. મંડપની ચારે દિશામાં વળીના થાંભલા પર ગુજરાતના વિદેહ સાક્ષરો, વડોદરેથી આયાત કરેલી એક-સરખા રંગ ને એકસરખાં ધરાંની છબીઓમાં, દિગ્પાળ સમા શોભતા, અને પોતાના વંશવારસોને રાજપુરુષોથી રક્ષવા તથા બની શકતી નવપ્રેરણાઓ પાવા નિરંતર ઉત્સુક દેખાતા હતા.

અને નર્મદ કલાપી ને ગોવર્ધનરામના સાહિત્યવંશજો પણ પિતૃઋણ ફેડવા આજે કેટલા આતુર બન્યા હતા, કેવા હોંસીલા ચોપાસ ઘૂમતા હતા, કેવા ડાહ્યા ને ગંભીર દેખાતા, મિલ્ટનના બીએલઝેબબની જેમ સામ્રાજ્યોનો ભાર ભીમસેની ખભા પર ધરનારનો કેવો ભાસ આપતા – એ બધું તમને તાદૃશ બતાવવાને તો કોઇ વૉટ્સની પીંછી કે વેલ્સની કલમ જોઇએ. તેના અભાવે અહીં એક આછું ચિત્રદર્શન કરાવીને સંતોષ માનવો પડશે.

સાહિત્યપરિષદના મૂળ સુકાનીઓમાંના જે ત્રણચાર અહીં નજરે ચઢે છે તેમાં રા. રમણભાઇને પહેલા મૂકવા જોઇએ. પરિષદનો આજનો અવતાર એમને આભારી છે. એ વહાલા બાળકને મનમાની રીતે ઉછેરવાના એમને કોડ છે અને તેવી ઉછેરના અધિકારમાં કોઇ મદદ કરવા આવે તો તુરત તેઓ સાવધાન બને છે. છતાં, એ કાબેલ કાયદાબાજની બુદ્ધિનો ખપ નથી એમ નહિ. નિબંધ વાંચનારને વખતસર

બોલતો બંધ કરવાની ઘંટડી વગાડવા પ્રમુખને વારંવાર પ્રેરનાર તરીકે, તેમજ અહીંના શીખાઉ મંત્રીઓ પરિષદના બંધારણનો કાયદો જાણતા નહોતા ત્યારે પરિષદ–સ્મૃતિ સરખા એક આગલા રીપોર્ટમાંથી એ કડકડાટ વાંચી સંભળાવનાર તરીકે એમણે બજાવેલી ફરજો એકદમ ભુલાય તેવી નથી. રા. બળવંતરાય ઠાકોર અને રા. કેશવલાલ ધ્રુવ પણ જૂના જોગીઓ છે. બન્ને પાસે બેઠા છે પણ બેની વચ્ચે સરખામણીને અવકાશ નથી. એકે પરિષદને જાણેઅજાણે ચિંતાગ્રસ્ત કરવામાં આગળ પડતો ભાગ લીધો છે; બીજો તેનો સજ્જ શણગાર ને અદ્વિતીય શિરશ્છત્ર છે.

પણ આ બેઠકની મધ્યસ્થ મૂર્તિ તો રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. સૌજન્ય ને સાધુતા એ મુખ પર છે, શિક્ષણનો અનુભવ અને તેમાંથી મળે તેવું ડહાપણ પણ ત્યાં દેખાય છે. અને સાહિત્યનો સંદેશ વહનાર તરીકે તેઓ આબાલવૃદ્ધ સર્વની બીકને ખરી પાડવામાં સર્વથા વિજયવંત નીવડ્યા એ હકીકત તો એમના ભાષણને પાનેપાને પ્રકાશે છે, એટલે વધુ વિસ્તારની જરૂર નથી.

મુખ્ય પ્રમુખને જમણે હાથે જરા દૂર એક સોફા પર એકેકથી છેક નિરાળું વ્યક્તિત્વ ધારતા ત્રણ વિભાગી અધ્યક્ષો દૃષ્ટિએ ચઢે છે. એમની છબીઓથી જેનો ભાગ્યે જ ખ્યાલ આવે તેવી સૂક્ષ્મ વિશિષ્ટતા હરેકે વિકસાવી છે. મહાકાય ખબરદારનો તેજોમય મુખપ્રભાવ ને રસલોલ લોચનો; એમને પડછે સહેજ ઝાંખા પડતા ડૉ. કાંતિલાલની પ્રસન્ન ને પરિચિત વદનછટા; ખાદીધર પંડિત લાલનની ચંચળ ને દુર્બળ દેહયષ્ટિઃ આ સર્વને તમે યથાર્થ કલ્પી શકો તો આપણાં સાહિત્ય વિજ્ઞાન ને જૈન ખાતાંના સચિવોનું કૈંક ભાન થાય.

બીજી બાજુ વડોદરા રાજ્યના પ્રતિનિધિઓની ટુકડી બિરાજે છે. રા. નંદનાથ દીક્ષિત સાહિત્યરસિક કરતાં અમલદારનું સ્મરણ વધુ કરાવે

છે. એમના મદદનીશ રા. જોષીપુરા સાહિત્યપરિષદમાં અહોનિશ કાઠીઆવાડીઓનું હિત અધૂરી ફતેહે જાળવવા માટે જાણીતા છે. પાસે જ 'સાહિત્ય'ના ત્રણ ધુરંધર લેખકો મેસર્સ ભાનુસુખરામ ભરતરામ ને મટુભાઇ જોવામાં આવે છે. તેમાંના છેલ્લા, વણિક્ સંસ્કૃતિનો પ્રતિનિધિ સાહિત્યમાં ઊતરે ત્યારે ક્યા પ્રકારનું કાર્ય કરી શકે તેનો અભ્યાસજોગ નમૂનો છે. તેમણે આ વખતે પણ લોકદૃષ્ટિમાં ઝળકવા કેટલુંક કર્યું જેને વિશે વધુ ઉલ્લેખ આગળ કરીશું.

પણ આ નામગણનામાં સૌથી પહેલું સ્થાન તો જેને આ બેઠક અમર બનાવશે; જેણે અધૂરા અનુભવે પણ અનેરૂં કામ કરી બતાવ્યું; જેને કામની જંજાળમાં પોશાક સમારવાની કે ગતિમાં ગૌરવ સાચવવાનીએ ફુરસદ નથી; જેઓ અકળાઇને કોઇ વાર આકરૂં વેણ, અલબત્ત શુદ્ધ હેતુથી, બોલી નાખે છે; જેમની ટીકા સૌ કરે છે પણ દયા કોઇ ખાતું નથી – એવા ગુજરાતના ઊગતા સાક્ષર, નડિયાદની અખંડ ઊડતી ધ્વજાના ભાવી ધરનાર અને આ પરિષદ જેમના વિના કદાચ અશક્ય નીવડી હોત એ રા. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિકને ઘટતું હતું. તેમ જ આ પણ સ્વીકારવું જોઇએ કે રા. માનશંકર પીતાંબરદાસના પ્રૌઢ માર્ગદર્શન, રા. હીરાલાલ પારેખના અનેક ઉપયોગી અનુભવો અને આજના લોકપ્રિય કવિઓ લલિતજી અને રાયચુરાજી વિના આ ઉપવેશનમાં ઘણી ઊણપો રહી જાત.

૪

મંગળાચરણ ભાવનગરને શોભે તેમ મુત્સદ્દીપણાથી થયું. સ્વાગત–મંડળના પ્રમુખ સર પ્રભાશંકર પટણી નમ્ર ભાવે કહે કે "હું તો સાહિત્યસાગરનું નાનકડું માછલું, માટે મારી ફરજો ઉપપ્રમુખ રા. લલ્લુભાઇ શામળદાસ બજાવશે." ત્યારે રા. લલ્લુભાઇ વિનમ્ર વાણી

વદતા કહે "આપ મને મુશ્કેલીમાં મૂકો છો. હું તે સાહિત્યમાં શું સમજું ? આપે મને આ બોજો ઊઠાવવાનું ફરમાવ્યું ત્યારે મેં તો એ માન્યું પણ નહિ." સર પ્રભાશંકર: "ન માનવાની ટેવ હોય ત્યાં એમ જ થાય ને ?"... આને રા. કૃષ્ણલાલ ઝવેરીએ 'પોલિટિકલ ડ્યુએલ' (રાજકીય પટાબાજી) કહી, અને તે કદાચ બપોર સુધી ચાલત. પણ રા. લલ્લુભાઈએ આખરે સંભ્રમ સહિત, પટણીસાહેબને રખેને કંઈ માઠું લાગી ન જાય એવી ક્ષમાયાચક વૃત્તિ સાથે પોતાનું બોલવું પૂરું કર્યું એટલે પરિષદના પ્રમુખ નીમવાની દરખાસ્ત રા. કાવસજી સંજાણાએ મૂકી. સંજાણાસાહેબ ગણિતનાં ગૂંચળાં ઉકેલતાં દિનદશાનું ભાન ભૂલી શકે છે તેવું અહીં પણ થયું. રા. ત્રિવેદીનાં ગુણગાન કરતાં તેમણે પોતાની વિદ્વત્તા એવા તો અખંડ છતાં નીરવ પ્રવાહથી ઠાલવવા માંડી કે અંતે લોકો ખૂબ કંટાળ્યા ત્યારે તેમના કાનમાં "હજુ બીજા બે બોલનારા બાકી છે" એ સૂત્ર રા. લલ્લુભાઈએ જ સંભળાવવું પડ્યું. અંતે વિદ્વત્તાનો ધોધ રોકાયો અને વધુ વિઘ્ન વગર પ્રમુખે ચુંટાઈને પોતાનું આસન લીધું. રા. કમળાશંકરને પક્ષે એટલું તો કહેવું જોઈએ કે તેમણે લુખ્ખુ ભાષણ લખ્યા પછી એ શ્રોતાઓને આખું સંભળાવવાનો આગ્રહ ન ધર્યો એ ડાહપણનું કામ કર્યું : તેમણે છૂટક ફકરાઓ જ વાંચ્યા જેથી લોકોને અમુક જાતનો રસ આવી શક્યો અને અગીઆર વાગ્યા સુધીનો બાકી રહેલો વખત વિતાડવાની જરૂર હતી તે હેતુ પણ સર્યો.

બપોર પછી ચાર વાગે, સાહિત્યવિભાગના અધ્યક્ષ તરીકે વ્યાખ્યાન વાંચવાનો રા. ખબરદારનો વારો પહેલો હતો, પણ તેઓ પોતાને ઉતારે કેટલાક બાલ-સાહિત્યકારો જોડે ગુફતેગુમાં રોકાઈ ગયલા એટલે મોડા પડ્યા; અને વર્ગમાં મોડા આવનારને થાય તે શિક્ષા તેમને થઈ : છેક છેવટ તેમનું વ્યાખ્યાન વાંચવા દેવામાં આવ્યું.

ચારથી પોણા છ સુધીમાં પંડિત લાલન અને ડૉ. કાંતિલાલ પંડ્યાનાં વ્યાખ્યાનો ઉકલ્યાં. પંડિતજી લોકસમૂહની દૃષ્ટિએ સારા વક્તા લેખાય છે અને આ પ્રસંગે તેમને એટલો ભાવોદ્રેક થઇ આવ્યો કે છાપેલું વ્યાખ્યાન વાંચવાની ધીરજ પણ એમનામાં રહી નહિ. શ્વેતાંબર, દિગંબર ને સ્થાનકવાસી, આગમો ને સૂત્રો, પર્યાપ્તિઓ ને ઉપમિતિ-ભવપ્રપંચકથાઓ–સર્વનાં યશોગાન ને વિવરણથી વાતાવરણ એટલું ભરચક બન્યું કે સાહિત્યપરિષદ જિનપ્રભુનો જયકાર બોલાવવા જ મેળવી છે કે શું, એમ ઘડીભર લાગવા માંડ્યું.

એ અસરને વિજ્ઞાનાધ્યક્ષની સંસ્કારી ને પ્રમાણશીલ વાણીએ ભૂંસવા માંડી. એમની ઊભા રહેવાની ઢબમાં, ડોકના લહેકામાં, આંગળીની સુધીર ચેષ્ટામાં ને ભારદાર ઉચ્ચારમાં યુરપઅમેરિકાનાં શિષ્ટ મંડળોના તાજા સંસ્કાર સહેજે જણાઇ આવતા હતા. એમના શાસ્ત્રીય વ્યાખ્યાને કેટલાકનાં નયનમાં તંદ્રા ભરવા માંડી હતી તે ખબરદારની બુલંદ ગર્જનાએ ઉરાડી. સાહિત્યવિભાગનું વ્યાખ્યાન મુખ્યત્વે તરુણ વર્ગને લક્ષમાં રાખીને લખાયું હતું અને તેણે એ અનેક હર્ષનાદથી વધાવી લીધું. રા. ખબરદારની વાચનશૈલીમાં કદીક આવેશનો અતિરેક થઇ જતો પણ કવિહૃદયને એવી એવી બાબતો માફ થવી જોઇએ.

પરંતુ વિધિની ક્રૂરતા વિશે જિંદગીમાં એક વધુ ફરિયાદ કરવાનો વખત દૂર નહોતો. ખબરદારની કવિકલ્પનાએ જાગૃત કરેલા જ્વલંત ભાવો વિષયસમિતિની ચૂંટણી વેળા ઓલવાઇ ગયા. આંખ મીંચી ને ઉઘાડો એટલી વારમાં આખો મંડપ ભૂતાવળમાં 'પાન્ડેમોનિયમ' ફેરવાઇ ગયો, શું થયું અને શું નહિ તે કોઇ સમજે ત્યાર પહેલાં મુત્સદ્દીઓ ફરી પાછા ઝળક્યા. વિષયસમિતિમાં સ્વાગતમંડળને લેવું કે નહિ, ડેલીગેટો કેટલા લેવા, એવીએવી તુચ્છ વાતોમાં જીવ ઘાલવાની સ્થાનિક મંત્રીઓએ દરકાર કરી નહોતી. એટલે એક સામાન્ય મંત્રી રા.

રમણભાઈએ નિયમ વાંચી સંભળાવ્યો અને વાંધો ઉઠાવનાર રા. [illegible] કાંટાવાળાને મનાવવા લલ્લુભાઈસાહેબ બેત્રણ વાર તેમની પાસે [illegible] આવ્યા. પણ ખરી ખુબી તો હજુ તો હવે પ્રકાશી. [illegible] [illegible] વિરલ પ્રેરણાને વશ થઈને રૂપિયા ત્રણસો બક્ષ્યા, [illegible], [illegible] રીતે સભ્યો મનાવવાનો કીમીઓ કર્યો, અને ખાસ્સી [illegible] [illegible] વિષયસમિતિનું રૂપ આપ્યું.

પરિષદોની વિષયસમિતિ, સૌથી રસિક છતાં [illegible] [illegible] [illegible] ગણાય. આ સમિતિમાં પણ, ભંડોળકમિટીના [illegible] [illegible] સખત જડતી લેવાઈ, તેમણે એ આફતમાં [illegible] [illegible] [illegible] [illegible] દાખવી, જોડણીના ઠરાવ વિશે કેવા તીક્ષ્ણ [illegible] [illegible] [illegible] સાક્ષરોનાં નામ ઠરાવમાં ગોઠવવા કર્યા [illegible] [illegible] [illegible] [illegible] વડોદરે શા માટે ન ભરાવી: વગેરે [illegible] [illegible] [illegible] [illegible] હતી. પણ એ બધી ખાનગી [illegible] [illegible] [illegible] [illegible] [illegible] આટલેથી જ પડદો પાડીએ.

સામે પોકાર ઊઠ્યો કે એમ જૈનોને મંડપનિકાલની સજા કરશો તો એમનાં દિલ દુભાશે; એમનું વક્તવ્ય મૂઠીભર અભ્યાસીઓ માટે નથી, ભરી સભાને કાજે છે ... ... આ પોકારની સામે થવાનું મનોબળ મંત્રીઓમાં નહોતું. તેમણે 'શીરા માટે શ્રાવક થવા'વાળી, કહેતી આબાદ સાર્થ કરી: એટલા કલાકો વાસ્તે જૈન બનીને એમણે જિનશાસન શ્રાહ્ય ગણ્યું. મિથ્યાદષ્ટિઓના કેટલાક સરસ નિબંધોને કાર્યક્રમમાંથી ઉડાવવા એ પોસાય તેમ હતું; સાહિત્યને જેની સાથે સ્નાનસૂતક નહિ એવા જૈનધર્મી લેખો પર વખત ખોવામાં વાંધો નહોતો; શુદ્ધ સાહિત્યના શ્રેયને વેચવામાં નાનમ નહોતી; પ્રેક્ષકોની ખફગીના પાત્ર થવાની હિંમત હતી. બધું બની શકે તેમ હતું; ફક્ત, જૈન સંપ્રદાયના પ્રચારકોની હિકમત ને ધૃષ્ટતાની આરપાર જોવાની અક્કલ કે ફુરસદ કોઇને નહોતી.

૬

વધારે સુખકર ને ઉપયોગી વિષય તરફ હવે વળીએ.

લગભગ વીસ જૈનેતર નિબંધો શનિવારે ને રવિની સવારે પરિષદ્ સંમુખ વંચાયા. આમાંના પૂરા પાંચમાં પણ ઊંચી પંક્તિનું સંશોધન કે પ્રૌઢ લખાવટ નહોતાં, એટલે તેનું અવલોકન કર્યા વિના ચાલે તેમ છે. આશ્વાસન માત્ર એટલું લઇ શકાય તેમ હતું કે આગલી પરિષદો કરતાં અહીં ઊતરતી કોટિની વિદ્વત્તા રજૂ થઇ નહોતી. આ દશા પ્રગતિનું ચિન્હ છે કે કેમ, અને નિબંધવાચન નકામું છે એ મતને પોષી શકે કે નહિ એ પ્રશ્નો ચર્ચાકારો માટે રહેવા દઇને, જે પાંચસાત નિબંધોમાં કૈં પણ તત્ત્વ જણાયું તેની અને એકબે મુખ્ય ભાષકોની વાચનશૈલી વિશે બબ્બે શબ્દ કહેવા વધુ ઉચિત છે.

ગુજરાતમાં લલિતકળા વિરલ છે; ઉપયોગી કલા અસ્ત પામતી જાય છે; વક્તૃત્વકલાના પણ સાંસા છે. આ ફરીઆદોમાં, "વાચનકલા

તો વિકસીજ નથી" એવો ઉમેરો સાહિત્યપરિષદ જેવો પ્રસંગ કરાવી શકે તેમ છે. રા. કેશવલાલ ધ્રુવના જ્વલંત અપવાદ સિવાય, આપણા સૌથી સારા ગણાયલા વિચારકો—મેસર્સ ખબરદાર, કાંતિલાલ, રમણભાઇ, મોહનલાલ દવે, બળવંતરાય ઠાકોર, જયેંદ્રરાય દૂરકાળ, ગિરજાશંકર બધેકા એ સૌ—અણકેળવાયલા વક્તા કે શીખાઉ વાચકોનું સ્મરણ વધુ આપતા હતા. વિષય વંચાતો જાય તેમતેમ પ્રતિપલ બદલાતા રસ અને ભાવ સાથે તદ્રુપ થઇને સ્વરના આરોહઅવરોહનું નિયમન કેવી રીતે કરવું, કયા શબ્દો ઉચ્ચારતાં ભાર મૂકવો, ક્યાં સંયમિત ને ક્યાં ઊંચો સાદ કાઢવો—આવીઆવી ઝીણવટો પર રા. ધ્રુવે જે પ્રભુતા દાખવી તેનો એમના બંધુસાક્ષરોએ અભ્યાસ કરવા જેવો છે. નામો સાથે સટીક વિવેચન કરવું બિનજરૂરી છે, પણ હાવભાવ સહિત ઘાંટા પાડવા; સાક્ષરી ગદ્ય એકધારી શૈલીમાં વાંચી જવું; શરમાળ નિશાળીઆની જેમ ઝડપબંધ શબ્દરેલ વહેવરાવવી; રીઢા શિક્ષકની જેમ ચાંપલાઇમાં જ ચાતુર્ય સમજવું; અસર ઉપજાવવાના કે સબળા ભાગોમાં સંભાળવાના કૃત્રિમ પ્રયાસો કરવા; અથવા, સાહિત્યપરિષદ ડોસીઓને વહાલું દેવમંદિર હોય તેમ પુરાણીસુવાની લોકરંજક પદ્ધતિથી લેખ વાંચવોઃ આવા જ નમૂનાનો માલ જો આપણા વક્તાઓ ને જાહેર વાચકો પૂરા પાડી શકે તેમ હોય તો પ્રજાએ તેમનો બહિષ્કાર કરીને સવેળા ભાવિ સુધારી લેવું ઘટે છે.

૭

ગુજરાતના ચાર સાક્ષરો ભેગા થાય અને જોડણીના સવાલને ભૂલેચૂકે પણ વણછેડ્યો રહેવા દે એ બનાવને સૃષ્ટિક્રમમાં જ સ્થાન નથી. અલ્લાએ એને નહિ ઘડવાનો પ્રમાદ કર્યો હોત તો 'વસંત'નાં કેટલાં ય પાનાં કોરાં વહેંચવાં પડત; પરિષદના કેટલા ય અહેવાલોમાંથી

સામે પોકાર ઊઠ્યો કે એમ જૈનોને મંડપનિકાલની સજા કરશો તો એમનાં દિલ દુભાશે; એમનું વક્તવ્ય મૂઠીભર અભ્યાસીઓ માટે નથી, ભરી સભાને કાજે છે ... ... આ પોકારની સામે થવાનું મનોબળ મંત્રીઓમાં નહોતું. તેમણે 'શીરા માટે શ્રાવક થવા'વાળી, કહેતી આબાદ સાર્થ કરીઃ એટલા કલાકો વાસ્તે જૈન બનીને એમણે જિનશાસન ગ્રાહ્ય ગણ્યું. મિથ્યાદૃષ્ટિઓના કેટલાક સરસ નિબંધોને કાર્યક્રમમાંથી ઉડાવવા એ પોસાય તેમ હતું; સાહિત્યને જેની સાથે સ્નાનસૂતક નહિ એવા જૈનધર્મી લેખો પર વખત ખોવામાં વાંધો નહોતો; શુદ્ધ સાહિત્યના શ્રેયને વેચવામાં નાનમ નહોતી; પ્રેક્ષકોની ખફગીના પાત્ર થવાની હિંમત હતી. બધું બની શકે તેમ હતું; ફક્ત, જૈન સંપ્રદાયના પ્રચારકોની હિકમત ને ધૃષ્ટતાની આરપાર જોવાની અક્કલ કે ફુરસદ કોઈને નહોતી.

૬

વધારે સુખકર ને ઉપયોગી વિષય તરફ હવે વળીએ.

લગભગ વીસ જૈનેતર નિબંધો શનિવારે ને રવિની સવારે પરિષદ્ સંમુખ વંચાયા. આમાંના પૂરા પાંચમાં પણ ઊંચી પંક્તિનું સંશોધન કે પ્રૌઢ લખાવટ નહોતાં, એટલે તેનું અવલોકન કર્યા વિના ચાલે તેમ છે. આશ્વાસન માત્ર એટલું લઈ શકાય તેમ હતું કે આગલી પરિષદો કરતાં અહીં ઊતરતી કોટિની વિદ્વત્તા રજૂ થઈ નહોતી. આ દશા પ્રગતિનું ચિન્હ છે કે કેમ, અને નિબંધવાચન નકામું છે એ મતને પોષી શકે કે નહિ એ પ્રશ્નો ચર્ચાકારો માટે રહેવા દઈને, જે પાંચસાત નિબંધોમાં કૈં પણ તત્ત્વ જણાયું તેની અને એકબે મુખ્ય ભાષકોની વાચનશૈલી વિશે બબ્બે શબ્દ કહેવા વધુ ઉચિત છે.

ગુજરાતમાં લલિતકળા વિરલ છે; ઉપયોગી કલા અસ્ત પામતી જાય છે; વક્તૃત્વકલાના પણ સાંસા છે. આ ફરીઆદોમાં, "વાચનકલા

તો વિકસી જ નથી" એવો ઉમેરો સાહિત્યપરિષદ જેવા પ્રસંગ કરવો શકે તેમ છે. રા. કેશવલાલ ધ્રુવના જ્વલંત અપવાદ સિવાય, આપણા સૌથી સારા ગણાયલા વિચારકો–મેસર્સ ખબરદાર, કાંનિયાલ, [illegible], મોહનલાલ દવે, બળવંતરાય ઠાકોર, જયેંદ્રરાય દુરકાળ, નિર્મળાશંકર મહેતા એ સૌ—અણકેળવાયલા વક્તા કે શીખાઉ વાચકોનું સ્મરણ [illegible] આપતા હતા. વિષય વંચાતો જાય તેમતેમ પ્રતિપક્ષ [illegible] અને ભાવ સાથે તદ્રુપ થઈને સ્વરના આરોહઅવરોહનું નિયમન કેવી રીતે કરવું, કયા શબ્દો ઉચ્ચારતાં ભાર મૂકવો, ક્યાં સ્વર મંદ ને ક્યાં ઊંચો સાદ કાઢવો—આવીઆવી ઝીણવટો પર રા. ધ્રુવ જે [illegible] દાખવી તેનો એમના બંધુસાક્ષરોએ અભ્યાસ કરવા જેવો છે. [illegible] સાથે સટીક વિવેચન કરવું બિનજરૂરી છે, પણ [illegible] પાડવા; સાક્ષરી ગદ્ય એકધારી શૈલીમાં વાંચી જવું; [illegible] જેમ ઝડપબંધ શબ્દરેલ વહેવરાવવી; રીઢા શિક્ષકની જેમ [illegible] જ ચાતુર્ય સમજવું; અસર ઉપજાવવાના કે સબળા ભાગોમાં [illegible] કૃત્રિમ પ્રયાસો કરવા; અથવા, સાહિત્યપરિષદ ડોસીઓને [illegible] હોય તેમ પુરાણીબુવાની લોકરંજક પદ્ધતિથી લેખ વાંચવો: આવા જ નમૂનાનો માલ જો આપણા વક્તાઓ ને જાહેર વાચકો [illegible] શકે તેમ હોય તો પ્રજાએ તેમનો બહિષ્કાર કરીને સંતોષ [illegible] લેવું ઘટે છે.

## ૭

ગુજરાતના ચાર સાક્ષરો ભેગા થાય અને જોડણીના [illegible] ભૂલેચૂકે પણ વણછેડ્યો રહેવા દે એ બનાવને સૃષ્ટિક્રમમાં જ સ્થાન [illegible] બ્રહ્માએ એને નહિ ઘડવાનો પ્રમાદ કર્યો હોત તો 'વસંત'નાં [illegible] પાનાં કોરાં વહેંચવાં પડત; પરિષદના કેટલા ય અધિવેશન…

પાંડિત્યનું ગૌરવ પરવરી જાત; વિદ્વાનોનાં કેટલાં ય વર્ષોનો ઉપયોગ બીજી કઇ રીતે કરવો તેની મહામુશ્કેલી ઊભી થાત.

આ પ્રસંગે પણ એ જૂની પ્રથા સચવાઇ. પરિષદ્મંડળે એકસરખી જોડણી નક્કી કરવી ને તે પાળવી તથા પળાવવી એવી દરખાસ્ત આમવર્ગના અથાક પ્રતિનિધિ રા. મટુભાઇએ મૂકી. એમની સંગમાં ખબરદાર જેવો સમયવીર હતો; કાંતિલાલ જેવો સૂક્ષ્મ વિજ્ઞાની હતો; જોપીપરા જેવો રોકડું પરખાવનાર હતો; કેશવલાલ જેવો પરમ ધીર વિચારક હતો. સામે વ્યક્તિસ્વાતંત્ર્યનો ઝુંડો લઇને રમણભાઇ અને ઠાકોર ઊભા હતા. એકે પૂછ્યું: અમારાં લખાણ તમારી જોડણીથી શા માટે છપાવીએ? બીજાએ ભવિષ્ય ભાખ્યું કે હજુ એકરૂપ જોડણી કરતાં દાયકાઓ વીતશે. પણ પહેલેથી જ પેલા આમવર્ગના વિજયની આશા હતી, ને ફળી પણ તે જ.

બસ. ઠરાવોમાં ખરેખર રસ પડે ને પરિષદ જીવતી છે એવું ભાન કરાવે તેવો તો એ એક જ હતો. બાકીનું કામકાજ શિરસ્તા મુજબ વગર ઢીલે આટોપાયું અને તેની નોંધ, પરિષદને દફતરે કદાચ સર્વકાળ ત્યાં રહેવાને, ચઢી.

૮

વિસર્જનની તૈયારીઓ હવે શરૂ થઇ છે. તે સાથે ફરી એક વાર—અને અફસોસ! હવે છેલ્લી જ વાર – મુત્સદ્દીપણાએ માથું ઊંચક્યું. પણ આ વખતે બુદ્ધિચાતુર્ય કરતાં વિવેક ને વાણીની મીઠાશને વધુ અવકાશ હતો. કોઇકે પ્રમુખ અને પટણીસાહેબનો ઉપકાર માન્યો; પટણીસાહેબે પ્રમુખના પોતે અહેશાનમંદ હોવાનું જણાવ્યું; પ્રમુખે સૌનો જ પાડ પોતા પર ચઢેલો જણાવ્યો ... એ તો શું કરીએ? રાત પડી જવાની ને ગાર્ડનપાર્ટીમાં મોડું થવાની બીક હતી. નહિ તો, કદાચ

લલ્લુભાઈસાહેબ ડેલીગેટોનો, ડેલીગેટો સત્કારમંડળનો, એ મંડળ સ્ત્રીવર્ગનો, અને સ્ત્રીઓ સારા ને શાંત વર્તન બદલ પ્રેક્ષકપ્રજાનો અપરંપાર આભાર માનવાની તક લેત એ વિશે કોઈએ લેશમાત્ર સંદેહ ધરવાનું કારણ નથી.

રાતે બે પ્રસંગો ગોઠવાયા હતાઃ સર પ્રભાશંકર તરફથી ગાર્ડનપાર્ટી–વાટિકાવિહાર–અને લોકસાહિત્યનું રસસ્વાદન કરવાનો જલસો. બંને ચીજોનો ખરો સાક્ષાત્કાર જાતઅનુભવ વિના થાય તેમ નથી; એટલે, ચેવડો ને બદામપુરી સ્વાદિષ્ટ હતાં; નાળીએર પાક ને આઇસક્રીમની લિજ્જત ઓર હતી; ચારણોનાં કવિત શૌર્ય સળગાવનારાં હતાં; રાયચુરાનાં લોકગીત રસાળ ને રમુજી હતાં; લલિતજીના લલકાર મનમોહક હતા: એવાં નિર્બળ વાક્યોથી જ એ મહાપ્રસંગોને પતાવીને ત્રણ દિવસની એ ભગીરથ સાહિત્યસેવાનું આ નાનું શું ચિત્ર સંકેલવું પડે છે.

૧૯૨૪

# સાહિત્યપરિષદમાં

## વધુ જીવ શી રીતે આવે?

સાહેબઃ આપણી સાહિત્યપરિષદની સંસ્થામાં અત્યારે છે તેના કરતાં વધુ જીવ આણવાના હેતુથી તેને અંગે ચર્ચા કરવા સારૂ આપે અગીઆરમી ઑકટોબરથી 'ગુજરાતી' પત્રની કટારો ખુલ્લી મૂકી. ત્યાર પછીના બંને અંકોનો ચર્ચાવિભાગ સૂચનાઓ, સલાહો, મતદર્શનો અને યોજનાઓથી ભરચક ભરાયલો જોવાની આશા હું જેવા ઘણા અનુભવીઓએ રાખેલી. એ આશા નિષ્ફળ ગઇ. તેમ થવાનું એક કારણ એ પણ હોય કે આપણા સાહિત્યહિતચિંતકોને આપણા પ્રાંતનું સાહિત્ય આજે જ એટલી અશ્રુતપૂર્વ પૂર્ણતાએ પહોંચેલું દેખાતું હોય કે હવે તેને માટે કશુંએ કરવાની જરૂર નથી એમ તેમને લાગ્યું હોય. એમની તેવી લાગણી એમને મુબારક. તેવો સોંઘો સંતોષ ઘણાને સહજ, તેમ થોડાને અસહ્ય પણ હોય છે. આ બીજા વર્ગના માણસોને નીચે લખ્યા બે બોલથી કૈં વિચારવાનું મળશે તો લખનારની મહેનતનું અને 'ગુજરાતી'ની કિંમતી જગ્યાના રોકાણનું થોડું પણ સાર્થક્ય થશે.

ત્રણ પ્રેરક બળો ગુજરાતના ભાવિ સાહિત્યને ચોક્કસ દિશા આપી શકશે, એ સ્પષ્ટ છે : (૧) પ્રાંતીય ગૌરવનું ભાન પ્રગટાવનાર અને પોષનાર એવી જે બે શક્તિઓ, આપણું જૂનું સાહિત્ય અને આપણો ઇતિહાસ, તેનું સંગીન અને વ્યવસ્થિત જ્ઞાન; (૨) પ્રાચીન ભારતની તેમ જ ઇતર પ્રાંતોની સંસ્કૃતિનું તેવું જ જ્ઞાન; અને (૩) ભારતેતર એશિયાઇ તથા યુરોપી ને અમેરિકન દેશોના સાહિત્ય ને સંસ્કૃતિના

શ્રેષ્ઠ અંશોનો જરૂરજોગો પરિચય. આમાંનું કેટલું કામ હરકોઇ રૂપે અત્યારની અગ્રણી સાહિત્યસંસ્થાઓ કરે છે તે જોઇએ.

ફૉર્બ્સ સભાના દ્રવ્યસંરક્ષક નાગદેવતાઓએ (આ શબ્દ આપના જ ગઇ ૧૧મીના લેખમાંથી ઊંચકવાની છૂટ લીધી છે) નિશ્ચય કર્યો છે કે હાલ પ્રાચીન ગુજરાતી હસ્તલેખો જ છાપીને બહાર પાડવા. એ રીતે જૂનું સાહિત્ય તો પ્રકાશમાં આવ્યા કરશે. સભા પાસે પ્રાંતના ઇતિહાસનાં સાધનો પણ વિપુલ પ્રમાણમાં છે. એટલે પોતાના ગાલે-તુજાર ફંડનો એ કામમાં પણ વહેલોમોડો ઉપયોગ કરીને તે આ મોટી ખોટને પૂરી પાડશે એવી આશા રાખવાનો આપણને હક છે. ગુજરાતી શબ્દકોષ અને વ્યાકરણની ઊણપ પણ કેટલાંક વરસ પર હતી એટલી ગંભીર નથી રહી. એક કોશ વર્નાક્યુલર સોસાયટી છપાવે છે, બીજો કદાચ થોડા વખત પછી સત્યાગ્રહાશ્રમ પણ આપશે; અને ત્રીજો, જો સાહિત્યસંસદનો, તે હાલ મૂર્છિત દશામાં હોવા છતાં કોઇક કાલે તો ભાનમાં આવવો જોઇએ એવી આપણી શ્રદ્ધા છે. વ્યાકરણની ખોટ તુરત માટે સ્વ. કમળાશંકરભાઇએ પૂરી પાડેલી ગણી લઇશું.

જૂનાં કાવ્યો જેમ ફૉર્બ્સ સભા અને બીજી સંસ્થાઓ પ્રસિદ્ધ કરે છે તેમ જૂના તથા નવા સાહિત્યનો ઇતિહાસ લખવાનું સંસદે માથે લીધું છે. તે બહાર પડશે ત્યારે તાત્કાલિક તરસ તો છીપવશે જ એમ માનીએ.

વારૂ. પાશ્ચાત્ય સાહિત્યના પ્રવાહનું શું ? વિચાર કરતાં જણાય છે કે અત્યારની સરકારી શિક્ષણપદ્ધતિમાં જ એને પૂરતો અવકાશ આપમેળે મળી રહ્યો છે. બીજું, સોસાયટી ફૉર્બ્સ સભા અને બીજી નાની સંસ્થાઓનાં કરાવેલાં ભાષાંતરો તેમ જ વ્યક્તિઓના તેવા પ્રયાસો—એ પ્રવાહને નિરંતર વહેતો તો રાખે જ છે—તેને ગાઢ કે સમૃદ્ધ નહિ કરતાં હોય ત્યારે પણ. આ સંબંધમાં સંસદને યાદ કર્યા વગર છૂટકો નથી, કેમ કે અમુક પાશ્ચાત્ય અંશોને જેટલા શ્રમથી તેટલા જ

આનંદથી જીરવીને તેમને અવનવીન પૌરસ્ત્ય અવતારે જગતમાં પુનર્જન્મ પમાડવાની પ્રવૃત્તિને તેણે ફરજ ગણી છે. ટૂંકમાં આ પ્રેરકબળને ખાસ યત્નથી હાલ વેગ નહિ આપીએ તો પણ ચાલશે.

ત્યારે, ઉપરની બાબતોમાંથી અત્યારે આટલાં વાનાં વણકર્યાં પડ્યાં છે: પ્રાચીન ભારત, ભારતના ઇતર પ્રાંતો અને એશિયાના દેશો—ત્રણેની સંસ્કૃતિ અને સાહિત્યના જ્ઞાનનો પ્રચાર. આ વિષયોને અંગે થએલા કાચા છૂટાછવાયા કે ઊંચા લક્ષ્ય વિનાના પ્રયાસો બાદ કરતાં આપણો પ્રાંત—આપણી શિક્ષણપ્રથા, આપણા સાક્ષરો, આપણે બધા જ—જે અજ્ઞાન કહો કે અનાદર તે તરફ ધરાવીએ છીએ, તે માફ ન થઇ તેવો છે. એ આંદોલનો પ્રસરવાથી એક બાજુ આપણે ચળકદાર નવીનતાના મોહમાં અંજાતા બચી જઇશું, તેમ બીજી બાજુ દૃષ્ટિ વ્યાપક અને વૈભવશાળી બનતાં, નવા સાહિત્યનું આવશ્યક અને અનન્યસાધારણ પ્રેરકબળ લાધશે, એ નિર્વિવાદ છે.

મારી નમ્ર વિનંતિ છે કે ગુજરાત સાહિત્યપરિષદે આ દિશામાં ચાલુ અને વ્યવસ્થિત પ્રવૃત્તિ આદરીને પોતાનું અસ્તિત્વ સાર્થ કરવું; બધી સાહિત્યસંસ્થાઓથી નિરાળું એવું પોતાનું વ્યક્તિત્વ સ્થાપવું. એ પ્રવૃત્તિને સારૂં ભંડોળ અને મકાન; સ્થાયી કાર્યાલય, કાર્યકરો, સામાન્ય વ્યવસ્થા; સાહિત્યવિષયક આખી યોજનાનાં વિગતવાર અંગો, સંશોધન યોજના, પ્રકાશનો, પ્રચારકામ અને એવાં બીજાં ઘણાંઘણાં કામો કરવાનાં રહેશે. તેનો વિચાર બીજા પ્રસંગ પર રાખીએ. એ બધું આજે ઉખેળીને આ લંબાણનું અતિલંબાણ કરવાનું યોગ્ય લાગતું નથી. હાલ તો આ પત્ર પ્રકટ થતાં કેટલા સાહિત્યસેવકોનું તેની પર ધ્યાન જાય છે અને તેમણે શીશી પેટા સૂચનાઓ કરવાની છે, તેની જ વાટ જોવાની રહે છે.

૧૯૨૫

# સાક્ષરોનાં શબ્દચિત્ર

## ૧

સાક્ષરોનાં શબ્દચિત્ર—કેવી ધૃષ્ટતા! જેમનો જન્મારો જ શબ્દોનાં ચિત્ર દોરવામાં ને શિલ્પ ચડવામાં વીતે છે; જેમને રમતમાત્રમાં શબ્દોની જ રમત સૌથી વહાલી છે; જેમની કલ્પના પોતાનાં ભવ્ય તેજોમય કે વિનોદી દર્શનોને જ શબ્દોની મનમોહક ચિત્રસૃષ્ટિમાં મૂર્ત કરવા મથતી હોય છે; એવા સાક્ષરોનાં વળી શબ્દચિત્રો દોરવાં—અને તે પણ સાહિત્યપરિષદ જેવે પ્રસંગે તેમની પધરામણી થઇ તેનાં ચિત્રો દોરવાં, એ કામ અત્યંત આકર્ષક છતાં ચિત્રકારમાં અસાધારણ શક્તિઓ માગી લેનારૂં છે. તેવી શક્તિ તેનામાં હોય તો પણ, તેનો ઉપયોગ બહુ સાવધાની અને નાજુકાઇથી કરવો પડે એવું વિકટ એ કાર્ય છે. અને એ સાહસ આરંભનાર જે ભારે જવાબદારી ઊઠાવે છે તેનું તો પૂછવું જ શું?

પણ, આગે ફત્તેહ છે માટે હમણાં તો યાહોમ કરીને ધસવું એ આપણો રાષ્ટ્રમંત્ર છે. એના વિના આ જરીપુરાણા ગુજરાતનો—જરી જેવા ઝલકદાર છતાં પુરાણો જેટલા પ્રાચીન ને કાલાતીત ગુજરાતનો—ઉદ્ધાર નથી. એટલે આ સાહસ પણ ખેડયે જ છૂટકો.

અને એ મહાભારત કામ હું કોઇ વધારે લાયક લેખની માટે રહેવા દેત. પણ મુંબાઇમાં ભરાયલી આઠમી સાહિત્યપરિષદનાં વૃત્તાંતો ને

સંસ્કારચિત્રો ને સ્મરણો ને ટીકાઓ ને ચર્ચાઓ વધુઓછી લાયકાતવાળા એટલા બધા લેખકોએ કર્યાં છે ને કરશે, કે કોઈકે પણ નવી દૃષ્ટિએ એ ઐતિહાસિક પ્રસંગને જોવા સારૂ આ શબ્દચિત્રોનો કે એને મળતો કોઇ માર્ગ લેવો જ પડે.

એક બીજી વાતઃ 'સાક્ષર' શબ્દનો અર્થ આ લેખના હેતુઓ અને આશયોને માટે ખૂબ વિશાલ અને ઉદારતાભર્યો કરવામાં આવશે. કવિ કે સાહિત્યકાર હોય, પુરાતત્ત્વનો પંડિત હોય કે શબ્દવિદ્યાનો વિશારદ હોયઃ એ બધા વિશે તો અલબત્ત અહીં બોલવામાં આવશે જ; પણ તે ઉપરાંત, સાહિત્યના પોશિંદા એવા, એ વિષયમાં ચાંચ બોળી શકનાર મહાજન હોય, સામાજિક, આર્થિક કે રાજકીય મહત્તાને પ્રતાપે સાહિત્યસેવકમાં ખપનાર કોઇ સજ્જન હોય, ઉછરતો આશાસ્પદ લેખક હોય, યા તો હોંશિયાર પત્રકાર કે છાપાંની દુનિયાનો છેલ્લામાં છેલ્લો, નવામાં નવો કલમબહાદુર હોય — એ સૌને પણ આ સાક્ષરી શબ્દ-ચિત્રાવલિમાં સ્થાન આપવામાં આવશે. આપણા એ સોળે કળાથી પ્રકાશતા સાક્ષરેન્દુઓ, આઠબાર કળાને વિકસાવનાર છોટા સાક્ષરો, અને એક દોઢ કે પોણાત્રણ કલાના અધિકારી એવા લગભગિયા સાક્ષરો આઠમી ગુજરાતી સાહિત્યપરિષદમાં કેવા શોભતા હતા, એમના દેખાવ ને હાલચાલમાં શું આગળ પડી આવતું, અમુક ખાસ પ્રસંગે એમના વર્તન કે વલણમાં એમનો સ્વભાવ કેવોક ઝબકતો કે ઝંખવાતો, એમણે કેટલો ગુપ્ત કે પ્રગટ પ્રભાવ આ ઉપવેશન પર પાડ્યો, કાર્યવહન ને કારભારમાં તેમનો કયા પ્રકારનો ઊજળોઘેરો હિસ્સો હતો, પોતે જે સાહિત્યસેવા વડે કરીને અહીં આવી શક્યા એ કેવી હળવી ગરવી કે વચલા વડની છે—વગેરેવગેરે દૃષ્ટિબિંદુઓમાંથી જેને લાગુ પડતું હશે તે વાપરીને આખા સમારંભને અવલોકીશું. તેમ કરતાં કેટલાક અગ્રણીઓ વિશે વિસ્તારથી લખીશું, કેટલાકને બે ચાર કે છ લીટીમાં જ પતાવી દઈશું.

અને બાકી રહે તેમનું કેવલ નામસ્મરણ કરીને પાવન થઈશું—જો એટલું કરવાનીએ જગ્યા લેખને અંતે ફાજલ હશે તો.

સાક્ષરની મુખ્ય ફરજ અજ્ઞાન સામે લડત ચલાવવાની છે. એ લડતમાં તે પોતાની શક્તિઓ અને સંજોગ અનુસાર અતિરથી કે મહારથી, સારથી રથી કે સાદો સૈનિક બને છે અને પોતપોતાના ક્ષેત્રમાં, આવડે તેવી કમાણી કીર્તિની કરી જાય છે. આ સાહિત્યપરિષદમાં પણ એ પાંચે વર્ગના મળીને સોએક લડવૈયા હાજર હતા અને વત્તાઓછા જોમથી સૂક્ષ્મ કે સ્થૂલ ભૂમિકા પર ઝૂમી રહ્યા હતા. આપણે અહીં એમને આલેખવાના છે તે પણ એમની એ ચઢઉતર પદવીઓને જ આધારે.

૨

પ્રાંતની સાહિત્યસેવા કરવામાં નીરસતારૂપી દાનવ સામે કે પછી કટ્ટર વિરોધી માનવો સામે અડગ ટક્કર જિંદગીભર ઝીલ્યા પછી આજે જેમના કેશ રજતવર્ણા સોહે છે એવા સાક્ષરશિરોમણીઓને અતિરથી પદથી અલંકૃત કરવા એ આપણો પહેલો ધર્મ છે. એ વિરલ માનના સાત ભોક્તાઓ પરિષદમાં વિરાજતા હતા અને પોતાના અતુલ ગાંભીર્યથી વાતાવરણમાંની ભારોભાર ચંચલતાને જાણે હરી લેવાના સબળ પ્રયત્નો કરી રહ્યા હતા.

પોતાના વ્યક્તિપ્રભાવથી એ રીતે આઠમી પરિષદને ગૌરવાન્વિત કરનારાઓમાં રા. કેશવલાલ ધ્રુવ—જીવંત પ્રમુખોમાંના સૌથી જૂના—પ્રેક્ષકનું ધ્યાન સૌથી પહેલું ખેંચતા હતા. એ પુરુષના પાંડિત્યને વધારે વખાણવું કે તેની રસિકતાને, એ પણ સાહિત્યચર્ચાનું મોટું ઉખાણું છે. આ પરિષદમાં જે બેત્રણ વાર એમને બોલવાનો પ્રસંગ આવ્યો ત્યારે પણ એ ઉભય ગુણો સહેજે આગળ તરી આવતા હતા. એમને

સાંભળતાં ઘણાંએ સંસ્કારી હૃદયોને થએલું "કેવી મધુર વાણી! શી સરલ વહેતી મૃદુતા! કેવો શાંત બુદ્ધિપ્રભાવ! કેટલા શુદ્ધ ને સ્પષ્ટ, સમપ્રમાણ ઉચ્ચાર!" અને એમને નિબંધ વાંચતા કે વધારે ભાષણ કરતા સાંભળવાનો લહાવો આ વખતે ન મળ્યો તેથી ખેદ પણ થતો.

રા. ધ્રુવની નિરભિમાનતા સાદાઇ ને પ્રગટ સૌમ્યતા અમુક બીજા સાહિત્ય પ્રમુખમાં શોધવી એના જેવી ભૂલ બીજી એકે નથી, પણ રા. નરસિંહરાવને ઓળખનાર કોઇ પણ માણસ એમની શાંત પળોનાં ભોળપણ ઋજુતા અને નિર્દોષ બાલ્યભાવથી અજાણ ન હોઇ શકે. વિષયસમિતિમાં પોતાના પ્રિય સિદ્ધાંતને ખાતર લઢે, રીસાય ને મનાય; ખુલ્લી બેઠકમાં વળી એ જ સિદ્ધાંતનો ભોગ, પોતે ઝગડાખોર નથી એવું કહેવડાવવાનો જશ ખાટવાને, આપવા લલચાય; મોડી રાતે લાધેલ દિવ્ય સ્વપ્નને ભરી પરિષદમાં કવિત્વથી વર્ણવી બતાવીને લોકહૃદયોને એક વાર બહેલાવે, તો વળી બીજી વાર રાયચુરાના છેલછબીલા લોક-ગીત સામે પોતાનો અમીરી તિરસ્કાર ઉભય આંખેથી બેધડક વર્ષાવે–આવીઆવી બહુરૂપી રસભરી બાળલીલાઓમાં રાચનાર એ પાંસઠથી યે વધુ વર્ષના પૂજ્ય બાલકના ચરણારવિંદમાં આપણા શતકોટિ પ્રણામ હો!

ત્રીજા અતિરથી તે બળવંતરાય ઠાકોર. જો લડાયકપણું એ સાક્ષરતાનો વિશેષ ધર્મ હોય – અને આજકાલના ગુજરાતમાં તો એમ જ છે ને?—તો એમના કરતાં વધારે સાચ્ચો, વધારે નગદ સાક્ષર જડવો અશક્ય છે; કૈં નહિ તો, આ પરિષદે તો એમ સાબિત કર્યું જ. એમનો એ શૌર્યશાળી મહિમા જાહેર બેઠકોના સભાજનોને તદ્દન અગમ્ય રહ્યો. પણ વિષયસમિતિ એમના વિના નિષ્પ્રાણ નહિ તો નીરસ તો જરૂર બનત એવો મત તેનો હરેક સભ્ય – ઠાકોરપક્ષ ખરો હતો કે ખોટો, તેની ચર્ચામાં ન પડનાર પણ–આપશે. ગમે તેમ પણ એમના મંતવ્યનો ઝપાઝપીમાં કેટલોક વિજય થયો એથી એમને પોતાને સંતોષ ઉપજે

સ્વાભાવિક છે, પણ એમના પ્રતિસ્પર્ધીઓ યે કદાચ સ્વીકારશે ઐતિહાસિક ઉપવેશનના કીર્તિમંદિરમાં એક નાનોશો ગોખ ને ભાગે પણ જરૂર આવવાનો.

તુ બધાએ સાક્ષરસત્તમો યુયુત્સુ નહોતા તેનો પુરાવો પણ તો. લડાઇઓ, હારજીત, રાગદ્વેષ ને ક્રોધવિરોધથી પર, અને જયાજયની છેક બેપરવા એવી ત્રણચાર વ્યક્તિઓ ચર થતી હતી. રા. રમણભાઇ, સૌમ્યતા અને સમાધાનીની કૃષ્ણલાલ ઝવેરી, જેમનો રૂપાની ઘંટડી જેવો રણકતો ણા વખત લગી યાદ રહેશે તે; સો. વિદ્યાગૌરી નીલકંઠ; ડી બુલંદ સ્વર બિલકુલ સંભળાયો જ નહિ એવા સરી – ચારે આ ચિરસ્મરણીય દિવસોના શણગારરૂપ ના ચતુષ્ટયમાંથી પહેલા વિશે જ જરા વિગતથી

સાંભળતાં ઘણાંએ સંસ્કારી હૃદયોને થએલું "કેવી મધુર વાણી ! શી સરલ વહેતી મૃદુતા ! કેવો શાંત બુદ્ધિપ્રભાવ ! કેટલા શુદ્ધ ને સ્પષ્ટ, સમપ્રમાણ ઉચ્ચાર !" અને એમને નિબંધ વાંચતા કે વધારે ભાષણ કરતા સાંભળવાનો લહાવો આ વખતે ન મળ્યો તેથી ખેદ પણ થતો.

રા. ધ્રુવની નિરભિમાનતા સાદાઇ ને પ્રગટ સૌમ્યતા અમુક બીજા આજી પ્રમુખમાં શોધવી એના જેવી ભૂલ બીજી એકે નથી, પણ રા. નરસિંહરાવને ઓળખનાર કોઇ પણ માણસ એમની શાંત પળોનાં ભોળપણ ઋજુતા અને નિર્દોષ બાલ્યભાવથી અજાણ ન હોઇ શકે. વિષયસમિતિમાં પોતાના પ્રિય સિદ્ધાંતને ખાતર લઢે, રીસાય ને મનાય; ખુલ્લી બેઠકમાં વળી એ જ સિદ્ધાંતનો ભોગ, પોતે ઝગડાખોર નથી એવું કહેવડાવવાનો જશ ખાટવાને, આપવા લલચાય; મોડી રાતે લાધેલ દિવ્ય સ્વપ્નને ભરી પરિષદમાં કવિત્વથી વર્ણવી બતાવીને લોકહૃદયોને એક વાર બહેલાવે, તો વળી બીજી વાર રાયચુરાના છેલછબીલા લોક-ગીત સામે પોતાનો અમીરી તિરસ્કાર ઉભય આંખેથી બેધડક વર્ષાવે– આવીઆવી બહુરૂપી રસભરી બાળલીલાઓમાં રાચનાર એ પાંસઠથી યે વધુ વર્ષના પૂજ્ય બાલકના ચરણારવિંદમાં આપણા શતકોટિ પ્રણામ હો !

ત્રીજા અતિરથી તે બળવંતરાય ઠાકોર. જો લડાયકપણું એ સાક્ષરતાનો વિશેષ ધર્મ હોય – અને આજકાલના ગુજરાતમાં તો એમ જ છે ને ? —તો એમના કરતાં વધારે સાચ્ચો, વધારે નગદ સાક્ષર જડવો અશક્ય છે; કૈં નહિ તો, આ પરિષદે તો એમ સાબિત કર્યું જ. એમનો એ શૌર્યશાળી મહિમા જાહેર બેઠકોના સભાજનોને તદ્દન અગમ્ય રહ્યો. પણ વિષયસમિતિ એમના વિના નિષ્પ્રાણ નહિ તો નીરસ તો જરૂર બનત એવો મત તેનો હરેક સભ્ય – ઠાકોરપક્ષ ખરો હતો કે ખોટો, તેની ચર્ચામાં ન પડનાર પણ–આપશે. ગમે તેમ પણ એમના મંતવ્યની ઝપાઝપીમાં કેટલોક વિજય થયો એથી એમને પોતાને સંતોષ ઉપજે

એ તો સ્વાભાવિક છે, પણ એમના પ્રતિસ્પર્ધીઓ યે કદાચ સ્વીકારશે કે આ ઐતિહાસિક ઉપવેશનના કીર્તિમંદિરમાં એક નાનોશો ગોખ અલ્લુકાકાને ભાગે પણ જરૂર આવવાનો.

પરંતુ બધાએ સાક્ષરરત્નો યુયુત્સુ નહોતા તેનો પુરાવો પણ ત્યાં જ હતો. લટાપટો, હારજીત, રાગદ્વેષ ને ક્રોધવિરોધથી પર, લાભાલાભ અને જયાજયની છેક બેપરવા એવી ત્રણચાર વ્યક્તિઓ પણ દૃષ્ટિગોચર થતી હતી. રા. રમણભાઈ, સૌમ્યતા અને સમાધાનીની મૂર્તિરૂપ; રા. કૃષ્ણલાલ ઝવેરી, જેમનો રૂપાની ઘંટડી જેવો રણકતો સ્વર ઘણાંને ઘણા વખત લગી યાદ રહેશે તે; સૌ. વિદ્યાગૌરી નીલકંઠ; અને જેમનો પહાડી બુલંદ સ્વર બિલકુલ સંભળાયો જ નહિ એવા રા. ડાહ્યાભાઈ દેરાસરી – ચારે આ ચિરસ્મરણીય દિવસોના શણગારરૂપ હતાં. એ માનવંતાંઓના ચતુષ્ટયમાંથી પહેલા વિશે જ જરા વિગતથી અહીં લખી શકાય તેમ છે.

રા. રમણભાઈના પ્રમુખ તરીકેના કાર્યનું સમગ્રપણે અવલોકન કરતાં જે પ્રશ્ન સૌથી પહેલો ઊઠતો હતો તે આ હતો કે જીવનભરની સાહિત્યસેવાનો એમને થાક ચઢ્યો છે કે શું ? એમ ન હોય તો આટલી બધી કંટાળાની વૃત્તિ શી ? આખા સમારંભ પ્રતિ આવડો ઉદાસીનતાનો ભાવ શા માટે ? આ પ્રશ્નોના ખુલાસામાં એમણે કે એમના ચૂંટનારાઓએ શું કહેવાનું છે તે કોણ જાણે. પણ મને તો એનો એક મુખ્ય ઉકેલ આમ સૂઝે છે કે ગુજરાતની સાહિત્યપરિષદના પ્રમુખપદનું માન અને ફરજો એ બેશક રા. રમણભાઈને શોભે તેવી વસ્તુઓ છે, પણ એ વસ્તુઓ એમને ભાગે અતિશય મોડી આવી છે એ પણ એટલું જ સ્પષ્ટ છે. એમનું વ્યાખ્યાન સાહિત્યનાં જે સુપરિચિત ને પ્રાથમિક સત્યો વડે ગૂંથાએલું છે તેનો સત્કાર પણ, એ બારચૌદ

વર્ષ વહેલું અપાયું હોત તો કેટલો વધારે થાત? આજે તો તે ગુજરાતી સાહિત્યના વિષયમાં પહેલો પ્રવેશ કરનાર મેટ્રિકપ્રીવિયસના ગણતર નિશાળીઆઓ સિવાય બીજા કોઈને ભાગ્યે જ આકર્ષી શકે તેવું છે; પણ આ મર્યાદાઓ છતાં, અને છેલ્લે દિવસે લગભગ છેલ્લી ઘડીએ તેમણે જે નહિ સમજાય તેવી નિર્બલતા દેખાડી તે છતાં, એમણે પરિષદનું કામકાજ એકંદરે શાંતિ અને સમભાવથી ચલાવ્યું હતું એ વિશે તો મતભેદ પડવા સંભવ નથી.

૩

મહારથી એટલે? શાસ્ત્રના પુરાતન ગ્રંથો તેની ગમે તે વ્યાખ્યા આપતા હોય; હું તો જેમની વ્યવસ્થા, યોજનાશક્તિ ને કાબેલ વહીવટદારીએ સાહિત્યપરિષદને હેમખેમ પાર ઉતારી તેમને એ મથાળા નીચે નોંધું છું. અને જેમના સતત વિરોધે કાર્યકરોને નવાં બળ ને સવિશેષ તીવ્રતા અર્પ્યાં એવા બે ત્રણ દુષ્પ્રખ્યાતોને (યાને 'નોટોરી-અસ કેરેક્ટર્સ' ને) પણ તેમાં જ ગણવા ઉચિત ધાર્યા છે.

તમને ખબર છે કે એ પુરુષે કેવું ભગીરથ કામ માથે લીધું હતું?...

ઇંડિયન નેશનલ કોંગ્રેસની ભાગીરથીને પોતપોતાને આંગણે વહેવડાવતાં આપણા ફીરોજશાહ ને બેનરજીએ, દાસ, નહેરૂ ને વલ્લભભાઈએ બેશક ભારે જહેમત ઉઠાવેલી. પણ હિસાબ કાઢવામાં આવ્યો છે કે એ જહેમત, સાહિત્યની આ પતિતપાવનીને વેપારઘેલા મુંબાઈમાં વહેવડાવનારનાં તપ, જપ અને દાનદક્ષિણાઓ પાસે તો કુછમિસાતમાં નથી. સાહિત્યપરિષદની આઠમી બેઠક અનેરી ને ઇતિહાસપ્રસિદ્ધ બને, તે સુઘટિત ને સજીવ સંસ્થા થાય, તેને સારૂ છ છ મહિના લગી રાત ને દહાડો તે અનુરક્ત ભક્તે પરિષદદેવીનું જ ચિંતન કર્યા કર્યું છે; તેનાં

પાદાંબુજો સેવીને જાણે આભધરતી એક કર્યાં છે; અને આવી એકાગ્ર આરાધનામાં આડે આવનાર દુષ્ટ દનુજો, વિઘ્નસંતોષીઓ અને સાહિત્ય-અહિત-ચિંતકોને વિદારવાની પ્રાર્થનાઓ પણ, માતાજી સમક્ષ ઉત્કંઠ રહીને, પુષ્કળ કરી છે. તેમને આટલી તન્મયતાથી સમારંભ પહેલાં તેમ જ એના દિવસોમાં કામ કરતા જેણેજેણે જોયા છે તેનાથી ઉદ્‌ગાર કાઢ્યા વિના રહેવાયું નથી "કેટલો ઉત્સાહ ! કેટલો અભિનિવેશ ! કેટલી કાર્યકુશલતા ને વ્યવસ્થાબુદ્ધિ ! શક્તિનો કેવો અખૂટ ઝરો ?—આટઆટલાં વૈતરાં છતાં નહિ થાક, નહિ કંટાળો ... ..." અને એ જ પળોમાં કોઈકોઈ ખૂણેથી જુદા ભાવના ધ્વનિ પણ ઊઠતા : "કેટલી અધીરાઈ ! કેટલી ચીવટ — ધાર્યું જ કરવાની ! ... ... ઊંચી ભાવનાઓ છતાં, સારા હેતુ છતાં, તેની તીણી ને નિર્મલ આર્ષ-દૃષ્ટિમાં આટલી સંકુચિતતા કેમ ભાસે છે ? અને આમાં રાજરમત ... ..." ટીકાઓ કરનારના આ બંને પ્રકારના ધ્વનિનો અનુભવ એ નાયકવરને ઇસ્ટરના તહેવારોમાં ઠીક પ્રમાણમાં થએલો એ જાણીતું છે. પણ એ હરખશોક — ટીકાકારોના કે ટીકાવિષયના—તો ક્ષણિક ગણાવા જોઈએ. જે સ્થાયી અને સંગીન કામનો જશ કનૈયાલાલ મુનશીને ખાતે કાળનો ફિરસ્તો લખી રાખશે એ તો પરિષદની સંમેલન-દશા ટાળીને તેને જીવતી, દિનપ્રતિદિન કામ કર્યે જતી સંસ્થાની દશા-માં લાવવાનો; તથા, બેદરકાર ગુજરાતીઓને, સાક્ષર-અસાક્ષર સૌને જ, પહેલાં કરતાં વધારે ઉમંગ ને કાળજીથી સાહિત્યમાં રસ લેતા કરવાનો. તેમની આ બે સ્પષ્ટ ને પ્રકાશમાન સેવાઓને રાગદ્વેષના ધુમ્મસમાંથી ઝગમગતાં કિરણરૂપે એકદમ આગળ તરી આવતી હું જોઉં છું અને એ તેજરેખાઓને વખત વહેવા સાથે વધારે સ્થિર, વધારે વિસ્તાર-વંતી કરવાનાં બળ ને સન્મતિ શુભ્રવસના સરસ્વતી એમને અર્પે, એવું માગું છું.

મહારથીગણમાં બીજાં કોણકોણ શોભતાં હતાં તે જોવા હવે નજર ફેરવીએ.

સૌને ખબર છે તેમ, કેટલાંક વર્ષોથી નક્કી થયું છે કે ગુજરાત એક મહાવૃક્ષ છે. આજે આપણે સાહિત્યપરિષદ પરત્વે પણ એમ જ ઠરાવીએ તો કૈં ખોટું નહિ, કેમ કે તેના નવલ સ્વરૂપના મૂળમાં મુનશીનો કર્મ-યોગ છુપાયો છે અને તેની ડાળે લીલાબહેન ને ચંદ્રશંકરરૂપ કુંપેરો ફુટી છે. એ કુંપેરોની કુમાશ અને નરમાશે આઠમી બેઠકની મંત્રણાઓ હિલચાલો ને તૈયારીઓમાં જે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તેનો વિગત-વાર ઇતિહાસ કોઇક દહાડે લખાશે તો આપણા સાહિત્યજીવનનું એક ઐતિહાસિક પ્રકરણ પ્રકાશમાં આવશે. એ ઇતિહાસમાં નોંધાશે એ એક અગત્યનો મુદ્દો અહીં પણ ટપકાવી લેવા જેવો છેઃ ચંદ્રશંકરનો હિસ્સો લીલાબહેન જેટલો એકલક્ષી ને સાતત્યવાળો ન ગણાય.

ચંદ્રશંકરભાઇએ જે ધ્યેયને રા. મુનશીના અખંડ સહચારી તરીકે મહિનાઓ લગી સેવ્યું હતું તેના જ હિતની ખાતર તેમણે છેલ્લી ઘડીએ ‘ગુજરાતી’કારની હુંફાળી પાંખમાં આશરો લેવાની લાલચને રોકી રાખી હોત, અને સાહિત્યપરિષદના દિવસોમાં પાછા માંદા પડી જવાય એટલી બધી, એટલી બેહદ સેવા નાગરપરિષદની ન કરી હોત તો આઠમી સાહિત્ય-પરિષદ તરફનું પોતાનું ઋણ એમણે પૂરેપૂરૂં અદા કર્યું લેખાત. આ બધી હકીકતો છતાં પ્રસ્તુત ચિત્રાવલિમાં એમને ઊંચું સ્થાન ઘટે છે, કેમ કે ઘણા કટોકટીના પ્રસંગોએ એમણે કાર્યવહનમાં કરેલી મદદ સામાન્ય પ્રકારની નહોતી, તેમ જ સુવાચાળ પ્રચારક તરીકે એમનું કાર્ય યશસ્વી અને પ્રશંસાપાત્ર નીવડ્યું હતું.

મોટાં કામોને નિર્વિઘ્ન આટોપવામાં જેટલી જરૂર મોટાં માણસોની પડે છે તેટલી જ જુદીજુદી શક્તિઓવાળાં મધ્યમ માણસોની પણ

પડે છે. તેમનામાં ધીરજ અને કર્તવ્યબુદ્ધિ જોઇએ, વ્યવસ્થાશક્તિ, સમતોલ ચિત્ત અને હમેશહાજર આવડત જોઇએ, તેમ ઉપરીઓના અવનવીન તરંગો ઝીલવાની અને કોઇ વાર તેમના તોર સહેવાની અખૂટ શક્તિ પણ હોવી જોઇએ. જરાક પણ તલમાં તસુ ઓછું પડતાં રિસાઇ જઇને રાજીનામું ચિતરવાની ટેવથી તેઓ અલિપ્ત હોય, પોતાનું વ્યક્તિત્વ વધારેપડતો વિકાસ ન સાધી બેસે તેની નિરંતર ચિંતા રાખનાર હોય, તો જ મહાભારત પ્રયાસો ને પ્રયોગોની કરોડ લેખે તેઓ અડગ ઉભા રહી શકે છે.

આઠમી સાહિત્યપરિષદનાં વડાં સદ્‌ભાગ્ય કે આ સકળ ગુણોથી અલંકૃત એવી ચાર વ્યક્તિઓ, પરિષદ દેવીની ચાર બલવાન ભુજાઓ સમોવડી, એને સાંપડી હતી. મંત્રીવર્ય મનહરરામ, મહામહેનતુ શંકરપ્રસાદ, સૌ જેમને શોધતા ને સૌએ જેમનાથી ભડકતા એવા અપૂર્વ કર્મવીર લાભશંકર, સ્વયંસેવકોના છબિલા ને ચબરાક સરદાર દયાશંકર – આવાં શુભ નામાભિધાનો એ ચાર વ્યક્તિઓનાં છે. આમાંથી માત્ર સરદારબહાદુર પરિષદમાં ચોમેર ઘૂમતા વારે ઘડીએ દેખાયા કરતા હતા, જ્યારે બીજાઓને બહુધા પોતપોતાનાં આસનેથી – ઑફિસમાં કે બેઠકોમાં – પરિષદનું તંત્ર ચલાવવાનું હતું. એ ફરજ તેમણે શાંતિ અને કુનેહથી બજાવ્યે રાખી – લોકદૃષ્ટિમાં ઝળકવાની કશીએ ઉમેદ કે પરવા વગર. આ કોટિના વધુ કાર્યકરોમાં ગોકુળભાઇ ભટ્ટ, બહેન રસિકમણિ, ભાનુસુખરામ, સન્મુખલાલ અને કેશવપ્રસાદનાં નામો પણ ગણાવવાં ઘટે. એ સર્વની ખંતિલી, નિરાડંબર ને એકનિષ્ઠ સેવાઓ વિના ઘણાં કામો અધૂરાં રહ્યાં હોત અને બહુબહુ અગવડ પડી હોત એ ચોક્કસ છે.

ભગવાનને વેરભાવે ભજનાર ભવાટવીમાંથી વહેલો છૂટે છે એ સનાતન સત્ય છે. આ પરિષદને પણ એ રીતે ભજીને સાહિત્યાટવીમાંથી વેળાસર છૂટવા મથનાર પાંચ મુક્તિમાર્ગીઓની ટુકડી પહેલેથી જ

દેખા દેતી હતી. તેમાં અંબાલાલ જાની હતા; જેઓ સર્વદા "વિલિંગ ટુ સ્ટ્રાઇક, બટ અફ્રેડ ટુ વુણ્ડ" એ કહેતીના મૂર્તિમંત દૃષ્ટાંત લાગતા; તેમાં નગીનદાસ માસ્તર હતા, જેમણે વિષયસમિતિમાં પહેલાં તો જબરૂં આક્રમણ આદર્યું પણ અંતે સમાધાનીનો ઠાવકો રસ્તો લીધો; તેમાં પેલા રમણીયરામ પણ હતા, જેઓ પહેલાં કાચા ઉત્સાહ ને અધૂરી અક્કલના આબાદ નમૂના લેખે પ્રખ્યાત થયા, પણ છેવટે પ્રમુખની મહેરબાનીથી કૈંક ફાવી શક્યા; તેમાં "જયસેકુ તયસા ભીલા" એવા એમના શાગીર્દો પરશુભાઇ ને ઉછરંગરાય હતા, જેમાંના એકે છેલ્લી રાત્રે બેઅદબીથી બળવો ઉઠાવીને કૃષ્ણલાલભાઇ જેવાની પણ ખફગી વહોરી અને બીજાએ–પણ ના, એ બીજાનું જે કૈં પરાક્રમ હતું એ પડદા પાછળથી થએલું, અને તે એવા અંધારાનું જ વિશેષ અધિકારી હોવાથી તેને વિશે આટલેથી જ મૌન ધરીશું.

## ૪

આપણી પરિષદો, સંમેલનો ને મહાસભાઓના રથીને આપણે વારંવાર ભારેખમ વિદ્વત્તા વડે ભરી મૂકીએ છીએ યા તો ભાષણબાજીથી ગાજતોવાજતો કરી નાંખીએ છીએ, એ તો બધું બરાબર; પણ એને સદાકાળ એમ ને એમ થિરથાવર રાખવાને બદલે તેને ગતિ અને વેગ આપનાર સારથીઓ કોણ હોય છે?—અલબત્ત, સમાજના પ્રતિષ્ઠિત મોભાદાર અને પૈસાદાર મહાજનો જ. જે વિષયની પરિષદ હોય તેમાં તેમને રસ પડતો હોય, કે નએ પડતો હોય, પણ એમની થેલીનું મોં ખુલે નહિ અને એમનાં પુણ્યપગલાં આપણી સભાને પાવન કરે નહિ, ત્યાં લગી ગાડું અટકેલું જ સમજવું. એમના વિના આપણાં બધાંએ પાંડિત્ય, બધીએ યોજનાઓ, બધા ઠરાવો ને વાક્છટાઓ શણગારેલા શબ જેવાં લાગે, એ કોણ નથી જાણતું?

આઠમી સાહિત્યપરિષદમાં પણ આ વર્ગના આઠનવ પ્રતિનિધિઓ હતા જ. ત્યાં મંડળની શોભામાં અભિવૃદ્ધિ કરનાર અથવા એથી વધારે સંગીન રીતે પણ પરિષદને સહાયભૂત થનારાઓમાં ઇલાકાની વરિષ્ઠ અદાલતના મુખ્ય ન્યાયમૂર્તિ સર લલ્લુભાઇ શાહ હતા; રાજાપ્રજા ઉભયના માનીતાઓ સર ચુનીલાલ મહેતા અને રા. લલ્લુભાઇ શામળદાસ હતા—જેમાંના બીજાનો તો સાહિત્યમાં પણ થોડાંક ડગલાંનો પ્રવેશ ખરો, એમ એમના પરિચિતો સાક્ષી પૂરશે; એમના કરતાં પણ ઊંડો પ્રવેશ જેમનો ગણાય એવા શેઠ પુરુષોત્તમ વિ. માવજી પણ ત્યાં હતા, જેમનું કલા વિશેનું વ્યાખ્યાન ઘણી માહિતી ને થોડા ઉપયોગી વિચારોવાળું હતું; વળી ત્યાં સમર્થ ગુજરાતી એડવોકેટ જનરલ અને સ્વભાષામાં બોલવાનો સફલ યત્ન કદીકદી કરનાર (જો કે પરિષદમાં તો તેમણે ઉચ્ચાર સરખોએ ન કર્યો ને હાજરી નામની જ આપી) રા. ભુલાભાઇ દેસાઇ હતા; અને જાહેર કરતાં વધારે અંશે ખાનગી રીતે પરિષદના કામનો ઘણો બોજો ઉઠાવનાર શેઠ ગુલાબચંદ ઝવેરી, રા. મણિલાલ નાણાવટી અને રા. મંગળદાસ મહેતાની સેવાઓ પણ આભારપૂર્વક નોંધવાજોગ હતી.

આ સૌ હતા. પણ સારથીઓમાંથી જે બે જણનાં નામ આ વખતના ઉપવેશન જોડે સદાસર્વદા સંકળાએલાં રહેશે એમને તો ગણાવવા બાકી જ છે. એ બે સજ્જનો તે સર મનુભાઇ નંદશંકર અને સર પ્રભાશંકર પટણી. બેઉ માનવંતોએ જુદેજુદે વખતે જુદીજુદી રીતે પરિષદની નાક જાળવી એમ કહેવામાં હકીકતનું જ કથન છે. બીજી રીતે બહુધા નીરસ બનેલી અમદાવાદની–છઠ્ઠી–પરિષદની લાજ જેમ ટાગોર અને ગાંધીજીની હાજરીએ રાખી, અને ભાવનગરમાં જેમ ખબરદારના ભાષણથી તથા કેશવલાલ, બળવંતરાય ને બહેન ચૈતન્યબાળા જેવાંના નિબંધોથી સફળતા સાધી શકાઇ, તેમ સાહિત્યદૃષ્ટિએ મુંબાઇની પરિષદનાં યશોગાન

દેખા દેતી હતી. તેમાં અંબાલાલ જાની હતા; જેઓ સર્વદા "વિલિંગ ટુ સ્ટ્રાઇક, બટ અફ્રેડ ટુ વુણ્ડ" એ કહેતીના મૂર્તિમંત દૃષ્ટાંત લાગતા; તેમાં નગીનદાસ માસ્તર હતા, જેમણે વિષયસમિતિમાં પહેલાં તો જબરૂં આક્રમણ આદર્યું પણ અંતે સમાધાનીનો ડાહ્યો રસ્તો લીધો; તેમાં પેલા રમણીયરામ પણ હતા, જેઓ પહેલાં કાચા ઉત્સાહ ને અધૂરી અક્કલના આબાદ નમૂના લેખે પ્રખ્યાત થયા, પણ છેવટે પ્રમુખની મહેરબાનીથી કૈંક ફાવી શક્યા; તેમાં "જયસેકુ તયસા ભીલા" એવા એમના શાગીર્દો પરશુભાઇ ને ઉછરંગરાય હતા, જેમાંના એકે છેલ્લી રાત્રે બેઅદબીથી બળવો ઊઠાવીને કૃષ્ણલાલભાઇ જેવાની પણ ખફગી વહોરી અને બીજાએ–પણ ના, એ બીજાનું જે કૈં પરાક્રમ હતું એ પડદા પાછળથી થએલું, અને તે એવા અંધારાનું જ વિશેષ અધિકારી હોવાથી તેને વિશે આટલેથી જ મૌન ધરીશું.

૪

આપણી પરિષદો, સંમેલનો ને મહાસભાઓના રથીને આપણે વારંવાર ભારેખમ વિદ્વત્તા વડે ભરી મૂકીએ છીએ યા તો ભાષણબાજીથી ગાજતોવાજતો કરી નાંખીએ છીએ, એ તો બધું બરાબર; પણ એને સદાકાળ એમ ને એમ થિરથાવર રાખવાને બદલે તેને ગતિ અને વેગ આપનાર સારથીઓ કોણ હોય છે?—અલબત્ત, સમાજના પ્રતિષ્ઠિત મોભાદાર અને પૈસાદાર મહાજનો જ. જે વિષયની પરિષદ હોય તેમાં તેમને રસ પડતો હોય, કે નએ પડતો હોય, પણ એમની થેલીનું મોં ખુલે નહિ અને એમનાં પુણ્યપગલાં આપણી સભાને પાવન કરે નહિ, ત્યાં લગી ગાડું અટકેલું જ સમજવું. એમના વિના આપણાં બધાંએ પાંડિત્ય, બધીએ યોજનાઓ, બધા ઠરાવો ને વાક્છટાઓ શણગારેલા શબ જેવાં લાગે, એ કોણ નથી જાણતું?

આઠમી સાહિત્યપરિષદમાં પણ આ વર્ગના આઠનવ પ્રતિનિધિઓ હતા જ. ત્યાં મંડળની શોભામાં અભિવૃદ્ધિ કરનાર અથવા એથી વધારે સંગીન રીતે પણ પરિષદને સહાયભૂત થનારાઓમાં ઇલાકાની વરિષ્ઠ અદાલતના મુખ્ય ન્યાયમૂર્તિ સર લલ્લુભાઇ શાહ હતા; રાજાપ્રજા ઉભયના માનીતાઓ સર ચુનીલાલ મહેતા અને રા. લલ્લુભાઇ શામળદાસ હતા—જેમાંના બીજાનો તો સાહિત્યમાં પણ થોડાંક ડગલાંનો પ્રવેશ ખરો, એમ એમના પરિચિતો સાક્ષી પૂરશે; એમના કરતાં પણ ઊંડો પ્રવેશ જેમનો ગણાય એવા શેઠ પુરુષોત્તમ વિ. માવજી પણ ત્યાં હતા, જેમનું કલા વિશેનું વ્યાખ્યાન ઘણી માહિતી ને થોડા ઉપયોગી વિચારોવાળું હતું; વળી ત્યાં સમર્થ ગુજરાતી એડવોકેટ જનરલ અને સ્વભાષામાં બોલવાનો સફલ યત્ન કદીકદી કરનાર (જો કે પરિષદમાં તો તેમણે ઉચ્ચાર સરખોએ ન કર્યો ને હાજરી નામની જ આપી) રા. ભુલાભાઇ દેસાઇ હતા; અને જાહેર કરતાં વધારે અંશે ખાનગી રીતે પરિષદના કામનો ઘણો બોજો ઉઠાવનાર શેઠ ગુલાબચંદ ઝવેરી, રા. મણિલાલ નાણાવટી અને રા. મંગળદાસ મહેતાની સેવાઓ પણ આભારપૂર્વક નોંધવાજોગ હતી.

આ સૌ હતા. પણ સારથીઓમાંથી જે બે જણનાં નામ આ વખતના ઉપવેશન જોડે સદાસર્વદા સંકળાએલાં રહેશે એમને તો ગણાવવા બાકી જ છે. એ બે સજ્જનો તે સર મનુભાઇ નંદશંકર અને સર પ્રભાશંકર પટણી. બેઉ માનવંતોએ જુદેજુદે વખતે જુદીજુદી રીતે પરિષદની નાક જાળવી એમ કહેવામાં હકીકતનું જ કથન છે. બીજી રીતે બહુધા નીરસ બનેલી અમદાવાદની—છઠ્ઠી—પરિષદની લાજ જેમ ટાગોર અને ગાંધીજીની હાજરીએ રાખી, અને ભાવનગરમાં જેમ ખબરદારના ભાષણથી તથા કેશવલાલ, બળવંતરાય ને બહેન ચૈતન્યબાળા જેવાંના નિબંધોથી સફળતા સાધી શકાઇ, તેમ સાહિત્યદૃષ્ટિએ મુંબાઇની પરિષદનાં યશોગાન

ગવરાવનાર તો વડોદરાના વ્યવસાયી વિદ્વાનનું પરમ સંસ્કારી ઉન્નતકારી વ્યાખ્યાન જ હતું. આપણી કલાચર્ચાના સાહિત્યમાં તેનાથી એક કાયમનો ઉમેરો થયો છે અને વર્ષો સુધી તે નવીનો તેમ જ નિષ્ણાતોના માર્ગને પ્રકાશમાન કરશે એ નિર્વિવાદ છે.

ઘણા જલદ વાતાવરણવાળા એક પ્રસંગે સર પ્રભાશંકરે ભજવેલા ભાગે તો એ સુવીર મુત્સદ્દીને ઘેરઘેર ને છાપેછાપે મશહૂર—ત્યાર સુધીમાં હતા તેથી પણ જરા વધારે મશહૂર – બનાવી દીધા છે એટલે એ વાતનો વધુ ઉલ્લેખ બિનજરૂરી છે. પણ એકએ સવાલ પૂછ્યા વિના રહેવાતું નથીઃ ગીત ગવાતું'તું ત્યારે જે લોકઅહેલામણો શ્મશ્રુ-અભિનય એમણે ઝટ દેતાકને કર્યો, તેવો ભાવનગરરાજ્યની હદમાં કરવાની ઊર્મિ તેમને કદી યે થઇ આવત ખરી? અને અહીં એ કરવાથી પરિષદના કે પોતાના ગૌરવમાં એમણે કેટલા ટકાનો વધારો કર્યો? પણ, એમના કોઇ પક્ષવાદી આ સવાલોએ પૂછી શકેઃ તમે સાક્ષરદુરક્ષરોએ મળીને વસ્તુસ્થિતિ જ એવી નહોતી કરી નાંખી કે એ અભિનય આવશ્યક બને? ને, એ સમયસરની ચેષ્ટા કેટલી જાદુઇ અસર કરનારી પણ નીવડી? એ કીમિયો તમારાથી થાત કદી?

## ૫

થયું. પરિષદ-પલટણના મુખ્ય નાયકો તો આમ ઊકલી ગયા. હવે આપણે તેના રથીઓ ને સૈનિકોનાં જ આછાં ચિત્રં આપવાનાં રહ્યાં. અને એ પતે એટલે લેખ પણ પતવાની અણી પર સમજવો.

રા. મટુભાઇ કાંટાવાળાએ પોતાના પ્રિયતમ આમવર્ગ જોડે કરાર કર્યો લાગે છે. "તમને હરપરિષદે હું એકેક હક અપાવીશ; બદલામાં તમારે મને તમારો નેતા નિમ્યા કરવો." એ રીતે એમણે ભાવનગરમાં

જોડણીનો અને અહીં ઠરાવ પર સુધારાઓ આણવાનો હક અપાયો એ જાણીતું છે. બીજા રથી હીરાલાલ પારેખમાં જો ભરતરામની સ્ફૂર્તિ અને મટુભાઇની અસરકારક અવાજ–પ્રભુતા હોત તો પોતાની નૈસર્ગિક શક્તિઓને તેઓ ઘણી વધારે દીપાવી શકત. તો પણ, એમણે અને રા. ભરતરામે પરિષદને લગતા વહીવટી કામમાં લાંબા વખતથી આપેલો ફાળો નાનોસૂનો નથી એ સ્વીકારવું જોઇએ. એ જ રીતે, રા. હરગોવનદાસ પારેખે પ્રદર્શનના વ્યવસ્થાપક તરીકે તથા રા. મોતીચંદ કાપડિયાએ મકાન વગેરેની સગવડને લગતો ઘણો ભાર ઉપાડી લીધેલો તેને માટે પણ કાર્યવાહકો તેમના લાંબા વખત લગી ઋણી રહેશે. રા. કાપડિયાએ તો વિદ્વત્તા ભરેલો નિબંધ પણ વાંચ્યો હતો. નિબંધ-ક્ષેત્રમાં સારું ખેડાણ કરી બતાવનાર ભાઇબહેનોનો ઉલ્લેખ પણ અહીં જ થવો જોઇએ. તેમાં ડૉ. નાયક, રા. હોડીવાળા, રા. વ્યોમેશચંદ્ર, રા. મુનિકુમાર, રા. રમણલાલ યાજ્ઞિક, સૌ. સરોજિની મહેતા, સૌ. ચૈતન્યબાળા, રા. જે. ઇ. સંજાણા, પ્રો. ફૂરકાળ, રા. મોહનલાલ દેસાઇ, રા. વિજયલાલ ધ્રુવ વગેરેનું કાર્ય પ્રશંસાપાત્ર અને પોતપોતાની રીતે રસમય બનેલું હતું. અને કવિરાજો લલિતજી અને રાયચુરાજીને પણ કેમ ભુલાય ? તેઓ ન હોત, અને અહીંઆં ન ગણાવાયલા ભિન્નભિન્ન વયના ને કક્ષાના સાહિત્યસેવકો ન હોત, તો પરિષદમાં ઉત્સાહનાં મોજાં ક્યાંથી ઉછળ્યાં હોત ? અને આપણે અંતમાં ક્યાંથી સાનંદ પુકારી શક્યા હોત કે "બોલો શ્રી સાહિત્યપરિષદ માતકી જે... !" ?

# કૌમુદીસેવકગણ

*The Petty Done, the vast Undone*

## ૧

ગુજરાતી વિચારકોમાંથી જેમને કુદરતે નિર્મળ આર્ષદૃષ્ટિ બક્ષી છે, તેમના મનમાં કેટલાક વખતથી એક વાત દહાડેદહાડે વધારે ચોકસાઈથી અને સચોટપણે સ્પષ્ટ થતી જાય છે. તેમણે જોયું છે કે પ્રજાજીવનનાં બીજાં અંગોની જેમ સાહિત્યવિકાસ સંબંધી પણ સ્થિર ચિત્તથી, ગંભીરતાથી અને લાંબી નજર પહોંચાડીને વિચાર અને કામ કરવાની જરૂર છે. અને અત્યારની સ્થિતિ પર જેમ વધુ વિચાર કરીએ તેમ એ જરૂર વધારે મોટી લાગતી જાય છે. આજે ગુજરાતી લેખક તેમ જ ભાવક,[1] બંને લક્ષ્યહીન છે, દિશાસૂઝ વિનાના છે, એ કોઈનું અજાણ્યું નથી. પ્રચલિત શિક્ષણપદ્ધતિનો પ્રભાવ જ એવો છે કે સંસ્કારી લેખક પણ અલ્પજ્ઞ પ્રજાવિમુખ ને પરાવલંબી બને; અને સંસ્કારી ભાવકનો તો, આવી હાલત હોય ત્યાં, અલ્પસંતોષી ને અહોભાવયુક્ત બનવું એ જન્મસિદ્ધ હક્ક જ ગણાય. એ બેમાંથી કોણ વધારે સુધારાને પાત્ર છે એ નક્કી કરવું મુસ્કેલ છે. લેખક પાસે ઊંચી લેખનકલાનું ધોરણ નથી અને ભાવક પાસે ઊંચી લેખપરીક્ષાનું ધોરણ નથી. પરિણામે, પહેલો

૧. ભાવક=વાચક શ્રોતા અથવા પ્રેક્ષક

# કૌમુદીસેવકગણ

*The Petty Done, the vast Undone*

૧

ગુજરાતી વિચારકોમાંથી જેમને કુદરતે નિર્મળ આર્ષદૃષ્ટિ બક્ષી છે, તેમના મનમાં કેટલાક વખતથી એક વાત દહાડેદહાડે વધારે ચોકસાઈથી અને સચોટપણે સ્પષ્ટ થતી જાય છે. તેમણે જોયું છે કે પ્રજાજીવનનાં બીજાં અંગોની જેમ સાહિત્યવિકાસ સંબંધી પણ સ્થિર ચિત્તથી, ગંભીરતાથી અને લાંબી નજર પહોંચાડીને વિચાર અને કામ કરવાની જરૂર છે. અને અત્યારની સ્થિતિ પર જેમ વધુ વિચાર કરીએ તેમ એ જરૂર વધારે મોટી લાગતી જાય છે. આજે ગુજરાતી લેખક તેમ જ ભાવક,[૧] બંને લક્ષ્યહીન છે, દિશાસૂઝ વિનાના છે, એ કોઈનું અજાણ્યું નથી. પ્રચલિત શિક્ષણપદ્ધતિનો પ્રભાવ જ એવો છે કે સંસ્કારી લેખક પણ અલ્પજ્ઞ પ્રજાવિમુખ ને પરાવલંબી બને; અને સંસ્કારી ભાવકનો તો, આવી હાલત હોય ત્યાં, અલ્પસંતોષી ને અહોભાવયુક્ત બનવું એ જન્મસિદ્ધ હક્ક જ ગણાય. એ બેમાંથી કોણ વધારે સુધારાને પાત્ર છે એ નક્કી કરવું મુશ્કેલ છે. લેખક પાસે ઊંચી લેખનકલાનું ધોરણ નથી અને ભાવક પાસે ઊંચી લેખપરીક્ષાનું ધોરણ નથી. પરિણામે, પહેલો

૧. ભાવક=વાચક શ્રોતા અથવા પ્રેક્ષક

સાધારણ કામ બતાવ્યા છતાં અસાધારણતાની છાપ પાડી શકે છે; બીજે સાંકડી ને અંધારી મનોદશામાં અહર્નિશ વિહરતો, શુદ્ધ સાહિત્યના લોકોત્તર આનંદોથી વંચિત જ રહે છે. આ બેમાંથી એકકેનો ઉદ્ધાર અભિનવ, તેજસ્વી સાહિત્યદર્શન વિના સમીપ નથી એ ચોક્કસ છે.

ત્યારે પ્રજાને એવું સાહિત્યદર્શન કોણ કરાવી શકે? – અત્યારે જેમના હાથમાં સાહિત્યનું તંત્ર છે તેઓ તો નહિ જ. તેમણે સાહિત્યને જીવનનું અનસ્ત ધ્રુવ સમાણું ધ્યેય નથી ઠરાવ્યું, પણ નછૂટકે, આકસ્મિક ઊર્મિ કોઇ કાળે આવે તો પૂરતી સગવડ મળ્યે, ફુરસદે બજાવવાની ફરજોમાં તેને ગણ્યું છે. એ રીતે થએલું કાર્ય પણ સર્વથા નકામું નીવડ્યું છે એમ તો નહિ જ; પણ જે વણકર્યું પડ્યું છે તેના પ્રમાણમાં કરેલું સાવ નજીવું અને આછું જ છે. આ દશા કાર્યકરોને નડતી સંજોગોની પ્રતિકૂળતાને આભારી છે એમ વિચાર કરતાં સમજાશે. અને એ પ્રતિકૂળતા જે પ્રમાણમાં ધીટાડી શકાય તે જ પ્રમાણમાં આગામી સાહિત્યને નિર્લક્ષ્ય નિરંકુશ બનીને મનભાવતે માર્ગે વળી જતું અટકાવી શકાય એ દેખીતું છે.

તો – ગુજરાતના સાહિત્યપ્રવાહને સાચે અને ઉચ્ચતર માર્ગે વાળીને આપણને એ પ્રદેશમાં નવું દર્શન કરાવવા કોણ સમર્થ થશે?

## ૨

જેને સાહિત્યનો જ નાદ લાગ્યો હોય; જેના જીવનની પળેપળ સાહિત્યભક્તિથી રંગાઇ રહી હોય; જેને આઠે પહોર સાહિત્ય સિવાય બીજી વાતનું ચિંતવન ન હોય; જેનું મન નિરંતર સાહિત્યવૃદ્ધિનો જ વિચાર કરે, હૃદય સદા સાહિત્યની અવદશા દેખી દાઝે, સર્ગશક્તિ

વારંવાર સાહિત્યકૃતિને રૂપે સાક્ષાત્કાર શોધવા તલસતી હોય; જે ગંભીરાઈથી છતાં પ્રગલ્ભપણે નવા વિચારો કરતાં ડરે નહિ, ઊંડામાં ઊંડા અભ્યાસમાં પરોવાઈ રહેતાં થાકે નહિ, કંટાળે નહિ; સખ્તમાં સખ્ત વૈતરાં સાહિત્યપ્રીત્યર્થે હોંસભેર ને હસતે મુખે કરવામાં રાત કે દિવસ જોવા રોકાય નહિ; જે સર્વ લૌકિક ધર્મોને પરિત્યજીને એક સાહિત્યધર્મનું જ શરણું લેવા ઉત્કંઠિત હોય; જે તનમન સાહિત્યને જ સમર્પીને, ધનલાલસા અને કીર્તિલાલસાને બાળીને, સેવાઓમાં સાહિત્યસેવા જ શ્રેષ્ઠ છે એવો આગ્રહી મત ધરાવતો હોય; અને સેવાના એ સહસ્રશિખ યજ્ઞકુંડમાં પોતાનું સર્વસ્વ, ઉગ્ર તેટલી જ ધન્ય નિર્દયતાથી, ગમે તે પળે હોમી દેવા તૈયાર હોય—આવા ભેખધારીઓ સિવાય બીજું કોઈ આજના ગુજરાતને – શું સિદ્ધાંતથી, શું દૃષ્ટાંતથી – સાહિત્યનું નવું દર્શન કે પ્રાણવતી ભાવના આપી શકે તેમ લાગતું નથી.

સાહિત્યવિકાસ સારૂ અભ્યાસ, ચિંતન અને લેખન તેમ જ અન્ય પ્રચારનું કામ જીવનપર્યંત આવા ભેખધારી ('મિશનરી') તરીકે કરવા લાયક હોય, ઉત્સુક હોય, અને તત્પર હોય, તેવા કોઈ પણ કોમ કે ધર્મના અઢાર ઉપરની વયના, માતૃભાષાએ ગુજરાતી એવા સાહિત્યસેવકોની શક્તિઓને એકત્રિત કરવાના ઉદ્દેશથી કૌમુદીસેવકગણની[2] યોજના તૈયાર કરી છે. આ નિબંધને અંતે આપેલા પહેલા પરિશિષ્ટમાંના નિયમો (જે ખરી રીતે હજી નિયમોનો ટૂંકો ખરડો જ છે તે) પરથી જણાશે કે સેવકગણની ઘટના મુખ્યત્વે 'સર્વંટ્સ ઑફ ઇંડિયા સોસાયટી'ના

૨. 'કૌમુદી' નું નામ નવી સંસ્થા સાથે જોડાવાનું ખાસ કારણ એટલું જ કે ત્રૈમાસિક જે ભાવનાઓ મૂર્ત કરવા કોશિશ કરે છે તે જ સેવકગણની ભાવનાઓ રહેશે. પણ બીજું કોઇ યોગ્ય નામ સૂચવાય તો આને જ માટે કશો આગ્રહ નથી.

ધોરણ પર રાખવાનો વિચાર છે. પૂરતા કાર્યકરો અને પૂરતાં નાણાં મળતાં ગણની પ્રવૃત્તિ શરૂ થઇ શકશે. તેણે હાથ ધરવાનાં કેટલાંક કાર્યોની સૂચનારૂપ યાદી અહીં રજૂ કરી છે.

૩

૧. સાહિત્યનો વિશ્વકોશ: (જગતભરનાં ત્રીસેક સાહિત્યોનો પ્રવાહ પ્રાંતમાં વહેતો થાય એવા આશયથી આ કોશ રચવો. તેની યોજનાની કેટલીક વિગતો આ લેખમાં આગળ તેમ જ પરિશિષ્ટો નં. એથી ચારમાં આપી છે.)

૨. ગુજરાતી ગ્રંથકારોનો ચરિત્રકોશ: (એવરીમેન્સ લાયબ્રેરીમાંની 'બાયોગ્રાફિકલ ડિક્શનરી ઑફ ઇંગ્લિશ લિટરેચર'ની ઢબ પર રસમય શૈલીમાં લખાયલાં, પણ તેનાથી વિસ્તૃત એવાં, આદિકાળથી સં. ૧૯૭૦ સુધીના ગુજરાતી કવિઓ ને ગ્રંથકારોનાં સંક્ષિપ્ત ચરિત્રોનો કક્કાવાર કોશ.)

૩. ગૂર્જરચરિત્રકોશ: ('ડિક્શનરી ઑફ નેશનલ બાયોગ્રાફિ'ની ઢબ પર, પહેલેથી ૧૯૭૦ સુધીનાં સર્વ જાણીતાં ગુજરાતી નર-નારીનાં ચરિત્રો.)

૪. ભારતકથાકોશ: (વેદ, પુરાણો, રામાયણ, મહાભારત, વગેરેમાં જે વ્યક્તિઓ કે સ્થળોનાં વર્ણન હોય તેમનો નવેસરથી લખેલો ટૂંક પરિચય– કૈંક 'નર્મકથાકોશ'ની રીતે : અંગ્રેજીમાં 'ક્લાસિક્લ ડિક્શનરી' હોય છે તેના જેવો ગ્રંથ.)

૫. પત્રકારત્વ—સર્વસંગ્રહ: (તેમાં જગતના હિંદના અને આપણા પત્રકારત્વનો સંપૂર્ણ અદ્યતન ઇતિહાસ, મહાન પત્રકારોનાં જન્મચરિત્ર, પત્રકારત્વના દેશીવિદેશી પારિભાષિક શબ્દોની વ્યાખ્યા; તેમ જ છાપખાનું,

વ્યવસ્થા, જાહેરાત વગેરે પત્રકારત્વનાં મહત્ત્વનાં અંગોની પ્રાથમિક જરૂર-જોગી માહિતી યોજનાપૂર્વક ગોઠવવી.)

૬. સમકાલીન સાહિત્યનો સર્વપરિચય: (૧૯૭૦ પછીની સાહિત્યની પ્રગતિનો અહેવાલ, તેમજ વર્તમાન ગ્રંથકર્તાઓ, પ્રકાશકો તથા પત્રકારો વિશે સંપૂર્ણ હકીકતો; બીજી રીતે કહેતાં, સાહિત્ય પત્રકારત્વ અને પ્રકાશનના ધંધાનું 'હુ ઇઝ હુ')

૭. આ સિવાય લલિત કલાઓનો ચિત્રમય ઇતિહાસ, સમસ્ત જગતની રંગભૂમિનો ઇતિહાસ તથા સિનેમાનો વિકાસ ઉપયોગ અને અસર વિશે પણ ગ્રંથિકાઓ રચવી.

૮. પ્રચારકામ: સાહિત્યવિષયક જાગૃતિ પ્રજામાં અખંડપણે ચાલુ રહે માટે, ગુજરાતી વસ્તીવાળાં સ્થળોમાં, શિષ્ટતાનું ધોરણ બરાબર જાળવીને, સેવકગણ તરફથી તેના સેવકો કે બહારના વિદ્વાનો પાસે ગુજરાતીમાં પદ્ધતિસર જાહેર વ્યાખ્યાનમાળા, લગભગ બારે માસ, અને ગણની વિવિધ ભાવનાઓ સિદ્ધ થાય એ દૃષ્ટિથી, ગોઠવવી. પત્રિકાઓ પણ આ જ બાબતો લક્ષમાં રાખી બહાર પાડવી. વખતોવખત આખ્યાનો, રાસગરબા, વાર્તાકથન ને ગીતોના પ્રસંગ પણ યોજવા. 'રેપર્ટરી થીએટર' જેવાં શિષ્ટ ખાનગી નાટ્ય-મંડળો ખોલવાં. કાર્યવાહક સમિતિ ઠરાવે તો, 'કૌમુદી' પત્ર પણ સેવકગણના જ મુખપત્ર તરીકે બહાર પાડવું. આગળ જતાં સાહિત્યકલાવિષયક સાપ્તાહિક પણ, તેને માટે સમય આવેલો લાગે તો, પ્રસિદ્ધ કરવું.

૪

કાર્યોની ઉપલી યાદીને અંગે બે મહત્ત્વનાં બિંદુઓ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

પહેલું : વાંચનાર જોશે કે આ કામો બેપાંચ વરસમાં પતે તેવાં નથી, તેમ, બેપાંચ બીજી પ્રવૃત્તિવાળા માણસો અવકાશે વિચારી લે ને અવકાશે લખી કાઢે એવા પણ એ ગ્રંથો નથી. એકેક કામ જાણે એકેક મહાભારત રચવા જેવડું ભવ્ય છે અને પૂરેપૂરી સંગીનતા, સંઘબળ ને વ્યવસ્થાશક્તિ માગી લે તેવું છે. ગણની પ્રવૃત્તિને અનેક પેઢીઓ સુધી, અનેક સેવકોની ચાલુ સેવાનો ઉપયોગ કરવો પડે તેવાં તેનાં આ મહત્ત્વાકાંક્ષી કામો છે. તે પાર પાડવાને આ યોજના પ્રમાણેની સંસ્થા ઉભી કરવી એ જ સામાન્ય માણસની મતિને તો મૂંઝવે તેવી વાત છે. તેથી, અત્યારની સાહિત્યસંસ્થાઓમાંથી કોઇ ઉપલા ગ્રંથો લખવાલખાવવા તૈયાર હોય, તેના કાર્યકરો જો આ ભાવિ સેવકોની જેમ ભેખ ધરવાના ઇચ્છુક હોય, તો નવી સંસ્થા અને તેની સાથે અસંખ્ય નવી ફરજો ને ઉપાધિઓ પ્રજાને શિરે નવેસરથી નાંખવાની કોઇની મરજી નથી. માટે, જો કોઇ ચાલુ સાહિત્યસેવી સંસ્થા–કોઇ યુનિવર્સિટી કે વિદ્યાપીઠ પણ, કેમ કે ખરી રીતે તેનું જ આ કર્તવ્ય છે–આ યોજના ઝીલી લેવા ને જીરવવા શક્તિમાન હોય તો તે પણ યોજનાને પોતાની કરી શકે તેમ છે. નહિ તો પછી નવી સંસ્થા ઘડવાની તો છે જ.

બીજું એ લક્ષમાં રાખવાનું છે કે સેવકગણ પરપ્રત્યયનેયબુદ્ધિ ત્યજીને કામ કરે તો જ તેણે કૈંક કર્યું કહેવાશે. આપણી તેમ પારકી પ્રજાઓ અને પારકી ભાષાઓએ આપણા વિષયને લગતા હમણાં સુધીમાં કરેલા કાર્યને વપરાશમાં લેવાની, અલબત્ત, આપણને જરૂર પડશે. પણ એ પ્રજા ને ભાષાઓ આપણી સેવિકા રહે, સ્વામિની ન બની બેસે, એની ખાસ સરત રાખવાની છે. એવી સંપૂર્ણ માનસિક સ્વતંત્રતા સાધવા સારૂ સેવકગણે પોતાની આર્ષદષ્ટિને સદાસર્વદા તીક્ષ્ણ ને સચેત રાખવી પડશે. સેવકો જો ગુજરાતના ભૂતકાળથી વાકેફ હશે, તેની

પરંપરાને સમજપૂર્વક ઉપયોગમાં લઇ શકશે, ગુજરાતના સર્વ ભાગોમાં સારી રીતે ફરેલા હોઇને તેની વર્તમાન જરૂરતોને પૂરેપૂરી પિછાનતા થયા હશે, અને ભૂત કે વર્તમાન એકેનું દાસત્વ સ્વીકાર્યા વિના, ભવિષ્યમાં જગતની મહાપ્રજાઓની પંક્તિમાં વિરાજનાર આ ગુજરાતી પ્રજાને હવે શાનીશાની જરૂર પડશે તે જોઇ શકનાર આજન્મ દ્રષ્ટાઓ હશે, તો જ સેવકગણયોજનાનું સાફલ્ય થશે.

હવે, કૌમુદીસેવકગણની જે પ્રથમ પ્રવૃત્તિ, સાહિત્યનો વિશ્વકોશ, તેની રૂપરેખા આલેખીએ.

આ કામ સૌથી પહેલું શા માટે હાથમાં લેવું તેનો થોડો ખુલાસો શરૂઆતમાં કરવો જોઇએ.

સાહિત્યનો—એટલે વાઙ્મયના સર્વ પ્રકારોનો નહિ પણ માત્ર સર્જનાત્મક પ્રકારનો—પ્રભાવ હરકોઇ પ્રજાના જીવન પર સૌથી વ્યાપક અને ઊંડો પડે છે. સર્ગશક્તિમાંથી ઉદ્‌ભવેલી કૃતિઓ પ્રજાત્માનાં સૌથી ગહન સત્યો અને સૌથી મધુર સૌંદર્યોને મૂર્ત કરનારી હોય છે. એ ભૂતકાળનો પ્રતિશબ્દ અને ભાવિનું પ્રેરકબળ હોય છે. આ કારણોથી, સાહિત્યનો વિકાસ પોતાને ત્યાં, ઇતર પ્રાંતોમાં અને દેશદેશાંતરમાં કેટલો અને કેવી જાતનો થયો છે તે આપણે જાણવાની અગત્ય મોટી છે. પ્રત્યેક દેશકાળમાં એવું બન્યું છે કે સ્વત્વના ભાનવાળી પ્રજા જ્યારે બીજાં સાહિત્યોના પ્રવાહને પોતાને આંગણે વિવેકપૂર્વક અને સમજદારીથી વહેતો કરે છે અથવા વહેતો થવા દે છે ત્યારે તેને લાભ જ થયો છે, હાનિ નહિ. મધ્યકાળમાં શામળભટ્ટ અને દયારામ પર થએલી હિંદી તથા વ્રજ ભાષાઓની અસર; પછી પ્રબોધકાળમાં આ તરફ બીજાઓ ઉપરાંત નર્મદ, નરસિંહરાવ અને ગોવર્ધનરામ તથા પેલી બાજુ મધુસૂદન, બંકિમ, હ. ના. આપ્ટે કે ભારતેંદુ

પહેલું : વાંચનાર જોશે કે આ કામો બેપાંચ વરસમાં પતે તેવાં નથી, તેમ, બેપાંચ બીજી પ્રવૃત્તિવાળા માણસો અવકાશે વિચારી લે ને અવકાશે લખી કાઢે એવા પણ એ ગ્રંથો નથી. એકેક કામ જાણે એકેક મહાભારત રચવા જેવડું ભવ્ય છે અને પૂરેપૂરી સંગીનતા, સંઘબળ ને વ્યવસ્થાશક્તિ માગી લે તેવું છે. ગણની પ્રવૃત્તિને અનેક પેઢીઓ સુધી, અનેક સેવકોની ચાલુ સેવાનો ઉપયોગ કરવો પડે તેવાં તેનાં આ મહત્ત્વાકાંક્ષી કામો છે. તે પાર પાડવાને આ યોજના પ્રમાણેની સંસ્થા ઉભી કરવી એ જ સામાન્ય માણસની મતિને તો મૂંઝવે તેવી વાત છે. તેથી, અત્યારની સાહિત્યસંસ્થાઓમાંથી કોઇ ઉપલા ગ્રંથો લખવાલખાવવા તૈયાર હોય, તેના કાર્યકરો જો આ ભાવિ સેવકોની જેમ ભેખ ધરવાના ઇચ્છુક હોય, તો નવી સંસ્થા અને તેની સાથે અસંખ્ય નવી ફરજો ને ઉપાધિઓ પ્રજાને શિરે નવેસરથી નાંખવાની કોઇની મરજી નથી. માટે, જો કોઇ ચાલુ સાહિત્યસેવી સંસ્થા–કોઇ યુનિવર્સિટી કે વિદ્યાપીઠ પણ, કેમ કે ખરી રીતે તેનું જ આ કર્તવ્ય છે–આ યોજના ઝીલી લેવા ને જીરવવા શક્તિમાન હોય તો તે પણ યોજનાને પોતાની કરી શકે તેમ છે. નહિ તો પછી નવી સંસ્થા ઘડવાની તો છે જ.

બીજું એ લક્ષમાં રાખવાનું છે કે સેવકગણ પરપ્રત્યયનેયબુદ્ધિ ત્યજીને કામ કરે તો જ તેણે કૈંક કર્યું કહેવાશે. આપણી તેમ પારકી પ્રજાઓ અને પારકી ભાષાઓએ આપણા વિષયને લગતા હમણાં સુધીમાં કરેલા કાર્યને વપરાશમાં લેવાની, અલબત્ત, આપણને જરૂર પડશે. પણ એ પ્રજા ને ભાષાઓ આપણી સેવિકા રહે, સ્વામિની ન બની બેસે, એની ખાસ સરત રાખવાની છે. એવી સંપૂર્ણ માનસિક સ્વતંત્રતા સાધવા સારૂ સેવકગણે પોતાની આર્ષદૃષ્ટિને સદાસર્વદા તીક્ષ્ણ ને સચેત રાખવી પડશે. સેવકો જો ગુજરાતના ભૂતકાળથી વાકેફ હશે, તેની

પરંપરાને સમજપૂર્વક ઉપયોગમાં લઇ શકશે, ગુજરાતના સર્વ ભાગોમાં સારી રીતે ફરેલા હોઇને તેની વર્તમાન જરૂરતોને પૂરેપૂરી પિછાનતા થયા હશે, અને ભૂત કે વર્તમાન એકેનું દાસત્વ સ્વીકાર્યા વિના, ભવિષ્યમાં જગતની મહાપ્રજાઓની પંક્તિમાં વિરાજનાર આ ગુજરાતી પ્રજાને હવે શાનીશાની જરૂર પડશે તે જોઇ શકનાર આજન્મ દ્રષ્ટાઓ હશે, તો જ સેવકગણયોજનાનું સાફલ્ય થશે.

હવે, કૌમુદીસેવકગણની જે પ્રથમ પ્રવૃત્તિ, સાહિત્યનો વિશ્વકોશ, તેની રૂપરેખા આલેખીએ.

આ કામ સૌથી પહેલું શા માટે હાથમાં લેવું તેનો થોડો ખુલાસો શરૂઆતમાં કરવો જોઇએ.

સાહિત્યનો—એટલે વાઙ્મયના સર્વે પ્રકારોનો નહિ પણ માત્ર સર્જનાત્મક પ્રકારનો—પ્રભાવ હરકોઇ પ્રજાના જીવન પર સૌથી વ્યાપક અને ઊંડો પડે છે. સર્ગશક્તિમાંથી ઉદ્ભવેલી કૃતિઓ પ્રજાત્માનાં સૌથી ગહન સત્યો અને સૌથી મધુર સૌંદર્યોને મૂર્ત કરનારી હોય છે. એ ભૂતકાળનો પ્રતિશબ્દ અને ભાવિનું પ્રેરકબળ હોય છે. આ કારણોથી, સાહિત્યનો વિકાસ પોતાને ત્યાં, ઇતર પ્રાંતોમાં અને દેશદેશાંતરમાં કેટલો અને કેવી જાતનો થયો છે તે આપણે જાણવાની અગત્ય મોટી છે. પ્રત્યેક દેશકાળમાં એવું બન્યું છે કે સ્વત્વના ભાનવાળી પ્રજા જ્યારે બીજાં સાહિત્યોના પ્રવાહને પોતાને આંગણે વિવેકપૂર્વક અને સમજદારીથી વહેતો કરે છે અથવા વહેતો થવા દે છે ત્યારે તેને લાભ જ થયો છે, હાનિ નહિ. મધ્યકાળમાં શામળભટ્ટ અને દયારામ પર થએલી હિંદી તથા વ્રજ ભાષાઓની અસર; પછી પ્રબોધકાળમાં આ તરફ બીજાઓ ઉપરાંત નર્મદ, નરસિંહરાવ અને ગોવર્ધનરામ તથા પેલી બાજુ મધુસૂદન, બંકિમ, હ. ના. આપ્ટે કે ભારતેંદુ

હરિશ્ચંદ્રનું પાશ્ચાત્ય સાહિત્યરંગે છવાયલું જીવનકાર્ય; તેમ જ, સને ૧૧૦૦-થી ૧૪૦૦ સુધી ફ્રેંચ સાહિત્યે ઇંગ્લંડના સાહિત્ય પર ભોગવેલું ઉત્કર્ષ-કારક અધિપત્ય; યુરોપી મધ્યકાળ પૂરો થતાં ગ્રીસરોમનાં પ્રાચીન સાહિત્યોએ એ ખંડમાં પ્રગટાવેલું ઐતિહાસિક પરિવર્તન; અઢારમી સદીની આખરે ફ્રેંચ સાહિત્યકારોએ ઇંગ્લંડ જર્મની ને રશિયામાં જગવેલી અમર સાહિત્યની દીપમાળા; ઓગણીસમીની આખરે રૂમાનિયા જેવા ખૂણે પડ્યા દેશમાં પણ શેક્સપીઅરથી હાઇન સુધીના યુરોપી મહાકવિ-ઓએ રેડેલાં નવચૈતન્ય; અને હમણાં પચાસ જ વર્ષ પર દૂરદૂરના નોર્વેમાંથી નાટ્યગુરુ ઇબ્સને ભર્યા યુરપ પર સ્થાપેલું અપૂર્વ સાર્વ-ભૌમત્વ–આ એકેએક, આંતરપ્રાંતીય આંતરરાષ્ટ્રીય સાહિત્યનો સંગમ કેટલો ફળદ્રૂપ નીવડી શકે તેનાં જ્વલંત દૃષ્ટાંતો છે. એવો જ સંગમ આછે રૂપે અત્યારે આપણે ત્યાં ચાલુ થયો છે, પણ તેને બને તેટલો સંપૂર્ણ ને વ્યવસ્થિત કરવાની ભાવનાથી પ્રેરાઇને આ વિશ્વકોશની રચના કરવી ધારી છે. તેમાં સાહિત્યના શાસ્ત્ર અને કલાનાં સકળ અંગો ગૂંથાઇ શકે તથા તેને લગતી પૂરેપૂરી માહિતી સંઘરાય એટલા સારૂ તેના ચાર મુખ્ય ભાગ આ પ્રમાણે પાડ્યા છેઃ

(૧) સાહિત્યચર્ચામાં વપરાતાં પદોની શાસ્ત્રીય સ્વતંત્ર દૃષ્ટિવાળી અને ઉદાહરણો સહિતની વ્યાખ્યાઓ આ ભાગમાં અ.વે. (વિગતો જુઓ પરિશિષ્ટ બીજામાં.)

(૨) દુનિયાના મુખ્ય દેશોનાં (નાનામોટા મળી ત્રીસેક) સાહિત્યોનો સઘંત ઇતિહાસ તે તે દેશ કે પ્રાંતની ભાષા શીખેલા વિદ્વાનને હાથે (અને તેવા વિદ્વાન અલભ્ય હોય તો, અંગ્રેજી ભાષામાં મળતાં સાધનોનો ઉપયોગ કરીને) વિશ્વસાહિત્યની ભાવનાને તેમ જ અર્વાચીન ગુજરાતની જરૂરતોને ધ્યાનમાં રાખીને લખવા. (વિગતો પરિશિષ્ટ ત્રીજામાં.)

(૩) જગતના અમર સાહિત્યકારોનાં વિવેચનાત્મક ચરિત્રોની ગ્રંથિકા કે

ગ્રંથ, જેમાં હરેકની સાહિત્યસેવાની કિંમત વિશ્વસાહિત્યની દૃષ્ટિએ આંકી હોય. (પરિશિષ્ટ ચોથું જુઓ.)

(૪) પ્રત્યેક સાહિત્યના સર્વશ્રેષ્ઠ, પ્રતિનિધિરૂપ કે આપણને સૌથી અનુકૂળ ને ઉપયોગી એવા ગ્રંથમણિનાં ગુજરાતી ભાષાંતર વા સંયોજન કરવાં, જેનાથી વિશ્વસાહિત્યમાંના કલાતત્ત્વોનો પરિચય ગુજરાતી ભાવકને થાય. (જુઓ બે નંબરની નોંધ : ચોથા પરિશિષ્ટમાં.)

૬

—ધારો કે પૈસા તો મળી રહે, આવાં મોટા કામ માટે રાજા-રજવાડા વગેરેને કહીને મેળવીએ; પણ સેવકો ક્યાં છે? આ રીતે કામ કરવા બહાર પડનાર માણસો અત્યારે કેટલા છે? ... ... અને કામ કરનાર મળે તો પણ શું આવી રીતે વરદીથી તૈયાર થએલા ગ્રંથો કૈં અમર સાહિત્યમાં ખપવાના હતા? અમર સાહિત્યના રચનાર તો ... ... ને વળી અમારે આવા ગુજરાતી વિશ્વકોશનું શું કામ? એની એ જ સામગ્રી અત્યારે અંગ્રેજી મારફત લેતાં ક્યાં અમને—શિક્ષિતોને નથી આવડતું? ... આવડો મોટો કાર્યક્રમ ઊપાડીએ ક્યારે ને પૂરો ક્યારે કરીએ? આપણામાં તો ભાઇ, એવી ધીરજ નથી. ને આપણે ત્યાં એટલી શક્તિ કે તૈયારી પણ ક્યાં છે? નકામું 'પ્રાંશુલભ્યે ફલે લોભાદુદ્બાહુરિવ વામન :' જેવું કરવા નીકળીએ છીએ. આમાં તો ... ... ... ના ના, છેક એમ હોય? આવો વિશ્વકોશ તો હજી કોઇ દેશમાં કોઇએ કર્યો જાણ્યો નથી. સરસ કામ થશે ... ... અરે સરસ નિષ્ફળતા મળશે એમ કહો! એ યોજના જ 'વાઇલ્ડ ડ્રીમ' જેવી છે. 'હોપલેસ' — 'શીમેરીકલ' — આભમાં ઊંડળ ... ... ...

ટીકાઓની આવી બાણવૃષ્ટિ અત્યાર પહેલાં જ ખાનગી ચર્ચા વખતે વિચારી વહેવારૂ અને લાગણીવાળા મિત્રો તરફથી યોજનાએ અનુભવી છે. એ સર્વનો હમણાં તો અતિટૂંકો ખુલાસો જ કરીશું. જેતું

જીવતર જ ભાવના પર નિર્ભર છે એવા સાહિત્યને ખાતર બીજું બધું ત્યજનાર ભાવનાશીલ સેવકો ન મળી શકે—અને તે આવા આત્મશુદ્ધિના અપૂર્વ યુગમાં, એ સંભવતું નથી. વળી તેઓ એમ પણ સમજશે કે પોતે અમરત્વના ઉમેદવાર લેખે બહાર પડતા નથી—ભાવિ સાહિત્ય-મંદિરના પાયામાં ચણાઇ જવા સારૂ જ આ કામમાં જોડાશે. પોતાના કામના પરિણામરૂપ જે વાતાવરણ ગુજરાતમાં સરજાશે, તે વાતાવરણ ગુજરાતી જગતસાક્ષરો પ્રગટાવવા પૂરેપૂરું અનુકૂળ નીવડશે ને પોતે તો એમનો માર્ગ મોકળો કરવાના ગૌણ કર્તવ્યના જ અધિકારી છે એમ સર્વ સેવકો સમજશે. કાર્યક્રમમાં સૂચવેલી બાબતો અવલકામ ('સ્પેડ વર્ક') છે ને તે થયા વિના આગળ ન ચલાય એ દૃષ્ટિથી વિચારતાં ઉપલો વાંધો નીકળી જશે. ત્રીજું, અંગ્રેજીમાં મળે છે તે સામગ્રી ગુજરાતીમાં પલટી નાંખવાની આ યોજના છે નહિ. હરેક ગ્રંથ એવી દૃષ્ટિથી ને એવી શૈલીમાં લખાશે કે તેના વિના એક પણ સંસ્કારી ગુજરાતવાસીને ચાલી જ ન શકે. છેલ્લી વાત ઉદ્બાહુ વામન અને 'વાઇલ્ડ ડ્રીમ'ની. હા, અત્યારની પરિસ્થિતિ આવી કોઇ પણ યોજનાને હસાવી કાઢે એવી છે ખરી. પણ જો સાહિત્યરત સેવકગણની ઘટના કલ્પવા જેવી ને વહેલીમોડી પણ થઇ શકે તેવી છે એમ સ્વીકારાય—અને એવો સ્વીકાર તો, નર્યાનકોર સંસારકીટો સિવાય સૌએ કરવો જ પડવાનો—તો પછી પરિસ્થિતિઓ ને સંજોગો તો મોટે અંશે મનુષ્યાધીન છે; મનુષ્ય તેમનો અધીન થઇ જશે તો એનું જીવ્યું ફોક જવાનું. આ સનાતન સત્ય છે અને જોઇ શકનાર માટે આદિકાલથી અનુભવાતું આવ્યું છે.

૧૯૮૨ના કાર્તિકમાં આ યોજના જાહેર થાય છે. એ આખું વર્ષ તેની ચર્ચામાં વીતે એ જરૂરનું છે. એ ચર્ચામાં, પ્રસ્તુત વિષયમાં રસ લેનાર દરેક વ્યક્તિ, સામયિક ને સંસ્થા યોજના પરત્વે પોતાનો

અભિપ્રાય દર્શાવશે એવી આશા છે. સૂચનાઓ ને ટીકાઓ, સિદ્ધાંતો કે વિગતોને લક્ષીને, યોજનાના નાણાંભંડોળ, બંધારણ, કે સાહિત્યપ્રકરણ, ગમે તેના સંબંધી થઇ શકે. ખાસ મોટા ફેરફારો અથવા કોઇ ઇચ્છે તો મૂળ હેતુ પાર પાડનારી નવી જ યોજના પણ રજૂ થઇ શકે. એ રીતે આખી બાબતને સારી રીતે છણ્યા બાદ બાર મહિનાની આખરે આપણે નક્કી કરીશું કે કઇ દિશામાં અને કયાં સાધનો સહિત આગળ ચાલવું.

૧૯૨૫

## પરિશિષ્ટો

### ૧

(૧) કૌમુદીસેવકગણ ધર્મશીલ વૃત્તિથી સાહિત્યને જીવન અર્પવા તૈયાર હોય તેવાં સ્ત્રીપુરુષોને એકત્ર કરશે અને સાહિત્યલેખનના તથા પ્રાંતમાં સાહિત્યપ્રચાર કરવાના પ્રયાસો કરશે. તેના લેખકો કૃતિઓ તેમ જ સંચલન દ્વારા પ્રજામાં સર્વોત્તમ સાહિત્ય માટે પ્રેમ પ્રગટાવશે તથા જુદેજુદાં મંતવ્યો અને સંપ્રદાયોના સાહિત્યસેવકો વચ્ચે બંધુભાવ પ્રસારશે.

(૨) ગણનું મુખ્ય મથક મુંબાઇ પાસેના કોઇ સારા પરામાં રાખવું. બને તો લક્ષ્મીનગરના 'ગાર્ડન સબર્બ'માં જગ્યા ખરીદીને ત્યાં તેનું પોતાનું મકાન, સેવકોનાં નિવાસગૃહ, પુસ્તકાલય, વગેરે ચણવાં. આગળ જતાં જરૂર લાગે ત્યારે મોટી ગુજરાતી વસ્તીવાળાં સ્થળોમાં ગણની શાખા પણ ખોલવી— તળ ગુજરાતમાં તેમ જ બહાર.

(૩) સેવકગણના નિભાવ માટે રૂ. પચાસ હજારનું ને પછીથી એક લાખનું ટ્રસ્ટ ફંડ કરવું. તેના વ્યાજમાંથી સેવકોને ગુજરાનપૂરતી માસિક રકમ તથા પુસ્તકાલયનો ને બીજો ખર્ચ ચલાવવા

(૪) ગણની ભાવના સ્થૂળ રૂપ લે ત્યારે સેવકોએ પોતપોતામાંથી કાર્યવાહક સમિતિ તથા તેના ઓદ્ધેદારો નીમવા; અને હરેક સેવકને આપવાની માસિક રકમ, તેની જિંદગીનો વીમો ઉતરાવવાની ત્રેવડ, તેની રજાના હક્કો તેમ જ સહચારીઓનો (જુઓ નિયમ સાતમો) હકદરજ્જો, વગેરેને લગતા પેટાનિયમો સાથેનું સંપૂર્ણ બંધારણ ઘડવું.

(૫) જેણે ઓછામાં ઓછાં પાંચ વરસ સુધી ગુજરાતી સાહિત્યની સતત સેવા કરી હોય તેવા હરકોઇ નાત કે ધર્મનાં સ્ત્રીપુરુષ ગણમાં દાખલ થવા ઉમેદવારી કરી શકે; પણ તેની ઉમેદવારીનો ગણે સ્વીકાર કર્યા પછી બે વરસ લગી તે વિનીત સેવક તરીકે કામ કરે; ત્યાર પછી જ તેને સુપક્વ સેવકની કોટિમાં લઇ શકાય.

(૬) પ્રવેશટાણે દરેક સેવકે પ્રતિજ્ઞા લેવાની કે: નિરંતર સાહિત્ય જ મારો વિચારવિષય રહેશે અને મારી શક્તિમાત્ર હું તેની સેવામાં વાપરીશ; સાહિત્યને સેવતાં હું કશા અંગત લાભો પર નજર નહિ રાખું; સ્થળ કે કાળ, કોમ કે ધર્મ કે સાહિત્યસંપ્રદાય એકકેના ભેદ વિના હું સકળ સાહિત્યના ઉદ્ધાર સારૂ અને સર્વ સાહિત્યકારને સમજવા સારૂ યત્નો કરીશ; મારા પોતાના અને (હોય તો) કુટુંબના ભરણપોષણ માટે સેવકગણના કાર્યવાહકો જે ગોઠવણ કરે તેનાથી હું સંતોષ પામીશ; મારે પોતાને માટે પૈસા કમાવામાં હું શક્તિ ખરચીશ નહિ; હું સાદું રસમય અને સ્વતંત્ર ભાવનાઓવાળું જીવન ગાળીશ તથા કોઇ જોડે અંગત કજિયામાં પડીશ નહિ; હું આ ગણનું ધ્યેય હંમેશ દૃષ્ટિ સામે રાખીને તેને જ સિદ્ધ કરવા મહેનત કરીશ.

(૭) સાહિત્યસેવી વૃત્તિવાળા જે સજ્જનો ગણમાં સેવક તરીકે જોડાવા રાજી ન હોય, પણ પોતાનાં સાધન અને સમયનો અમુક ભાગ ગણનો ઉદ્દેશ પાર પાડવામાં નિયમસર રોકવા તૈયાર હોય તેમને ગણના સહચારી તરીકે સ્વીકારવા તથા તેમની શક્તિઓને ગણના આશયો બર લાવવામાં નિયોજવી.

(૮) સેવકગણના અમુક સેવકના મરણથી ગણના સંસ્થા તરીકેના અસ્તિત્વને હરકત આવવી જોઇએ નહિ.

૨

'સાહિત્યનો વિશ્વકોશ'ના પહેલા ભાગમાં નીચેનાં પદોની વ્યાખ્યા આપવી અને દરેકની ટૂંકી દૃષ્ટાંતયુક્ત ચર્ચા કરવી. ભાગને 'સાહિત્ય-વિચાર' એવું નામ આપવું:

વાઙ્મય, સાહિત્ય, પદ્ય, ગદ્ય.

કાવ્ય; મહાકાવ્ય, ઊર્મિ કાવ્ય; રાસ, ગરબા, ગરબી; છંદ, રાગ, લયબંધ.

રાસા; આખ્યાન; કથા, આખ્યાયિકા.

નાટક, નવલ, નવલિકા; વાગ્મિતા; પ્રબંધ, નિબંધ, પ્રયોગબંધ.

રસો, ભાવો; રૂપદૃષ્ટિ, રંગદૃષ્ટિ; યથાતથવાદ, ભાવનાવાદ.

સિસૃક્ષા, સર્ગશક્તિ, સર્જકતત્વ, સર્જન; કલ્પક.

પ્રતિભા, મેધા; કલ્પના, લાલિત્ય, તરંગવૃત્તિ.

સૌંદર્ય, ભવ્યત; મર્મ, નર્મ.

આત્મલક્ષી, પરલક્ષી; સ્વાનુભવરસિક, સર્વાનુભવરસિક.

વાર્તિક, વ્યાખ્યાન; વિવેચન,

**નોંધ :** વ્યાખ્યાઓ બાંધવાના કામમાં અગત્ય લાગે ત્યાં પૂર્વ-પશ્ચિમનાં પ્રાચીન તથા અર્વાચીન સાહિત્યશાસ્ત્રોનો ઉપયોગ કરવો.

૩

આ વિશ્વકોશનો બીજો ભાગ. તેમાં દેશવિદેશનાં નીચેલખ્યાં સાહિત્યોના ઇતિહાસ આવે. ભાગનું નામ: 'સાહિત્યનો વિકાસ.'

પ્રાચીન હિંદ, મિસર, ગ્રીસ, રોમ.

ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક; વરાડ, મધ્યપ્રાંત; યુક્ત પ્રાંતો, બંગાળ, પંજાબ; કેરળ, આંધ્ર; બ્રહ્મદેશ; સિલોન.

ચીન, જપાન; ઇરાન, અરબસ્તાન, તુર્કી.

ઇંગ્લંડ, અમેરિકા, ફ્રાંસ, જર્મની, ઇટલી; સ્પેન; સ્કેન્ડીનેવિયા; રશિયા, હોલંડ, છેક.-સ્લોવાકીઆ, રુમાનીઆ.

**નોંધ :** આમાં પાશ્ચાત્ય તથા કેટલાંક પૌરસ્ત્ય સાહિત્યો માટે આધાર તરીકે રા. એડમંડ ગૉસના સંપાદકત્વ નીચે બહાર પડેલા 'શૉર્ટ હિસ્ટરીઝ ઑફ ધ લિટરેચર્સ ઑફ ધ વર્લ્ડ'નો ઉપયોગ કરવો. બીજા પણ નાનામોટા અનેક ગ્રંથ અંગ્રેજીમાં લખાયલા મળશે. હિંદનાં સાહિત્યોમાંથી પણ ઘણાખરાના તેવા સાહિત્ય-ઇતિહાસ લખાયા છે તેને વિવેકથી વાપરવા.

૪

નીચેના અમર સ્વામીઓ વિશે ગ્રંથિકાવલિ લખાવવી :

વાલ્મીકિ, કાલિદાસ.

હોમર, વર્જિલ, દાન્તે.

સાદી, હાફિઝ, ફીરદુસી.

ચંદ, બિહારી, દેવ, મતિરામ; ભારતેંદુ, કવિ સત્યનારાયણ, મહાકવિ શંકર; પ્રેમચંદ.

ઇકબાલ: અકબર, ગાલીબ; દાગ.

ચૈતન્ય; ચંડીદાસ; બંકિમ; ટાગોર; દ્વિજેંદ્રલાલ; શરતચંદ્ર ચટ્ટોપાધ્યાય. તુકારામ; એકનાથ: મોરોપંત; હ. ના. આપ્ટે.

પ્રેમાનંદ; દયારામ; કલાપી; ગોવર્ધનરામ.

શેકસ્પીઅર, મિલ્ટન, સ્કૉટ, શેલી, કીટ્સ; બ્રાઉનિંગ; હાર્ડી; શૉ; કોનરેડ, ગાલ્સવર્ધી; સીન્જ.

રાબેલે; મોલીએર; રાસીન; હ્યુગો; આનાતોલ ફ્રાંસ, રે.મેં રોલાં, મેટરલીંક; ગેટે, હોપ્ટમાન; કાર્લ સ્પીટલર; ટૉલ્સ્ટૉય, પુશ્કીન; દાનન્ઝીઓ પીરાંડેલો; ઇબ્સન, નુટ હામસન; રેમોંટ; સર્વાંતીસ, બેનાવેંતે, ઇબાણેઝ.

નોંધ ૧ : આ યાદી અધૂરી ને સૂચનારૂપ જ છે. ઘણાં નામ હજી ઉમેરી શકાશે. ગુજરાતી જીવંત સાહિત્યકારોને હેતુપૂર્વક નથી લીધા—એમનું સ્થાન આવા વિશ્વકોશમાં ક્યાં, એ નક્કી કરવાને બહુ વાર છે તેથી. અને આપણા નર્મદ જેવાનું અદ્ભુત પુરુષત્વ તેના કવિપણા કરતાં ઘણું ચઢીઆતું હતું, એટલે અમર સાહિત્યસ્વામીની હારમાં તેને પણ મૂકી શકાય નહિ, તેથી એ નામ છોડી દીધું છે. પાશ્ચાત્યોમાં અર્વાચીનોની સંખ્યા મોટી રાખી છે, કેમ કે જગતના ભાવિ સાહિત્ય પર તેમની ઊંડી અસર થશે, ને એવી અસર યોગ્યરૂપે ગુજરાતને પણ જરૂરી છે.

નોંધ ૨ : વિશ્વકોશનો ચોથો ભાગ 'ગ્રંથમણિમાળા' નામનો થશે. તેમાં કયા ગ્રંથમણિઓ લેવા તે હવે પછી નક્કી કરવા પર રાખ્યું છે.

નોંધ ૩ : યોગ્ય લાગે તો કોશનો પ્રકીર્ણ પાંચમો ભાગ પણ રાખવો. તેમાં નીચેના કે તેવા વિષયોના ખાસ વિસ્તૃત લેખો સંગ્રહવા : સોરઠનું વિશિષ્ટ સાહિત્ય; ઐતિહાસિક નવલ; ઇતિહાસ અને કલાકાર; પત્રકારત્વ; ભાષાંતરની કલા વગેરે.

# સાહિત્યસેવકગણ

ગયા આશ્વિનના અંકમાં 'કૌમુદીસેવકગણ' નામે યોજના આ ત્રૈમાસિકમાં છપાઇ હતી. તેનો મૂળગત ઉદ્દેશ એવો છે કે ગુજરાતી સાહિત્યની હાલની દશા જોતાં સાહિત્યસેવાને જ જીવન અર્પનાર કાર્યકરોની અગત્ય પ્રતિદિન વધતી જાય છે, અત્યારની સાહિત્યસંસ્થાઓમાં એ પ્રકારના કાર્યકરો છે નહિ, માટે તેવા સેવકો અને તેમના સહચારીઓની એક સંસ્થા સ્થાપવાનો વખત હવે આવ્યો ગણાય. એ સંસ્થાએ કયા પ્રકારનું કાર્ય કરવું તેની રૂપરેખા પણ યોજનાની જોડે જ હતી. વાંચનારમાંથી ઘણાખરા તેની વિગતોથી માહિતગાર છે; જેઓ ન હોય તેમને પૂર્વોક્ત અંકમાંથી એ વાંચી લેવા વિનતિ છે.

ત્યાર પછીના બે અંકોમાં યોજના પર થએલી ટીકાઓના ખુલાસા અને રદિયા હતા, તેમ જ તેને અંગે વિચારની પ્રગતિ અને કાર્યની અગતિ કેટલી થઇ છે તેની નોંધ હતી. યોજનાને અંગે કાર્ય કરવા ત્રણ સેવકો તૈયાર છે એમ ચૈત્ર અંકમાં જાહેર કરવામાં આવ્યું હતું. હવે સવાલ માત્ર નાણાંનો રહે છે એવું પણ એ જ અંકમાં સૂચવવામાં આવ્યું હતું.

એ સવાલનો તોડ બેમાંથી એક રીતે નીકળી શકે તેમ હતું: પ્રાંતની જૂની, જામેલી અને પૈસાદાર સાહિત્યસંસ્થાઓનો સહકાર આ વિષયમાં માગીને; અથવા તો, એમની ના આવ્યેથી, નવી સંસ્થા ઉપરના ઉદ્દેશાનુસાર શરૂ કરીને.

ચાલુ સંસ્થાઓ જોડે સહકાર સાધવા માટે, યોજના માટે જેઓ જવાબદાર હતા તેમણે એક નહિ પણ બબ્બે વાર મહેનત કરી જોઇ, અને બંને વાર તેમને નિરાશા મળી: સેવકોને નિર્વાહજોગું માસિક વેતન આપીને તેમની પાસેથી કામ લેવાની સંસ્થાઓની મરજી જણાઇ નહિ આ વલણ માટે સંસ્થાઓનાં બંધારણો જવાબદાર હશે? કદાચ એમ હોય. પણ તેને ફેરવાય નહિ? ના. આ તો ભરતખંડ છે. તેના બે મન્વંતર પહેલાંના વેદની જેમ બે જમાના પહેલાંનાં બંધારણો પણ ઇશ્વરપ્રણીત બની ગયાં છે. કોઇ પણ માનવજંતુની મગદૂર નથી કે તેને નવા કાળને અનુકૂળ સ્વરૂપ આપવાની ધૃષ્ટતા કરે.

આમ જૂની સંસ્થાઓ અડગ હતી તો નવી પણ ચંચળ કે સમભાવી નહોતી. તેમનું વલણ જુદીજ તરેહનું (ને નક્કામાં, ઘણું રસિક ને અપૂર્વ પણ) છે. પરંતુ તેને લગતી હકીકતો જાહેર કરવાનો આ પ્રસંગ નથી. અહીં તો એક જ વિચિત્ર વાત લખવાની રહે છે. માણસ-માત્રની જેમ સાહિત્યસેવકોને કે એમનાં કુટુંબોને ભૂખ લાગતી નથી, અન્નવસ્ત્રાદિની એમને જરૂર નથી, દેવનાં દીધેલાં હવાપાણી ને અજવાળાં પર જ એ તો રહેનારા, એટલે નિયમિતપણે નિર્વાહજોગા પૈસાની પણ એમણે શીદ માગણી કરવી પડે?—આવી કોઇક માન્યતાએ આ સંસ્થાઓને ચૂડ ભેરવી જણાય છે, જે આ જમાનામાં ઊખડવાનો સંભવ તો જરા ય દેખાતો નથી.*

આવી દશામાં, કામ કરવું જ હોય તો નવી સંસ્થા વિના બીજો આરો

* આ ફકરો સમેટતાં એક વાત ઉમેરવાની જરૂર લાગે છે. તે એ કે અત્યાર સુધીના અનુભવો છતાં, ગણના સેવકો પોતે તો, જો કોઇ સંસ્થા (આ અંકની પ્રસિદ્ધિ પછી પણ) ઉત્તેજન આપવા તત્પર હોય તો એની સાથે, સેવકગણની મૂળ ભાવનાના હેતુઓ સચવાય એવી રીતે સ્વમાની યોગ્ય અને વાજબી શરતે, સહકાર કરવાનો વિચાર કરવા તૈયાર રહેશે જ.

# સાહિત્યસેવકગણ

ગયા આશ્વિનના અંકમાં 'કૌમુદીસેવકગણ' નામે યોજના આ ત્રૈમાસિકમાં છપાઇ હતી. તેનો મૂળગત ઉદ્દેશ એવો છે કે ગુજરાતી સાહિત્યની હાલની દશા જોતાં સાહિત્યસેવાને જ જીવન અર્પનાર કાર્યકરોની અગત્ય પ્રતિદિન વધતી જાય છે, અત્યારની સાહિત્યસંસ્થાઓમાં એ પ્રકારના કાર્યકરો છે નહિ, માટે તેવા સેવકો અને તેમના સહચારીઓની એક સંસ્થા સ્થાપવાનો વખત હવે આવ્યો ગણાય. એ સંસ્થાએ કયા પ્રકારનું કાર્ય કરવું તેની રૂપરેખા પણ યોજનાની જોડે જ હતી. વાંચનારમાંથી ઘણાખરા તેની વિગતોથી માહિતગાર છે; જેઓ ન હોય તેમને પૂર્વોક્ત અંકમાંથી એ વાંચી લેવા વિનતિ છે.

ત્યાર પછીના બે અંકોમાં યોજના પર થએલી ટીકાઓના ખુલાસા અને રદિયા હતા, તેમ જ તેને અંગે વિચારની પ્રગતિ અને કાર્યની અગતિ કેટલી થઇ છે તેની નોંધ હતી. યોજનાને અંગે કાર્ય કરવા ત્રણ સેવકો તૈયાર છે એમ ચૈત્ર અંકમાં જાહેર કરવામાં આવ્યું હતું. હવે સવાલ માત્ર નાણાંનો રહે છે એવું પણ એ જ અંકમાં સૂચવવામાં આવ્યું હતું.

એ સવાલનો તોડ બેમાંથી એક રીતે નીકળી શકે તેમ હતું: પ્રાંતની જૂની, જામેલી અને પૈસાદાર સાહિત્યસંસ્થાઓનો સહકાર આ વિષયમાં માગીને; અથવા તો, એમની ના આવ્યેથી, નવી સંસ્થા ઉપરના ઉદ્દેશાનુસાર શરૂ કરીને.

ચાલુ સંસ્થાઓ જોડે સહકાર સાધવા માટે, યોજના માટે જેઓ જવાબદાર હતા તેમણે એક નહિ પણ બબ્બે વાર મહેનત કરી જોઇ, અને બંને વાર તેમને નિરાશા મળી: સેવકોને નિર્વાહજોગું માસિક વેતન આપીને તેમની પાસેથી કામ લેવાની સંસ્થાઓની મરજી જણાઇ નહિ આ વલણ માટે સંસ્થાઓનાં બંધારણો જવાબદાર હશે? કદાચ એમ હોય. પણ તેને ફેરવાય નહિ? ના. આ તો ભરતખંડ છે. તેના એ મન્વંતર પહેલાંના વેદની જેમ એ જમાના પહેલાંનાં બંધારણો પણ ઇશ્વરપ્રણીત બની ગયાં છે. કોઇ પણ માનવજંતુની મગદૂર નથી કે તેને નવા કાળને અનુકૂળ સ્વરૂપ આપવાની ધૃષ્ટતા કરે.

આમ જૂની સંસ્થાઓ અડગ હતી તો નવી પણ ચંચળ કે સમભાવી નહોતી. તેમનું વલણ જુદી જ તરેહનું (ને નકામાં, ઘણું રસિક ને અપૂર્વ પણ) છે. પરંતુ તેને લગતી હકીકતો જાહેર કરવાનો આ પ્રસંગ નથી. અહીં તો એક જ વિચિત્ર વાત લખવાની રહે છે. માણસ–માત્રની જેમ સાહિત્યસેવકોને કે એમનાં કુટુંબોને ભૂખ લાગતી નથી, અન્નવસ્ત્રાદિની એમને જરૂર નથી, દેવનાં દીધેલાં હવાપાણી ને અજ–વાળાં પર જ એ તો રહેનારા, એટલે નિયમિતપણે નિર્વાહજોગા પૈસાની પણ એમણે શીદ માગણી કરવી પડે?—આવી કોઇક માન્યતાએ આ સંસ્થાઓને ચૂડ ભેરવી જણાય છે, જે આ જમાનામાં ઊખડવાનો સંભવ તો જરા ય દેખાતો નથી.*

આવી દશામાં, કામ કરવું જ હોય તો નવી સંસ્થા વિના બીજો આરો

* આ ફકરો સમેટતાં એક વાત ઉમેરવાની જરૂર લાગે છે. તે એ કે અત્યાર સુધીના અનુભવો છતાં, ગણના સેવકો પોતે તો, જો કોઇ સંસ્થા (આ અંકની પ્રસિદ્ધિ પછી પણ) ઉત્તેજન આપવા તત્પર હોય તો એની સાથે, સેવકગણની મૂળ ભાવનાના હેતુઓ સચવાય એવી રીતે સ્વમાની યોગ્ય અને વાજબી રસ્તે, સહકાર કરવાનો વિચાર કરવા તૈયાર રહેશે જ.

નહોતો. એ ઊભી કરવાનો વખત ન આવે, જૂનીઓ જ આ વાત ઉપાડી લે એ ઇષ્ટ છે, એમ આઠદસ માસ પર અસલ યોજના વખતે જ સ્પષ્ટ કરવામાં આવ્યું હતું. (જુઓ એ યોજના નામે 'કૌમુદીસેવકગણ'નો ખંડક ચોથો) અને એવો સહકાર મેળવવાના નેક (અને નિષ્ફળ) પ્રયાસો પણ ઉપર કહ્યું તેમ થયા – બે વખતઃ ગયા (૧૯૮૨ના) માઘમાં અને વૈશાખજેઠમાં.

આ સંજોગોમાં, નાણાંની થોડી તાત્કાલિક ગોઠવણ કરીને, સાહિત્યસેવકગણનો પ્રયોગ શરૂ થાય એ અનિવાર્ય હતું, તેથી સં. ૧૯૮૨ના આષાઢ વદ આઠમ ને રવિવારે (પહેલી ઑગસ્ટથી) તેના કાર્યની શરૂઆત કરવામાં આવી છે. તેને લગતી સાહિત્યવિષયક અને નાણાંપ્રકરણી મુખ્ય વિગતો નીચે પ્રમાણે છે.

આશ્વિન અંકવાળી ઉપર્યુક્ત યોજનામાં સાહિત્યના વિશ્વકોશને અગ્રસ્થાન આપવામાં આવ્યું હતું એ વાચકોને યાદ હશે. એ કોશમાં ગુજરાતને લગતો જે ભાગ છે તેનું કામ સૌથી પહેલું ઉપાડવું ઘટે, એ જ સેવકોની એકાગ્રતાનું સૌથી વધારે અધિકારી છે, એ તો સ્વયંસિદ્ધ વાત છે. એ ભાગમાં કેટલાંક સાક્ષરચરિત્રો પણ છે. પરંતુ સૌથી મહત્ત્વનો તો ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ છે. એ ઇતિહાસના બે મુખ્ય વિભાગ કુદરતી રીતે પડેઃ પ્રાચીન અને અર્વાચીન. પ્રાચીન સાહિત્યનો કેટલોક ભાગ હજી અંધારામાં છે એ વાતમાં અને તેને વિશે કશું નવું કે વિશિષ્ટ કહેવાનો વખત – આજ લગીમાં જે કૈં કહેવાયું છે તેનાથી વધારે કે ખરેખર જુદું કૈં કહેવાનો વખત – આવ્યો ગણાય નહિ, એ વાતમાં સૌ અભ્યાસકો સંમત થશે પણ અર્વાચીન સાહિત્ય તો લગભગ બધું જ પ્રકાશમાં છે અને અત્યાર લગીની તે સંબંધી લખાયલી સાધારણ કે સારી પ્રવેશપોથીઓએ જે કહ્યું છે તેના કરતાં આ સાહિત્ય વિશે ઘણું વધારે કહી શકાય તેમ છે એ પણ જાણનાર સૌ જાણે છે. આ કારણોથી ગણના બંને સેવકોએ – રા. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

અને આ લખનારે – પ્રાંતના અર્વાચીન સાહિત્યનો ઇતિહાસ લખવાની તૈયારી, પોતાનો બને તેટલો બધો વખત તેને જ આપીને કરવા માંડી છે. તેમના કાર્યની પ્રગતિનો ત્રૈમાસિક વૃત્તાંત આ પત્રમાં છપાશે જ, પરંતુ એ કાર્ય કયા પ્રકારનું થશે તેનો સામાન્ય ખ્યાલ તો આજે જ આપવો જોઇએ, એટલે જૂના (કે હાલ કોઇ લખાતા હોય તો તે) સાહિત્ય ઇતિહાસથી આ નવો પ્રયોગ કઈ રીતે જુદો પડી આવશે તે સમજાયઃ

(૧) બ્રિટિશ અમલ અને તેના પરિણામરૂપ પાશ્ચાત્ય અસરના આરંભથી માંડીને સં. ૧૯૭૦[૧] સુધીના સાહિત્યોનો–ખરી રીતે કહીએ તો, વાઙ્મયનો–બને તેટલો પરિપૂર્ણ અભ્યાસ કરી, સંશોધન કરી, તે કાળના ગ્રંથો અને ગ્રંથકારોને લગતી સંપૂર્ણ માહિતી એકઠી કરવી. આ કામમાં ખામી ઓછામાં ઓછી રહે એ હેતુથી, જ્યાં જ્યાં જૂનાં કે નવાં જાહેર કે ખાનગી, ગુજરાતી પુસ્તકાલયો[૨] હોય ત્યાં સેવકોએ જઇને સંશોધન કરવું.

(૨) તે સમયાવધિની સામાજિક અને રાજકીય ભોંય પર વાઙ્મય-વિકાસનું ચિત્ર દોરવું, એટલે સમગ્ર વિષયની એકતા સચવાય તેમ જ, હરેક જમાનાનું જીવન તેના વાઙ્મયમાં કઈ રીતે પ્રતિબિંબિત થયું હતું તેનો સ્પષ્ટ ખ્યાલ આવે.

૧. આ વર્ષને સીમાચિહ્ન એટલા માટે ગણ્યું છે કે ત્યાર પછી જે નવો સાહિત્યપ્રવાહ શરૂ થયો તે આપણો સમકાલીન હોવાથી, પ્રમાણભૂત ઇતિહાસગ્રંથમાં એક સમીપનો કાળ લેવામાં ડાહપણ નથી એ સેન્ટબરીનો સિદ્ધાંત '૭૦ પછીના વાઙ્મયને લાગુ પડે છે.

૨. ગણનું પોતાનું મધ્યસ્થ પુસ્તકાલય પણ કરવું જ પડશે. તેને વાસ્તે પોતાનાં પ્રકાશનો મોકલવા પ્રકાશકો તથા લેખકોને વિનંતિ કરીએ છીએ. ખાનગી સંગ્રહોની ભેટનો પણ ઉપકાર સહિત સ્વીકાર થશે; તેઓ પોતાનાં પુસ્તક અમુક સમય માટે ગણને ધીરવા ઇચ્છે તો તેમ પણ થઇ શકશે.

(૩) પશ્ચિમના, બીજા પ્રાંતોના અને સંસ્કૃત ભાષાના વાઙ્મયની કેટલી-કેટલી અસર ગુજરાતી પર થઇ છે તે નક્કી કરવા માટે, તે સર્વમાંથી જેટલાં ભાષાંતર અનુકરણ વગેરે થયાં હોય તેની મૂળ કૃતિઓ પણ, જ્યાં જ્યાં બની શકે ત્યાં વાંચી લેવાનો નિયમ રાખવો.

(૪) ગયાં પોણોસોએંશી વર્ષમાં હિંદના બીજા પ્રાંતોનું વાઙ્મય કેવે પ્રકારે ઘડાયું છે તેની સામાન્ય માહિતી, તેને લગતાં, અને ત્યાં તે તે ભાષાનાં અને નહિ તો અંગ્રેજીમાં લખાયેલાં, પુસ્તકો દ્વારા મેળવવી. એ માહિતીનો ઉપયોગ આ ઇતિહાસ લખતી વખતે હિંદનાં વાઙ્મયોનો – જરૂર પ્રમાણે – પરસ્પર સરખામણી વિરોધ કે વિશિષ્ટતા સૂચવવામાં કરવો.

( ૫ ) વાઙ્મયના ઇતિહાસમાં તદ્દન જરૂરી એવી એક વસ્તુ અત્યારના ઇતિહાસોમાં ઝાઝી નજરે પડતી નથી. અમુક મોટા ગ્રંથકારની પ્રતિભાનો વિકાસ તેની કૃતિઓમાં કેમ થતો આવે છે તે અને તેનું સાહિત્યમાં સ્થાન શું છે, એવા પ્રશ્નો પર જોઇતું ધ્યાન અપાયું નથી. આ ત્રૂટી સાંધવાનો પ્રયાસ હવે કરવો. તેમ જ અર્વાચીન સાહિત્યમાં કાવ્ય, નાટક, નવલકથા, નવલિકા, નિબંધ, પત્રો ઇત્યાદિ સાહિત્યરૂપોની ખીલવટ કેવી થઇ છે તેનો અભ્યાસ પણ કરવો અને આ ગ્રંથમાં વાપરવો.

( ૬ ) જરૂર હોય ત્યાં સાહિત્યનાં અને સાહિત્યરૂપોનાં લક્ષણ, સિદ્ધાંતો વગેરેની પણ ટૂંકી છતાં પ્રસ્તુત અને ઉપયોગી ચર્ચા કરતા જવી.

આ રૂપરેખા પ્રમાણેના ઇતિહાસના ત્રણ ગ્રંથો સંશોધનયુક્ત અને વિચારપૂર્ણ બનશે એટલે અભ્યાસીઓને ઉપયોગી થશે, અને શૈલીની શુષ્કતા તેને વરી નહિ હોય એટલે સામાન્ય વાચક પણ જરૂર તેને વધાવશે, એવી આશા રહે છે. પરંતુ કામ સંગીન બને, ઉપરના ઊંચા આશયોને અમલમાં મૂકનારૂં હોય અને ઇતિહાસ લાંબા વખત લગી પ્રમાણભૂત કૃતિ તરીકે લેખાય તેવી રીતે રચાય એટલા સારૂ, તેને પૂરો કરતાં

ત્રણથી પાંચ વર્ષ તેની પાછળ સ્વસ્થતાથી, સતતતાથી ગાળવાની જરૂર પડશે; જો કે ત્રણમાંનો પહેલો ગ્રંથ તો બીજા વરસ દરમિયાન – કહો કે ૧૯૮૩ની આખરે કે '૮૪ના પહેલા ચરણમાં–પ્રસિદ્ધ કરવાની અમને ઉમેદ છે.

એ ઇતિહાસ સિવાયનાં જે અંગો ઉપર્યુક્ત વિશ્વકોશની યોજનામાં સૂચવેલાં છે, તેમાંનાં કેટલાંક હાથ ધરનાર બે ત્રણ સહચારીઓ–પોતાનો બધો નહિ પણ અમુક વખત ગણની પ્રવૃત્તિને નિયમસર આપનાર લેખકો–પણ તૈયાર છે; અને બીજા કેટલાક જોડે તે સંબંધી પત્રવહેવાર ચાલે છે. તેમને લગતી વિગતો ઘણું કરીને આવતા અંકમાં જાહેર થશે. દરમિયાનમાં, જે કોઇ ભાઇ (કે બહેન) સહચારી બનવા યોગ્ય અને તત્પર હોય તેમને જોડાવાનું નિમંત્રણ કરીએ છીએ.

ઉપર પૈસાની જે તાત્કાલિક ગોઠવણ વિશે કહ્યું તે આ રીતની છે. 'કૌમુદી'ને તાજેતરમાં મળેલાં આશ્રયદાનોના બે ભાગ કરવામાં આવ્યા હતાઃ એક ત્રૈમાસિકના છપામણીખર્ચ માટેનો, અને બીજો તંત્રીના નિભાવફંડનો. તેમાંથી પહેલા ભાગનું તળિયું તો ગયા અંક વખતે જ આવેલું, અને એ અંક પછી મળેલ રકમો આ આષાઢઅંકનું બિલ ચૂકવવામાં પૂરી થશે; પણ આજે બીજા ભાગમાં જે રૂ. ૬૦૦) છે તેને સેવકગણના ભંડોળનું મધ્યબિન્દુ બનાવવાનો નિશ્ચય કર્યો છે. એ ભંડોળને કાયમી સ્વરૂપ તો આગળ ઉપર આપી શકાય, પણ હમણાં આવતા ત્રણ વર્ષના ખર્ચ માટે તેને વધારીને દસ કે બાર હજારનું કરવું પડશે. એ ખર્ચની મુખ્ય તપસીલો આ પ્રમાણે : માસિક રૂ. ૭૫) પ્રમાણે બે સેવકોનું નિર્વાહજોગ વેતન. તેમના કામને અંગે પુસ્તકાલય તથા પ્રવાસનો ખર્ચ, તેમની વિમાપોલિસીનું પ્રીમીઅમ (કે પ્રોવિડંટ ફંડ જેવી ગોઠવણ), તેમણે તથા સહચારીએ લખેલા ગ્રંથોની છપામણી અને જાહેરાત વગેરે ગ્રંથનું અનુષંગી ખર્ચ, સહચારીઓને આપવાનાં

પારિતોષિક, 'કૌમુદી' ની[3] ખોટ પૂરવા માટે તથા તેનું અત્યારનું રૂ. ૫૫૦)નું દેવું વાળવા માટે જે વાર્ષિક રકમ નક્કી થાય તે. ગણને મળેલાં હરેક આશ્રયદાનનો હવેથી જાહેર સ્વીકાર કરવામાં આવશે, તેમ જ આવકખર્ચનો હિસાબ દર ત્રણ માસે 'કૌમુદી'માં છાપવામાં આવશે.

સેવકગણનું કાયમનું ભંડોળ તો, જે રકમ એટલી મોટી હોય કે તેના વ્યાજમાંથી જ સંસ્થાની પ્રવૃત્તિ ચાલી શકે, એવું હોવું જોઇએ. તે રકમ અડધા લાખથી ઓછી ન હોય તો જ કામ આવે. પણ તેવું ભંડોળ કરવાની હિલચાલ હમણાં કરવી અને તેમાં નિષ્ફળ જવાનું જોખમ વહોરવું, તેના કરતાં ત્રણ વર્ષ બાદ ઉપર પ્રમાણે કામનો અમુક ભાગ પ્રજા પાસે મૂકી, તેને આધારે અને સાહિત્યવિષયક નવો કાર્યક્રમ રજૂ કરીને પછી એ મોટા ટ્રસ્ટફંડ જેવા ભંડોળ સારૂ મથવું એ જ ડાહપણનો માર્ગ લાગે છે.

પરંતુ એવડું મોટું ટ્રસ્ટફંડ કરવાનો વખત આવે ત્યાર પહેલાં તો, ઉપર કહ્યું તેમ, બારેક હજાર રૂપિયા ઉઘરાવીને કામ ચલાવવું એ જ એક ઉપાય દેખાય છે. આ રકમ આવતાં ત્રણ વર્ષમાં કટકે કટકે ભેગી કરવી એ અશક્ય ન હોવું જોઇએ, જો કે મુશ્કેલ સારી રીતે છે. પણ જીવનના હરકોઇ પ્રદેશમાં મુશ્કેલી વિના મુક્તિ નથી. યત્ન વિના સિદ્ધિ નથી, પરસેવો ઉતાર્યા વિના પ્રાપ્તિ નથી, એ સર્વ અનુભવસિદ્ધ સૂત્રો અમારે હૈયે આશા ભરે છે. જેની ભાવના શુદ્ધ

૩. ગણની બાંહ્યધરીમાં જ 'કૌમુદી' આવતા વર્ષથી નીકળશે એ ઉમેરવાની ભાગ્યે જ જરૂર હોય, તેમાં ગણની પ્રવૃત્તિઓનો વૃત્તાંત આવશે તેમ જ સેવકોના અભ્યાસ ફળરૂપ અમુક ભાગ પણ અવારનવાર છપાતો રહેશે. પણ તેની આવકનો મુખ્ય આધાર તો અલબત્ત ગ્રાહકોનાં લવાજમ પર અને સહાયક રા. કાંતિલાલના વાર્ષિક પાંચસો પર જ રહેશે. ગણ તો તેની ખોટ પૂરવા જેટલી જ મદદ આપે.

અને ધ્યેય નિશ્ચિત છે, જેને પોતાના કાર્યની વિશિષ્ટતા અને લોકોપયોગિતામાં પૂરેપૂરો વિશ્વાસ છે, તેનામાં એવો જ વિશ્વાસ પ્રજામાં ઉત્પન્ન કરવાની શક્તિ પણ હોવી જોઇએ; વળી તેનામાં, પોતાની ભાવનાશુદ્ધિની અને ધ્યેય નિશ્ચિતતાથી ખાતરી પ્રજાને કરાવીને, પ્રજાના સહકારથી કાર્યસિદ્ધિનાં સાધનો ઉભાં કરવાની હિંમત, સ્થિરતા, સહનશીલતા અને ધૈર્ય પણ હોવાં જ જોઇએ. એ ગુણો અને શક્તિ સેવકગણના કાર્યકરોમાં જેટલે અંશે હશે તેટલો જ એમનો જયવારો છે; તેટલી જ, પોતાના કાર્યક્રમ ભણી શ્રીમંતોને આકર્ષવાની એમની મગદૂર છે – ગમે તેવા મંદીના વખતમાં પણ. આમ હોવાથી, અત્યારે તો આંતરધ્વનિ અને ઇશ્વર પરની શ્રદ્ધા એ જ અમારાં પ્રેરકબળો છે. ઇશ્વર જ્યારે પણ સારૂં કામ કરાવવાનો હોય છે ત્યારે એક તરફથી કાર્યકરોનો માર્ગ મુસ્કેલ બનાવીને એમને કસે છે, તો બીજી તરફથી એક પછી એક સાધનો પણ તૈયાર કરી દે છે. આ વિશ્વનો સનાતન નિયમ છે. એ કદી ખોટો પડ્યો નથી તો આ અવસરે કેમ પડશે?

૧૯૨૬

# ઇતિહાસ અને ભૂગોળ

## તત્ત્વચર્ચાના પ્રયોગો

આ વિભાગનો પહેલો નિબંધ ('વાઙ્મયવિચાર') પછી લખાયલો; અને બીજો ('સાહિત્ય'), પહેલાં. પણ અહીં છાપતાં કાલક્રમ ઉલટાવ્યો છે[1] એ માટે કે 'વાઙ્મયવિચાર'માં સમગ્ર વિષયનું નિરૂપણ છે અને 'સાહિત્ય'માં તેના એક જ સ્વરૂપનું.

ત્રીજા નિબંધમાં કલાના સર્જન અને વિવેચનને લગતા એક ફૂટ પ્રશ્નની ચર્ચા છે.

### ૧. વાઙ્મયવિચાર

તંત્રીઓ બીજા પાસે લેખો લખાવે, પણ આ લેખમાળા બીજાઓએ તંત્રી પાસે લખાવેલી. ૧૯૩૨ના ચોથા ચરણમાં 'કૌમુદી'ના એ અનુરક્ત ભક્તોને એમ લાગ્યું કે હું જો મારા માસિકમાં નિયમિતપણે લખ્યા જ નહિ કરું તો મારી અને માસિકની પ્રતિષ્ઠા નંદવાઇ જશે. આ એમનો ભય વાજબી છે કે કેમ તેનો વિચાર કર્યા વિના જ મારે કામ શરૂ કરવું જોઇએ

૧. આ રીતે કાલક્રમ પહેલા અને ત્રીજા વિભાગનું લખાણ ગોઠવતાં ફેરવ્યો છે. ગોઠવણીનો ક્રમ, મુખ્યત્વે એ બંનેમાં, વિષયના મહત્ત્વને અથવા તો તેની સારી કે સાધારણ ચિકિત્સાને અનુલક્ષીને રાખ્યો છે. ગ્રંથનાં બધાં લખાણની સાલવારી ગ્રંથને છેડે મૂકી જ છે. દરેક નિબંધને છેડે પણ તેની સાલ આપી છે.

એવો સંજોગ હતો એટલે, અને લખવાના વિષયની પસંદગી કરવાનું સ્વાતંત્ર્ય તો એ મિત્રોએ મારે માટે રાખેલ હોઇ, આ લેખમાળા ૧૯૩૩નાં પહેલાં ત્રણ તથા પાંચમાછઠ્ઠા 'કૌમુદી'માં છપાવા માટે લખાઇ. આખી પહેલેથી લખાયલી નહિ, દરેક હપતો લગભગ છેલ્લી ઘડીએ જ લખવાનો થતો, અને સાથોસાથ વળી બીજાં બેત્રણ કામને[1] ઘોડે સ્વાર થવાનું, એટલે લખાણ અણસરખું માલૂમ પડશે. બીજો દોષ આમાં પેઠો છે તે, તેમાં અહીંતહીં ફૂટી નીકળેલ વાક્ચાપલ્યનો. પણ આને માટેની જવાબદારી ય ઉપલા સ્નેહાળ જૂલ્મગારોને માથે નાંખવી મને તો ગમે; કારણ, " 'સબ્જેક્ટ' 'સીરિયસ' હોય, પણ લખાણ 'હેવી' ન થઇ જાય" એવું પણ મને સોંપાયલા કામના 'ટર્મ્સ ઑફ રેફરંસ'માં હતું. એ સૂચનાનો સદુપયોગ કરવાની મારી શક્તિ ઓછી, એટલે સદ્ ને દુર્ એમ ઉભય પ્રકારના એના ઉપયોગો દરેક હપતામાં થએલા જોવામાં આવશે. આ મને પણ હવે તો ઘણું ખૂંચે છે, પણ, લખાણના વણાટમાંથી એવા કાચા કુ-રંગી તાંતણા જુદા પાડવા અશક્ય, એટલે ઘણે ભાગે તો એ જેમ હતું તેમ રહેવા દેવું પડ્યું છે. કાપી નાંખ્યું છે, તે મૂળ લેખમાળાનું પહેલું પાનું અને છેલ્લાની કેટલીક લીટીઓ, કેમ કે તેમ કરવાથી આખા વસ્તુને હાનિ નહિ બલ્કે (ગ્રંથસ્વરૂપમાં એ શોભે માટે) લાભ હતો. નામ પણ મૂળે જે આ લેખમાળાનું હતું, તે હવે આખા ગ્રંથને ગળે પહેરાવી દીધું છે. અને ૧, ૨, ૩ એમ જે અંક ખંડકને આપ્યા છે, તે પણ મૂળમાંના દરેક હપતા પ્રમાણે જ રાખ્યા છે એટલે વિષયનાં અંગોપાંગ ખંડકવાર ચર્ચ્યાં છે એમ સમજવું ન જોઇએ. દરેક ખંડક (હપતો) સ્વયંપર્યાપ્ત ન બનેલ, તે અવકાશને અભાવે; પણ, પેલી હળવી શૈલીના

૧. ક્રોપોટકિનવિષયક પ્રવેશક, 'બત્રીસનું ગ્રથસ્થ વાઙ્મય' વગેરે મારા ગજાના પ્રમાણમાં મોટાં કહેવા જેવાં કામો.

હિતને ખાતર (અને પત્રકારી લખાણની એક સંમાન્ય રીતિને અનુસર્યું પણ હતું એટલે) દરેક હપતો આકર્ષક જ પદ્ધતિએ (જાણે ઝબકારો થતો કે કેદારો ગવાતો હોય તેમ) આદરવાનો હતો ને એ મજા પાછી મારી જાય નહિ માટે હપતાવાર ૦૮ ખંડક ગ્રંથ–વખતે પાડી લીધા છે.

લખાવનારાઓને મનમાં ને મનમાં 'પુષ્પાંજલિ' અર્પ્યા વિના એક વાર લખેલું નહિ પણ આજે તો એમનો ઓશિંગણ હોઉં એવું ઊંડે હૃદે લાગે છે; કેમ કે, માળાનો એકેક મણકો પ્રકાશમાં આવતો તેમતેમ તો તેણે સારું ધ્યાન આ વિષયના રસિકોનું ખેંચેલું જ (ને એ રીતે પેલી મારી પ્રતિષ્ઠાનું ઝાડ થોડા તસુ–કદાચ, વાર–ઊંચું આવ્યું જ હશે) પણ બીજા બે લાભો યે થયા છે. માલા પૂરી થયા બાદ થોડે જ વખતે એક પ્રસિદ્ધ સંસ્થાએ આને મળતા વિષય પર ગ્રંથિકા લખવાનું કાર્ય યોગ્ય પારિતોષિકથી મને સોંપ્યું; અને, આ ગ્રંથને મોખરે મુકાવાને પૂરેપૂરો લાયક નિબંધ નહિ તો બીજો કોઇ હતો નહિ, એ મને આ લેખમાળા લખાવાથી જ મળી શક્યો.

મૂળમાં જે ગ્રંથસૂચી પહેલા બે હપતાને છેડે હતી, તે પણ અહીં ઉતારવી જોઇએ: (૧) ઋગ્વેદ મં. ૧, સૂ. ૯૨; તથા મં ૨, સૂ. ૧૨. (૨) વૈદિક પાઠાવલિ (ર. છો. પરીખ)—(૩) એ જ લેખકનો 'કૌમુદી' પુ. ૫, અં. ૧માંનો લેખ 'રસ'—(૪) કેળકર–અભિનંદન-ગ્રંથ, ભા. ૨.માંનું 'વાઙ્મય હ્મણજે કાય?' (પૃ. ૬૭, ૬૮)—(૫) ન્હાનાલાલનું 'મેઘદૂત' ભાષાંતર,—(૬) છઠ્ઠી સાહિત્યપરિષદના વૃત્તાંતમાંનું કે. હ. ધ્રુવરચિત 'જુલિયસ સીઝર'માંનું ભાષાંતર 'સીઝરની મૈયત.'—(૭) વિ. મ. ભટ્ટસંપાદિત 'ગદ્યનવનીત.'—(૮) બ. ક. ઠાકોરસંપાદિત 'આપણી કવિતાસમૃદ્ધિ,'—(૯) ડૉ. બેલ્વલકરની 'કાવ્યાદર્શ'ની આવૃત્તિ,—(૧૦) ગાલ્સવર્ધી કૃત 'કેન્ડેલબ્રા'માંનો નિબંધ 'લિટરેચર ઍંડ લાઇફ.

આ સિવાયના જે ગ્રંથોનો અવતરણાદિક માટે ઉપયોગ કર્યો છે તેનાં નામ સહિત બન્યાં તેટલાં સંપૂર્ણ અનુલક્ષણ તે તે સ્થળે ટીપમાં આપ્યાં છે.

## ૨. સાહિત્ય

૧૯૮૨નું વર્ષ એટલે ત્રૈમાસિક 'કૌમુદી'નું બીજું વર્ષ. તેનો એક વધારાનો અંક અધિક ચૈત્રમાં 'સાહિત્ય-અંક' તરીકે કાઢવાનું નક્કી થતાં, આ નિબંધ એ અંક માટે લખીને તેમાં પહેલો છાપ્યો હતો. છાપખાને મોકલ્યા પહેલાં એક નિકટવર્તી મિત્રને એ વંચાવતાં, વાંચીને ગુણદર્શી વિવેચન એ વિશે કર્યા પછી, "થોડીક તીખાશ છે, પણ એ તો તમને સદી ગઇ છે" એવી મીઠી ટકોર તેમણે કરેલ. તીખાશ—આગ—જે જૂનું જડ ને નકામું આપણને લાગતું હોય તેને બાળી નાંખવા વાપરવી પડે છે, તેમ અહીં પણ 'સાહિત્ય'ના જૂના અર્થ પરત્વે થયું હશે. પણ લેખ લખ્યો કે છાપ્યો ત્યારે મને તો ઝાંખો ય ખ્યાલ નહિ કે એ લેખ, રામનારાયણભાઇએ[1] પાછળથી જેને મારી એ શબ્દ માટેની 'એપિક બેટલ્સ' કહી, તેના પહેલા ધડાકારૂપ નીવડવાનો હશે. પણ એ તેવો નીવડ્યો જ. સાહિત્ય-અંક પછી થોડે જ મહિને 'વસંત'માં (માગશરપોષ, ૧૯૮૩) રા. નરસિંહરાવ સોળ પાનાં ભરીને એ લેખ પર ત્રાટક્યા. મેં આવડ્યો તેવો બચાવ (ત્યાં, આ નિબંધમાંનું દંડીવાળું પ્રમાણ પાછું ખેંચી લેવાનું થયું છે.) અમારા એ જ વર્ષનાં માત્ર અંકમાં કર્યો. પણ બચાવ મને બહુ સારી રીતે કરતાં આવડ્યો હોવો જોઇએ; કારણ, ત્યાર પછીનાં આ સાડાસાત

૧. રા. રામનારાયણ વિ. પાઠક. આ વિષયના એમની ને જિજ્ઞાસુની સાથેના પ્રસંગવાળા ચિત્રથી જ આ નિબંધની મૂલાવૃત્તિનો પ્રારંભ થએલો. (જુઓ જાન્યુ. '૩૩નું 'કૌમુદી')

વર્ષમાં (૧૯૯૦નો જેઠ ચાર દિ' રહીને પૂરો થશે.) તેમણે એ લેખનું કે મારૂં નામ ફરીથી આ બાબતમાં દીધું નથી. આવું વર્તન એ અઠંગ ચર્ચાપત્રવીર માટે અસામાન્ય છે. એમની ચર્ચાઓને રસપૂર્વક અનુસરનાર આપણે સૌ જાણીએ છીએ કે એમાંની ઘણીખરીમાં, ચર્ચાના આખરી શબ્દો (અને તે, ચર્ચા ટાઢી પડ્યા પહેલાં જ) ઉચ્ચારનાર રા. નરસિંહરાવ જ હોય છે – એમનો પ્રતિસ્પર્ધી નહિ. પણ આ દાખલામાં એ માન મને મળ્યું એને મોટો સદ્‌ભાગ્યયોગ લેખું છું.—એ વાત તો વિષયની શાસ્ત્રીય ચર્ચાપૂરતી. પણ, એ છેલ્લાં વચનમાં દેખાતી ધૃષ્ટતાનો સૂર મારે હળવો પણ કરવો છે, મારી–મારા પક્ષની—એક નબળાઇનો એકરાર કરીનેઃ અમારી પંડની વાત જુદી છે, પણ વિદ્યારસિકોમાં સર્વસામાન્યપણે 'સાહિત્ય' શબ્દ હજી જૂની પેઢીએ તેને સ્થાપેલ ત્યાં જ છે. એ એટલો રૂઢ પ્રચલિત ને સગવડિયો છે કે તેને એ સ્થાનેથી ઉખેડવાની જરૂર મોટી હોવા છતાં, એમ કરવું લગભગ અશક્ય અત્યારે તો દેખાય છે. પણ મેં આશા છેક ખોઇ નથી. જો કોઇ પરમ સાહસિક પ્રકાશક એટલું માથે લે કે પોતે આ ગ્રંથમાંના પહેલા બે નિબંધોની એકેક કરોડ પ્રત છૂટી છપાવીને દરેક ગુજરાતી ઘેર એ પહોંચાડશે અને જો સાહિત્યપરિષદ એવું ફરમાન બહાર પાડવાનું માથે લે કે દરેક ગુજરાતીએ રોજ સવારે ચા પીધા પહેલાં એ પત્રિકાઓનું પઠનપાઠન કરવું, તથા ફરમાન જો પળાવી શકે, તો હું એટલું સિદ્ધ કરવાનું માથે લઉં છું કે ગુજરાતીઓ સમસ્ત વાઙ્મયને સાહિત્ય કહેવાની ટેવ છોડી દેશે અને લલિત વાઙ્મયને જ યાવચ્ચંદ્રદિવાકરૌ સાહિત્ય કહેશે. અમે છાપાંવાળા કહીએ છીએ તેમ, આશા છે કે અમારી આ સૂચનાઓનો અમલ કરવામાં લાગતા-વળગતાઓ હવે એક દિવસની પણ ઢીલ નહિ કરે, અને આ કાળ-જૂનો અન્યાય સત્વર નાબૂદ કરશે.

## ૩. કલાવિવેચનની એક ગૂંચ

પ્રથમ પ્રગટ માઘ '૮૩ ના 'કૌ.' માં. ત્યાર પછી થોડા જ દિવસમાં, (૧) એક પરિચિતે કહ્યું કે નિબંધમાંનો કલાશક્તિવાળો ખ્યાલ હવે કાલાતીત (પાશ્ચાત્ય દેશોમાં) થયો છે અને ખરી રીતે કલાશક્તિને 'ઇહાબલ' કહો તો વધુ સારા લાગો; (૨) 'ગુજરાતી'માં કોઈકે ચર્ચાપયં છાંટયું જે, નિબંધસ્થ વિચારો તો ઢીંકણાપૂંછડા વિચારકો (જેમાંના એકાદનું તો નામ પણ મેં નહિ સાંભળ્યું હોય.) પરથી ઋણસ્વીકાર વિના લીધા છે; (૩) એક અધ્યાપક મિત્રે વળી એમાંનું "ગંભીર મનન વાંચી આનંદ થાય છે" એમ પત્રમાં લખી જણાવી, સાથેસાથે સૉક્રેટીસને પણ વિનાકારણ સંભારેલ; (૪) પશ્ચિમી વાઙ્મયના એક સારા અભ્યાસી પ્રોફેસરે, કોઈ યે પરદેશી વિચારકને સંભાર્યા વિના નિબંધ માટે અભિનંદન આપ્યાં ને તેમાંની કેટલીક કંડિકાઓ પોતે અંગત નોંધપોથીમાં પુનઃપુનર્વાચન માટે ઉતારી લીધાનું જણાવી મારે હૈયે હર્ષ ને ગર્વ ભર્યો. મને પોતાને એમ લાગે છે કે જિંદગીમાં મેં પ્રથમ પંક્તિના કહેવાય તેવા નિબંધ પૂરા પાંચ પણ નથી લખ્યા પણ જે બેચાર એવા સર્વોત્તમ હશે, તેમાંનો આ એક જરૂર છે. પરપ્રભાવના પ્રશ્ન વિશે એટલું જ કે શેલી અને ઍાલબ્રાઇટનાં નામ તો દીધાં છે જ; એ સિવાય જો આંતર ઊંડે અસંપ્રજ્ઞાત મન પર આ નિબંધ લખતાં કોઈની યે થોડીક અમથી અસર હોય તો સમકાલીન ઇટાલિયન ચિંતક ક્રોચેની હશે, કેમ કે સં. ૧૯૮૦-૮૨માં એનું લખેલું કેટલુંક ઇતર મનનોને પ્રસંગે વાંચવાનું થએલું ખરું (જે મનનો 'કૌ.' માં એ સમગ્રે આવી ગયાં છે.)

અનુલેખમાંના છએ પ્રશ્નો હજી પ્રશ્નો જ છે. તેની ચર્ચા કરવા જેટલા મહત્ત્વને પાત્ર એ આપણા વિચારકોને નહિ લાગ્યા હોય, અથવા

તો, એ વિચારકો જ આવા મહત્ત્વભર્યા પ્રશ્નોને પાત્ર નહિ હોય. છેલ્લું એટલું ઉમેરવું જોઇએ, કે મમ્મટવાળા (સૌથી છેલ્લા) પ્રશ્નની સારી ઠેકડી 'પ્રસ્થાન'વાળા સ્વૈરવિહારના શોખીન કલાકોવિદે એવામાં ઉડાવી હતી.

# ઇતિહાસની કેડીએ

ઘણાઘણા નાના પાયા પર પણ, વાઙ્મયેતિહાસ રચવાના આ બે જ (નજીવા નહિ તો) અલ્પજીવા * પ્રયોગો આ કલમની પંદર વર્ષની કારકિર્દીમાં થયા છેઃ પહેલો મધ્યકાલીન સાહિત્ય વિશેનો અને બીજો સમકાલીન સાહિત્ય, શાસ્ત્ર અને વાઙ્મયિક જીવન વિશેનો. પહેલો (ફલાત નીવડી એવી) પુરસ્કારની આશાએ લખેલો; બીજો, વિષય પ્રત્યેના પ્રેમને ખાતર; એવામાં ત્રૈમાસિક 'કૌ.' પણ, રોજિયાં સાત-વારિયાંને જાણે અનુસરતું, એકેક પ્રાસંગિક અગ્રલેખ છાપતું એ રિવાજ પાળવા ખાતર; અને, થોડેક અંશે, કૈંક નવુંનવું કરવાની તંત્રીસુલભ વૃત્તિને વશ થઇને.

## ૪. મધ્યકાલીન દેશસ્થિતિ અને સાહિત્ય

સાહિત્યસંસદે રચાવેલ 'ગુજરાતી સાહિત્યઃ ખંડ પાંચમોઃ મધ્ય-કાલનો સાહિત્યપ્રવાહ' એ ગ્રંથ માટે આ પાંચ (અહીં ખંડોને રૂપે છે એ) પ્રકરણ લખેલાં. ગુજરાતના સમગ્ર મધ્યકાલના આ સ્વરૂપ પર નહિ પણ ઇસવી સોળમી સદીના ચોથા ચરણથી માંડી ઓગણીસમીના આશરે ત્રીજા ચરણ સુધી જ લખવાતું

* એ નાના પાયા પર છે અને અલ્પજીવી છે તેથી સ્તો, વિભાગને (વાઙ્મયના)'ઇતિહાસની કેડીએ' કહ્યો છે, 'ઇતિહાસને રાજમાર્ગે' નહિ.

મારે ભાગે આવેલ,* તેરમીની આખરથી સોળમીના પૂર્વાર્ધ લગીનો યુગ રા. હીરાલાલ ત્રિ. પારેખને એ જ ગ્રંથ માટે સોંપાયો હોઇને.

જમાનાને અનુસરીને આપણે જેને 'વિદ્યુદ્વેગી વિદ્વત્તા' કહી શકીએ, તેનો આ લખાણ નમૂનો છે. ચાંપ દાબતાં વેંત જ તિમિરનું તેજ બની જાય, તેમ, આ ફરજ માથે પડયાના આગલા દિવસ સુધી મધ્યકાલના ઇતિહાસ ને સાહિત્યનો અવિદ્વાન એવો હું થોડા જ દિવસમાં એનો વિદ્વાન બની શક્યો એમ યાદ છે. આ રૂડા પ્રતાપ મુરબ્બી કનુભાઇ મુનશી અને અમારા સંસદસાથીતોના; કેમ કે, પ્રસ્તુત વિષય માટે શું વાંચવું અને તે કઇ ચોપડીમાંથી, એનું પણ મને તો જે અધૂરૂં ભાન હતું, તેની પૂરણી કરી આપનાર એ જ મમતાળુ માર્ગદર્શકો. એ ગ્રંથમાંનું રા. મુનશીનું પોતાનું લખાણ જ્વલંત અપવાદ તરીકે બાજુ પર રાખીએ એટલે, એનાં પોણાપાંચસોથી ય વધુ પાનાંમાં, શૈલીની દૃષ્ટિએ, આ દસઅગિયાર પાનાં કદાચ અગ્રપદે શોભશે. આ બડાઇ જાણીબૂઝીને એટલા સારૂ હાંકી — હંકાવા દીધી – છે કે વાઙ્મયેતિહાસ સૂકું શાસ્ત્ર મટીને લીલું સાહિત્ય બનવાની જે પરમ અગત્ય છે, જેમાં ગદિયાણાભાર સફળતા એ શૈલીસ્વામીએ અને રતીભાર મેં શૈલીસેવકે મેળવી છે, તેની તરફ આપણા ધૂળધોયા ને ધૂળસુકા પંડિતભાઇઓનું ધ્યાન ખેંચાય.

મૂળમાં પાંચ પ્રકરણોનાં જે પાંચ નામ છે, તે આ પ્રમાણેઃ

૧. સંક્રાંતિકાળ અને તેનું સાહિત્ય.

૨. શાંતિયુગ : સાહિત્યનાં નવીન પ્રેરકબળો.

*. પ્રસ્તુત કાર્ય મારા કરતાં કોઇક વધુ લાયક લેખકને સોંપાવું જોઇતું'તું એમ 'સાહિત્ય'માં કોઇકની ટીકા આવેલ; 'પ્રસ્થાને' પણ, બાદ દુરશાહના ફેજ વિશે હું કે રા. હીરાલાલ કંઇક ભૂલ કરીએ છીએ એમ સૂચવેલું.

માંડેલો, તેના કડકડતા જવાબ તરીકે 'ગુજરાત'નો એ અંક યોજવામાં આવેલો. 'કૌ.'ના ત્રૈમાસિકયુગવાળા અંકો બાદ કરતાં, આપણા કોઇ પણ સામયિકના એક જ અંકમાં એ 'ગુજરાત'અંક જેટલી બહુવિધ ને દીપ્તિમાન વિદ્વત્તા જવલ્લે હશે એમ, જૂઠો પડવાની બીક વિના, કહી શકું છું. આક્ષેપકાર કોણ હતા એ નહિ કહું, પણ અંક પ્રગટ્યા પછી તો એને માટે 'સ્પ્લેન્ડિડ' વિશેષણ આચાર્ય આનંદશંકર ધ્રૂવ સરખાએ વાપરેલ એમ એવામાં પાકે પાયે સાંભળેલું. એવું મોટું માન પામેલા નિબંધસંગ્રહમાંનો આ એક આપણા આ વિભાગમાં અગ્રસ્થાન પામે એ સર્વથા યોગ્ય જ છે.

નિબંધની થોડી નિંદા થએલી એ પણ નોંધવી જોઇએ. એમાં સંસદ્સંપ્રદાયનાં ગુણગાન થયાં છે એવી ટીકા 'સાહિત્યે' કરેલી. ગુણનાં ગાનબાન ને તાન તો કોણ જાણે; એ કર્યાં હશે તો પણ કરવાને ખાતર તો નહિ જ. પણ આટલું બન્યું હોય એ શક્ય છે: સાહિત્યમાં ખરી અર્વાચીનતા એટલે શું તેનો ગ્રાંથિક પરિચય ૧૯૧૬–૨૦માં કૉલેજમાં કર્યો પછીનાં બે જ વર્ષે મેં એ મારી આસપાસના સંસદ-વાતાવરણમાં પ્રત્યક્ષપણે અનુભવવા (અને તેથી, સવિશેષ ઉત્સુક્તાથી ઝીલવા) માંડ્યો હતો એ તો ચોક્કસ વાત છે. કૉલેજ વત્તા સંસદના પ્રભાવવાળા, તેમ જ તત્કાલીન દેશસ્થિતિથી ઘડાયલા એ માનસનું પ્રતિબિંબ ૧૯૨૩માં લખાયલા આ નિબંધમાં પડ્યા વિના કેમ રહે? એમાં નવા યુગના સાહિત્યકારનું જે ચિત્ર આલેખવાનો પ્રયાસ છે તેનાં રંગરેખા, કેટલેક અંશે, મારા ત્યારના ભગવાન અને અત્યારના સખા કનુભાઇને મળતાં આવી જાય એ કેટલું અનિવાર્ય? (એ મળતાપણું એમણે પારખેલું એમાં તો નવાઇ નહિ જ, પણ, મૂળ હાથ પ્રતમાં રેખાઓ અતિસ્પષ્ટ ને રંગો ખૂબ ભભકદાર હતા, તેની છેકભૂંસ પણ એમણે "યુ સી, અવર પીપલ ડોન્ટ નો ધ ડિફરંસ બીટવીન મીઅર

હૅંટરિક–મીઅર, જર્નાલિઝમ–ઍંડ લિટરેચર" એમ મારી હાજરીમાં કોઈને મોંએ ઉચ્ચાર્યા પછી, કરાવી હતી. એમના સરખા સ્વપ્રશંસાપ્રિય મનાતા પુરુષ આ વલણ લે, એ મોટી નવાઇ નહિ ?)

'સાહિત્ય'કારની ટીકાને ખોટી પાડવા જતાં મેં ખરી તો નથી પાડી દીધી ને ? ... હા – ના: નિબંધમાં અર્વાચીનતાયુક્ત સંસદ–માન્ય સાહિત્યભાવનાનું ગુણદર્શન છે એ જેમ સાચુ છે, તેમ, એ ગુણદર્શન (કે પ્રશંસા કે પક્ષપાત, તમારે કહેવું હોય તે) નેકદિલી વિના, પ્રામાણિક માન્યતા વિના કરવામાં આવ્યું છે એવો ટીકામાંનો ગર્ભિત આક્ષેપ છે ખોટો.

ખંડકવાર મથાળાં મૂળમાં હતાં એ અહીં ટાંકવા નિરુપયોગી નહિ બલ્કે લખાણ સમજવામાં સહાય થશે. (માસિકમાં એ શોભે પણ ગ્રંથના વાતાવરણને પ્રતિકૂળ, તેથી અહીં કે અન્ય નિબંધોમાં એ અસલ ઠેકાણે રહેવા દીધાં નથી.* ટિપ્પણમાં એ રજૂ કર્યાં છે, એ પણ એવા દરેક દાખલામાં નહિ.) —

૧. ઐતિહાસિક રેખાદર્શન.
૨. નવા યુગનો સાહિત્યકાર.
૩. સાધનો: નવાં ને જૂનાં.
૪. અભ્યુદયનાં કિરણ.

### ૭. નવા સાહિત્યનાં પ્રેરકબળો

સુરતના સાપ્તાહિક 'નવયુગ'ના ૧૯૮૧ના દીવાળીઅંકમાં છપાયું. ત્યાર પહેલાં, એ જ વર્ષના ભાદરવા શુ. ૯ ને શુક્રવારે એને

* અપવાદ : આ ગ્રંથમાંના બીજા નિબંધ 'સાહિત્ય'માંના નમૂનાઓનાં માથાં 'પ્રીતમનો સ્વર' વગેરે. એ ઉડાવી દેવાં અશક્ય; તેથી, પૃષ્ઠને અશોભા અર્પતાં છતાં, કાયમ રાખ્યાં છે.

વ્યાખ્યાનરૂપે વિલ્સન કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ વાંચ્યું હતું. વ્યાખ્યાન-રૂપે વાંચેલ લખાણમાં વાઙ્મયોદ્ધારની એક યોજનાને લગતો કેટલોક ભાગ હતો એ પહેલા ને આ બીજા મુદ્રણમાં નથી. ત્યાં જે યોજનાની રૂપરેખા તરીકે હતું, તે આ ગ્રંથમાં 'કૌમુદીસેવકગણ' નામના નિબંધમાં વિગતવાર છે.

## ૮ મંથનયુગનો સાહિત્યકાર

આ વ્યાખ્યાન ૧૯૨૯ના માર્ચમાં લખ્યું, એ માસ આખરવાળા કરાંચીના સાહિત્યકલામહોત્સવમાં વાંચવા. વીણેલી ચારેક કંડિકા ત્યાં વાંચેલી પણ ખરી. થીએટરમાંના એ સમયના ગર્જનાક કોલાહલને કારણે, મુખ્યત્વે વેપારી આલમનાં બૈરાં છોકરાંના બનેલા એ શ્રોતાગણે તેમાંનું કશું સાંભળ્યું હોય એમ પણ માનવા કારણ નથી, તો સમજ્યા-ની તો વાત જ શી? કોલાહલ મારા જ માનમાં નહોતો કરવામાં આવ્યો. એ માન ત્યાં જ મારી પહેલાં ન્હા. દ. કવિ જેવા વધારે સુપ્રસિદ્ધ ને બુલંદસ્વરી વક્તાને પણ મળેલું. એવા એ માનના બદલામાં એમણે તત્રસ્થ ભક્તિભાવી જનતાને મૂંગી કરવા લગભગ ત્રાડ નાંખેલી એકાદ વાર તો, એ પણ નિષ્ફળ ગએલ. પણ એવી તકલીફ એમણે એ ઘડીએ શીદને લીધી હશે વારુ? કાર્યકરોએ તો ટિકીટથી જ પ્રવેશહક્ક ઠરાવેલ એ ગોઠવણ કવિશ્રીએ જાતે જ નહોતી ઊંધી વાળી? એવી ધૃષ્ટતા તો આપણા આ ઉત્પાતિયા મંથનયુગનો કો તરુણ સાહિત્યકાર પણ ન કરે એમ નથી લાગતું?

વ્યાખ્યાન કરાચીના જ વાર્ષિક 'વસુંધરા'એ પોતાના ૧૯૮૮ના અંકમાં છાપેલ. ત્યાં નથી એ પહેલી કંડિકા અહીં છે. એ કંડિકાવાળું લખાણ મારી અંશતઃ સંમતિથી એના તંત્રીશ્રીએ રદ કર્યું જણાય છે. કાચી નકલ મારી પાસે હતી તેનો ઉપયોગ કરીને એ અહીં ફરીથી લખી છે.

## ૯. સાહિત્યસેવા જીવનપ્રવૃત્તિ તરીકે

તા. ૨-૭-૧૯૨૭ને દિવસે પુના ગુજરાતી બંધુસમાજમાં વાંચેલું વ્યાખ્યાન, છપાયું 'ગુજરાતીના એ જ વર્ષવાળા (૧૯૮૩ના) દીવાળી-અંકમાં જે પ્રસિદ્ધ થયો તા. ૯ : ૧૦ : ૨૭ને રોજ.

પુને એ વખતે હું ગએલો તો 'કૌમુદી' માટે આશ્રયદાન મેળવવા, જુનના છેલ્લા અઠવાડિયામાં. ઉતારો હતો મુરબ્બી બલુભાઇ ઠાકોરને ત્યાં. એમને મજકુર સંસ્થા ભણી, પોતે (મારી જાણ પ્રમાણે) તેના જનક હોવાથી, અસાધારણ પક્ષપાત; એટલે તેમણે મને, મારી ઘણીઘણી ના છતાં વાત્સલ્યપૂર્વક, ખાસ આગ્રહ કરી રાત જગાડીને પણ, આ લખાણ સંસ્થાશ્રય હેઠળની જાહેર સભામાં વાંચવા મારી પાસે તૈયાર કરાવ્યું.

વિદ્યાસેવાનું આ નાનું કાર્ય કરાવી, પોતે ઉપડ્યા મુંબાઇ યુનિ. સેનેટમાં, એવી સેવાના અનેક મોટાં કાર્યો કરવા. ત્યાંથી પોતે ત્રીજે દહાડે પાછા ફર્યા ત્યારે હજી પુનામાં મારી હયાતી હતી. વ્યાખ્યાન વંચાઇ ચૂકેલ વચગાળાના રવિશનિવારે ખેતવાડી કૉલેજના હોલમાં, એમની ગેરહાજરી દરમિયાન જ. એ પ્રસંગની વાત પોતે પાછા ફરતાં બહારથી સાંભળેલ, એ પરથી તેમણે એ દિનના પ્રમુખિયા ભાષણ સંબંધી મને જે સૌથી પહેલા શબ્દો કહ્યા તે આઃ "આઇ'મ સૉરી ટુ હીઅર હી વૉઝ ડિસ્કોર્ટસ ટુ યુ— એક્ચ્યુઅલી રૂડ, ઇન ફૅક્ટ." આ એમના સાંત્વને મારૂં દુઃખ હળવું કર્યું કેમ કે ઇજનેરી કૉલેજવાળા પ્રો. અવદીચે તે તે દહાડે પ્રમુખપદેથી અવિવેક કે તોછડાઇ કરવામાં, તેમ જ નિષ્કામ સરસ્વતીસેવાની ખુદ ભાવનાને જ ધુત્કારવામાં, કશી હદ રાખી નહોતી. વ્યાખ્યાનમાં છે એ અમુક સાવ સાચદિલીભર્યાં તથા હકીકતકથનરૂપ સીધાં વચનોથી નાહકના અને વધુપડતા અકળાઇ ઊઠીને તેમણે

ભરસભામાં "સાહિત્યની બહુ લગની લાગી હોય તો મરોની એને ખાતર; કેમ મરતા નથી? યુ ઑટ ટુ ડાય ફૅાર ઇટ. તેમાં અમને દોષ શાના દો છો?" આવા કે આને બહુ જ મળતા આવે તેવા (ને બીજા કેટલાક એ જ પ્રકારના) શબ્દો સણસણતે સ્વરે ઉચ્ચાર્યા હતા.

એ મહાશયને મળતા છસો કે સાતસોના પગારમાંથી તેમણે ફદિયું યે ફંડમાં આપ્યું નહિ એ તદ્દન કુદરતી. પુનાના બીજા કોઇ બૃહદ્‌ગુજરાતીએ પણ નહિ. માત્ર, પ્રો. જયશંકર ત્રિવેદીએ એવામાં એક વાર (ને કદાચ, તેની પહેલાં કે પછી બીજી વાર) રૂ. ૨૫ આપેલા એટલું બરાબર યાદ છે.

## ૧૦. સાહિત્યજીવનના એકબે પ્રશ્નો

ઉમરેઠના વિદ્યાર્થીસંમેલનમાં તા. ૧-૧૧-૨૬ને દહાડે વાંચેલું ટૂંકું વ્યાખ્યાન, જે ત્યાર પછી થોડે વખતે 'સુવર્ણમાલા' માં છપાએલ. આમાં બ્રાહ્મણત્વ વિશે જે લખ્યું છે તેની ગુણદર્શી નોંધ 'સાહિત્યે' લીધી હતી.

આનું વાચન સંમેલનમાં થયું ત્યારે પહેલી કંડિકામાંના સવિશેષ અંગતભાવી વચનોએ તત્રસ્થ એક ઠરેલ પુરુષને જરા ચમકાવેલા એવું યાદ છે.

ઉપાંત્ય અને અંત્ય કંડિકાઓ વચ્ચેનું થોડું અમહત્ત્વનું લખાણ, મૂળ વ્યાખ્યાનમાંથી, આ ગ્રંથના છેક પ્રૂફસંશોધન વખતે રદ કરવું પડ્યું છે—એવા રદીકરણથી ખાસ્સાં બે પાનાં બચાવી શકાય તેમ હોવાથી.

# ત્રણ પરિષદોને પ્રસંગે

આ ત્રણ પરિષદો એટલે છઠ્ઠી સાતમી ને આઠમી સાહિત્યપરિષદો જે અનુક્રમે અમદાવાદ(૧૯૨૦), ભાવનગર(૧૯૨૪) અને મુંબાઇમાં

(૧૯૨૬) ભરાયલી. અહીં છપાતાં પાંચ લખાણોમાંનું પહેલું અમદાવાદ વખતે, બીજુંત્રીજું ભાવનગર અને ચોથું પાંચમું મુંબાઇ વખતે: એમ લખાયલાં. મુંબાઇવાળા પ્રમુખવ્યાખ્યાનની તથા નડિયાદવાળા (૧૯૨૮) તેવા જ વ્યાખ્યાનની (અધૂરી) સમાલોચના 'કૌ.'નાં મનન તરીકે તંત્રીપદેથી લખાયલી, જે આગળ ઉપર 'મનનમાળા' એ નામે છાપવા ચિંતવેલા ગ્રંથમાં આવશે.

મુંબાઇવાળી પરિષદના અરસામાં માર્ચએપ્રિલ દરમ્યાન એક બીજું મારૂં લખાણ પણ પ્રસિદ્ધ થએલું: 'સૌરાષ્ટ્ર'માં ચાર કટકે આવી હતી એ લેખમાળા નામે 'સાહિત્યપરિષદ: એક મીમાંસા.' ત્યાં મારૂં નામ – ઉપનામ – છે સાહિત્યહિતચિંતક. તેમાં બંધારણની જેટલી મર્મગામી ચર્ચા થઇ છે, તેટલી, પ્રો. ઠાકોરનાં ગ્રંથસ્થ તથા રા. મુનિકુમારનાં 'ફૂલછાબ'માંનાં લખાણો બહાર, બીજે કશે નથી. મને કહેવામાં આવ્યું છે (ને એ માનવામાં વાંધો નથી) એ પ્રમાણે, એ પરિષદના મોવડીઓની જે હાર છેલ્લે દિવસે (સાત સભ્યોની ચૂંટણીવાળા ઠરાવ વખતે) થઇ, તેમાં મજકુર લેખમાળાએ સારો ભાગ ભજવેલ. એ માળામાં એ માનવંત નેતાઓને એટલો રસ પડેલ કે છેલ્લો મણકો નામે 'સાક્ષરોની પ્રેબિનેટ' તો શનિવારની રાત્રે મળેલી વિષયનિર્ણાયકસમિતિમાં પણ વાંચતા તેઓમાંના અમુક માલૂમ પડ્યા હતા. અસ્તુ. આજે પરિષદબંધારણનો સવાલ જીવતો નથી તેથી, પણ તેથી ય વધુ અંશે તો, મારા જીવનની તથા કેટલાંક લખાણની સાથે જોડાયલી (કદાચ, આમરણ જોડાયલી જ રહેવા સર્જાયલી) કટુતા અને તીક્ષ્ણતા એ પ્રચારકામી લખાણમાં જરા અસાધારણ પ્રમાણમાં હોવાથી, તેને ગ્રંથારૂઢ કરવાનું બહુ યોગ્ય લાગ્યું નહિ ને તેથી તેને આ ગ્રંથમાં સમાવ્યું નથી.

## ૧૧. સા. વિ. ના પહેલા અધ્યક્ષનું વ્યાખ્યાન

આ 'ક્રિટિક' ઉપનામે ૧૯૨૦ના જુલાઇ ને ઓગસ્ટના 'ચેતન'માં છપાયલું. એ વર્ષના જુનમાં જ મને બી. એ.ની ઉપાધિ વળગી, એટલે કોલેજ છોડ્યા પછીનાં પહેલાં જ ઓછાવધુ કે નજીવા મહત્ત્વ-વાળાં લખાણોમાંનું એક આ છે. એ 'સમીક્ષાની સમીક્ષા' સપ્ટેંબરના અંકમાં એક ઉત્સાહી યુવકજને 'એચ' સંજ્ઞાથી કરી હતી, જેની નીચે જ મારો તેમને આપેલ ઉત્તર છપાયો છે. જિજ્ઞાસુઓ એ ખોળી કાઢીને કોઇ વાર તેની પર નજર ફેરવશે તો તેમની મહેનત એળે નહિ જાય; કારણ, અહીં છપાતી વિસ્તૃત સમીક્ષામાં જે કેટલુંક નકામું નહિ એવું સિદ્ધાંત-નિરૂપણ છે, એ ત્યાં પણ છે—અલબત્ત સંક્ષેપે અને ખપપૂરતું જ.

અહીં શિષ્ટતા વિશે જે લખ્યું છે, તેનો ઉત્તર સ્વ. રમણભાઇએ, પોતાની રીતે ટીકાવિષયભૂત માણસ કે પત્રના નામોલ્લેખ વિના, મુંબાઇવાળા પ્રમુખવ્યાખ્યાનમાં આપેલ, જેનો મારી તરફથી અપાએલ પ્રત્યુત્તર 'કૌ'.ના ઉપર્યુક્ત મનનમાં છે.

## ૧૨. સા. પરિ.—ભાવના અને કાર્યક્રમ

'શારદા'ના પહેલા (એપ્રિલ ૧૯૨૪ના) અંક માટે લખાઇ, ત્યાં છપાયલો. એ મહિને ભાવનગરમાં સાહિત્યપરિષદ, તેથી પ્રસંગો-ચિત. અને, પ્રો. ઠાકોર જેવા વિવેચકને મુખેથી એવી પ્રશંસા પામેલો કે આખા ય એ શારદાદેવીને ઉપાસવા મથતા અંકમાં આ એક જ લેખ કહેવાય કિનખાબ સમોવડ ને બાકીના બધા તો છે મલમલિયા.

છેલ્લી કંડિકામાં જે બે જાતનાં ભવિષ્ય ભાખ્યાં છે, તેમાંનું કયું આજ લગીમાં ખરૂં પડતું લાગે છે?

## ૧૩. ત્રણ દિવસની સાહિત્યસેવા

ભાવનગર સાહિત્યપરિષદમાં હું હાજર હતો એ જાણીને તથા ‘ગુજરાત’ માટે અમારી લાક્ષણિક સંસદીય શૈલીએ લખાયલું કૈંક એ પ્રસંગ પરત્વે જોઇતું હતું એટલે, તંત્રીશ્રીએ કહાવ્યું કે તેનું વિનોદ-પ્રધાન શબ્દચિત્ર મારે ભાઇ મુનિકુમાર સાથે મળીને લખી મોકલવું. શા કારણે એ ભૂલી ગયો છું, પણ મેં એકલાએ જ એ પ્રયોગ કરવો ધાર્યો ને કર્યો આ લેખને રૂપે. તેને વિશે મુંબાઇમાં મારા એક મુરબ્બી મિત્ર બીજાને કહેલ “હી હેઝ એબ્યુઝડ એવરીવન, એન્ડ મૉર ધૅન એનીબડી એક્સપેક્ટેડ.” પણ મારો તો આધહેતુ ગાલિપ્રદાન નહોતો, વિનોદી બનવાના મારા તંત્રીશ્રીએ વછોડેલા ફરમાનને તાબે રહેવાનો હતો. અને, એમની નોકરી મેં એવામાં તુર્તની જ છોડી હોય, અમારાં મન ઠીકઠીક ઊંચાં થએલાં હોય, ને તે છતાં તેઓ સામેથી ચલાવીને મને આમંત્રણ મોકલે, આમંત્રણ વળી ‘ગુજરાત’ વાચકોને પ્રિય થઇ પડે તેવી શૈલીનો સ્વીકાર કરી માથે ચઢાવવાનું હોય, ત્યારે તો હું લઇદઇને વિનોદી ને રમુજી, સુઘડપણે પણ વક્રદર્શી (યાને ચંદુભાઇ બુચે જેને મારૂં ‘એલીગંટ સિનિસિઝમ’ એક વાર કહેલ તેનાથી વ્યાપ્ત એવો) બનીને જ શરસંધાન અને શરવિમોચન કરૂં એ જ સર્વથા કુદરતી ને ?

‘સાહિત્યે’ અને ‘જૈને’ આ નિબંધની વિરોધી ટીકાઓ કરેલ. એમાંના બીજાએ તો (મને કહેવામાં આવ્યા પ્રમાણે; જાતે વાંચ્યું નથી.) મને ‘મુનશીકુલનો કુટિલ લેખક’ એવો શિરપાવ આપેલ, એમ નોંધતાં આજે પણ ઘણો આનંદ થાય છે.

પરિષદ પછી તુર્તના એક ‘ગુજરાત’માં (જ્યાણમાં, વૈશાખ ૮૦ના અંકમાં) આ છપાયલો. ત્યાં એનું પેટામથાળું ‘સાહિત્યપરિષદના રંગ-

તરંગનું છાયાચિત્ર' એવું હતું. ખંડકોને વર્ણનાત્મક સરસ નામ પણ આપ્યાં હતાં, જે અહીં છોડી દીધાં છે.

## ૧૪. સા. પરિ. માં વધુ જીવ શી રીતે આવે?

તા. ૮મી નવેમ્બર ૧૯૨૫ના 'ગુજરાતી'માં છપાયલું ચર્ચાપત્ર. એમાંની સૂચનાઓ મારવાડી રણમાં થએલ વરસાદ જેવી ગુજરાતી વાઙ્મયભૂમિમાં નીવડી, એ કહેવાની ભાગ્યે જરૂર હોય.

## ૧૫. સાક્ષરોનાં શબ્દચિત્ર

આ લખાણની પણ વરદી મળેલ, તેથી માગણી પ્રમાણેનો માલ (પરિષદ પછીના એકાદ 'ગુજરાત'માં) પૂરો પાડવામાં આવેલ. આનું કર્તૃત્વ (ત્યાં પહેલી વાર છપાએલ 'શિખાઉ શબ્દચિત્રક' એ મારા ઉપનામે.) મારા મિત્ર શંકરપ્રસાદ રાવળને કોઇકે અર્પેલું. એ અર્પણ તેમને વધુ માનપ્રદ છે કે મને, એ હજી સુધી હું નક્કી કરી શક્યો નથી.

આ શબ્દચિત્ર છપાયા પછી તુર્ત અમે થોડા મિત્રો-મુરબ્બીઓ સુરતમાં એક ઘેર વાર્તાલાપે બેઠેલા ત્યારે આમાંનો અમુક શબ્દ બતાવી, (લેખક કોણ છે તેનાથી અલબત્ત, અજાણ એવા) એક મુરબ્બી બોલેલા : " લખનારનું ખરૂં નામ મેળવવાનો તથા તેની પર લાયબલ માટે સુટ ફાઇલ કરવાનો આ ગૃહસ્થને [અહીં મારી ટીકાના એક ભોગનું નામ તેમણે દીધેલ.] હક ખરો કે નહિ ? " આ સાંભળીને મારા તો પેટમાં તેલ રેડાયલું. એવી એ તીવ્ર લાગણી હજી આઠે વર્ષે પણ નષ્ટ થઇ નથી તેથી (જો કે દાવો પેલા ભોગીભૂત માણસે ત્યારે ન માંડયો તો હવે શું માંડતો'તો ? એટલે બીવાનું તો કારણ નથી.) એ શબ્દ અહીં ફેરવી નાંખીને એટલા લખાણભાગમાં નિર્દોષતા આણી દીધી છે.

# ઠીંગરાયલું સ્વપ્ન

એમાંનું પહેલું લખાણ આશ્વિન ૧૯૮૧ના તથા બીજું આષાઢ ૧૯૮૨ના 'કૌ.'માં આવેલ. ત્રાશીની આખર સુધીના અંકોમાં તેમ જ ચોરાશીની ફાઇલમાં અવારનવાર, આ યોજનાના એક કે બીજા કે ત્રીજા સ્વરૂપ વિશે કૈંક ને કૈંક લખાયલું જડશે. પહેલા લખાણના મથાળાની નીચે અનુકરણિયા અંગ્રેજી નામ 'સર્વંટ્સ ઑફ લિટરેચર સોસાયટી' પણ હતું.

૧૯૩૪

21512

સ્વ. ભોગીન્દ્રરાવ દિવેટીઆની
બે સુંદર કૃતિઓ

નવે સ્વરૂપે



## ૧ મૃદુલા

રૂા. ૧-૪-૦



## ૨ ઉષાકાન્ત

રૂા. ૨-૮-૦

ચિત્રકાર
કનુ દેસાઇ




પ્રકાશક
આર. આર. શેઠની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.